દેલવાડાકર-વાર્તામાળા-નં૦ ૧૩.

# નીલમ અને માણેક.

## બે-બ્હેનો.

### સચિત્ર-ભાગ ૭ મો.

સુધારેલી આવૃત્તિ બીજી.

ગીતિ.

છોડ ઉછેરે સ્નેહે, સુંદર મધુ-ફળ સદાય ખાવાને;
કન્યાને કેળવવી, ઉત્તમ ફૂળ-વધુ, સુમાત થાવાને.



લેખક અને પ્રકાશક,
ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર, મુંબઇ.

અમદાવાદ,
શ્રી 'ડાયમંડ જ્યુબિલી' પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપી.

વિ. સં. ૧૯૬૮ સને ૧૯૧૨.

# મનહર.

જગતમાં જોડી વિના નિભાવ નથીજ કંઇ—
રાત વડે દહાડો ને દીન વડે રાત છે,
શરીરના ભાગ પણ એક વડે એક શોભે—
ભમર નયન નાક બહુ ભાત ભાત છે;
રાય તણી સાહ્યબી નીભે છે રૂડી રૈયતથી—
**નીલમ-માણેક** શોભે કુન્દનની જાતયે,
જોડલું બનાવી જગનાથયે જગત રચ્યું—
એક હાથે તાળી નહિ વાગે ખરી વાત છે!

---

સુઘડ નાર સંસારમાં, સાચો સુખનો પાય;
તારણ એજ ત્રિવેણી છે, નીતિ શાસ્ત્રનો ન્યાય.

# વચનામૃત.

૧–ધરતી અને ગગનના દળમાં સૃષ્ટિનો જે સમાસ છે; તેવીજ રીતે સ્ત્રી અને પુરૂષના સ્નેહમાં સુખનો સમાસ છે.

૨–મનોહર બાગમાં કલ્લોલ કરતાં પ્રાણીઓ, અને પમરતાં કુસુમોથી માળીને આનંદ થાય છે; એજ રીતે સંસાર–બાગમાં સુઘડ સ્ત્રી અને રમણ કરતાં બાળકોથી આનંદ થાય છે.

૩–સૂર્ય અને સમુદ્રના સ્નેહ જેવો દમ્પતીનો પ્રેમ-ભાવ હોય, તો જ નિર્મળ સૃષ્ટિ પ્રેમ–જળ પીયે છે.

૪–ધૂળમાં દટાયલાં રત્નો, ગુણજ્ઞ ઝવેરી શોધીને કિમ્મત મેળવે છે, તેમ વિદ્વાન પુરૂષ, ગુણીયલ ગોરી શોધીને સુખ પામે છે.

૫–સુજ્ઞ માબાંપો, નિર્દોષ કન્યાને કેળવીને શાન્તિ પામે છે; પ્રવીણ પુરૂષો પ્રમદાને સુઘડ બનાવીને શાન્તિ મેળવે છે.

૬–સંતજનો પરોપકાર કરીને પરમપદ પ્રાપ્ત કરે છે; રાગીજનો નિર્દોષ નવલકથાનું પાન કરીને આનંદ પદ પામે છે.

* * * *

" સુઘડ સ્નેહી સ્ત્રી વિના સંસાર સુનો છે ! "

# અનુક્રમણિકા.

# નીલમ અને માણેક.

## સચિત્ર આવૃત્તિ.

### ભાગ—સાતમો.

Bold was the man who ventur'd first to sea,
But the first vent'ring lovers bolder were;
The path of love's a dark and dang'rous way,
without a landmark or one friendly star,
And he that runs the risk deserves the fair.

અનેક વિઘ્ન પ્રેમમાં પ્રકાશતાં જુએ,
વિયોગીઓ–વિલાસીઓ વિલાપતાં રૂએ;
પવિત્ર પ્રેમમાં પ્રભુત્વ અશ્રુએ ધુએ,
અખંડ પ્રેમીઓ એ અશ્રુ હર્ષથી લુએ.

### પ્રકરણ ૧ લું.

#### કથા–ઘાટપર વિરહી પંખીઓ.

All farewells should be sudden, when for ever,
Else they make an eternity of moments,
And clog the last sad sands of life with tears.

*Sardanapalus*. Act V/I.

## શાર્દૂલ વિક્રીડિત.

"તાતા તાપ થકી તમામ તરૂથી પક્ષી બિચારાં પડે,
વૃન્દો વાંદરનાં વિશેષ વિખરી જ્યાં ત્યાં પછી જૈ ચડે;
અમ્બુ ઉષ્ણુ નદી તળાવ તટમાં મચ્છો તપ્યાં તરફડે,
ભારે ભીષમ ગ્રિષ્મ કાળ કહીએ, નાના પ્રકારે નડે!"

શાન્તનુ, રનાદે, કાશી કુંવરી, અને નીલમની વ્યથાઓ વિભિન્ન ભિન્નતાવાળી છે! શાન્તનુ કામાગ્નિથી દઝાયલી, ગ્રિષ્મના તાપથી તપેલા પ્રવાસી પેઠેમ, શિતળ છાંયડી શોધતી વ્યથા શાન્ત કરવા મથન કરે છે! રનાદે વનવાસિની અવસ્થાએ દારૂણ અરણ્યમાં એકલી—અટુલી પડેલી, દુઃખથી દઝાયલી દમયંતી પેઠેમ, એક અતિથીના આશ્રમનો આશ્રય મેળવતી છતી, ભયંકર સ્વપ્નાની નિદ્રામાં ભાન ભૂલીને, ભોગીનું નામ જપતી સમય ગાળે છે. આ બન્ને મુગ્ધાઓ હજી ભોગ—વિલાસનો રસ—સ્વાદ ચાખવાને ભાગ્યવંત થઇ નથી; પરંતુ યુવાવસ્થાનો ઉકળાટ, ને જુવાનીનો તનમનાટ તેની મનેન્દ્રિયને અકળાવવા સમર્થ થયો છે. નાજુક નાજનીઓ કામદેવના શરથી વિંધાઇને તરફડીયાં મારે છે; મોહન—માળાના મણકામાં નીલમ ને માણેક જેવાં સાચાં રત્નો આમ તેમ ઝળકી રહેલાં જોઇએ છીએ, ત્યારે બીજી બાજુ ગુણવંતી અને કિશોરનન્દની કાશી રાજાની કુંવરી પતિ—પ્રેમમાં ઝુકી રહી છે. આ સુંદરીઓની બાજુમાં શાન્તનુ ને રનાદેવડી શુક્રના તારા પેઠેમ કથા પ્રસંગના મુખ પર ઉભેલી જણાય છે. આહા!—

चित्रे निवेश्य परि कल्पित सत्वयोगा
रूपोच्चयेन मनसा विधिना कृतानु ।
स्त्री रत्न सृष्टिरपरा प्रतिभाति सा मे
धातुर्विभुत्व मनुचिन्त्य विपुश्चरस्याः ॥

દૈવે ઘડી યુવતીઓ ચિતરી સુચિત્તે,
રૂપોચ્ચયેથી વિલખી કંઇ કાળ નિત્યે;
જોતાં વિભુત્વ વળતાં વનિતા શરીર,
લાગે છે અન્ય જગ સ્ત્રી-નીર રત્ન-નીર!

The very first
Of human life must spring from woman's
breast,
Your first small words are taught you
from her lips,
Your first tears quench'd by her, and your
last sighs,
Too often breathed out in a woman's hear-
ing,
When men have shrunk from the ignoble
care,
Of watching the last hour of him who led
them.

*Sardanapalus, Act II.*

"સુખ દુઃખ મનમાં ન આણીએ,
ઘટ સાથે ઘડીયાં;
ટાળ્યાં તે કોઇનાં નહિ ટળે, રઘુનાથના જડીયાં."

ક્યાં શાન્તનુ! ક્યાં રનાદેવડી! ક્યાં કાશીકુમારી! અને ક્યાં નીલમ! વિયોગનાં-વિરહનાં-સુખ-દુઃખનાં આંસુ ઢાળતી આશાવંતી યુવતીઓની વ્યથાનું શું વર્ણન કરીએ! ગુણવંતી અને મા-

ણેકના સંતોષનું કલ્પવૃક્ષ તેમનાજ ભાવીમાં ભોગવવાનું હશે. કર્મ વિના સિદ્ધી કયાંથી પમાય ? ઋતુ વિના ફળ કયાંથી પ્રાપ્ત થાય ?

ગ્રિષ્મનો તાપ, પેલી વિરહી વનિતાઓના વિરહ તાપ પેઠેમ તપી રહેલો છે ! સરિતા–સુંદરીના સુના તટ, વિલાસી પંખીઓના અભાવે સ્મશાન જેવા જણાય છે. આશાવંત સરિતાઓ, ગર્ભવતી સ્ત્રીની આશા પેઠેમ ઉદર ઉપસાવીને સાગરને હર્ષથી ભેટવા ચાહે છે; મદમાતી થવાને વર્ષાની રાહ જુએ છે; તેમ વિરહી–વિયોગિની નવયૌવનાઓ પતિ–સમાગમ માટે, પ્રેમીઓની ભેટ માટે તલપતી ને તડપતી દેખાય છે !

વિયોગની વિપળ વિશેષ વર્ષ તુલ્ય થાય છે;
વિલાસની ઘડી ઘડી વિકાસતીજ જાય છે !

---

આહા ! સુખની સીમા નથી ! સંતોષની નજરે સુખના ભંડાર દેખાય છે. જે રાત્રી દુઃખની કહેવાય છે, તેજ રાત્રી સુખની ગણાય છે. જે પ્રભાતે વિરહી વલ્લભાનો ભરથાર પ્રદેશ પ્રયાણ કરવાનો છે, એજ રાત્રીનો વિલાસ દમ્પતીના અંતઃકરણમાં કેવો ઉછળતો ને ઉભરાતો હશે ? એ સમયનું સુખ, પેલા પ્રભાતના વિયોગને સ્મરતું હશે ખરૂં ? પ્રાણ–જીવને દુઃખને વિસારવા માટે સુખની એકાદ ઘડીને પણ કેટલી શાન્તિદાયક–આવકારદાયક માની છે! પણ વિયોગ થયા પછીનો સુખ–સંતાપ સુખકર શામળા વિના કોણ શ્રવણ કરશે ?—

વિયોગ ? પ્રેમીઓનો વિયોગ ? વ્હાલાંનો વિયોગ ? તું કેટલો દુઃખકર થઇ પડે છે ? શકુન્તલા સાસરે જતાં મહા મુનિ કણ્વ જેવા વૈરાગીને પણ કેટલો અસરકારક થઈ પડયો ? જનક જેવા વિદેહીને સીતા સુંદરી સાસરે વળાવતાં કેટલું કલ્પાંત થઇ પડયું !

ત્યારે રામને વનવાસ વળાવતાં શું માતા કૌશલ્યંતાને કંઈ નહિ થયું હોય ? દશરથનો પ્રાણ ત્યાગ તો કિશોર કુમારના વિયોગથી જ થયો છે ! ધ્રૂવને તપ કરવા જવાની આજ્ઞા આપતાં સુમતીનાં અશ્રુજળ ચક્ષુમાં શું છુપાં રહ્યાં હશે ? બાળકને પ્રદેશ વળાવતી માતા અને ભગિનીઓ શું ઓછું કલ્પાંત કરતી હશે ? પ્રેમનાં અશ્રુ—એજ મેળાપ વેળાએ હર્ષ અશ્રુ બની જાય છે—કાળ—ગતિના પ્રયોગે સમુદ્ર જળ વર્ષાનાં મીઠાં જળમાં બદલાઇ જાય છે, ને એજ મધુરજળ સમુદ્રમાં જઇને ખારૂં થઈ જાય છે—એજ રીતે સુખ—દુઃખ વિયોગ ને ભેંટના પ્રસંગમાં માત્ર સ્વરૂપ ફેર થઈ જાય છે. કૃષ્ણ ચરિત્ર જોઇને માતા યશોદા કંપિત થયાં—કૃષ્ણ ગુમાઈ જતાં વ્યાકુળ થઇને અશ્રુ પાડવા લાગ્યાં, એજ અશ્રુજળ, કૃષ્ણભેટ થતાં પુનઃ હર્ષાશ્રુ થઈ પડયાં. પણ ચક્ષુ તો એજ ! સીતા ને રામના મેળાપની પણ એજ ચક્ષુ, ને રામ—સીતાના વિયોગની પણ એજ ચક્ષુ; પરંતુ રામચંદ્રજીએ જ્યારે સીતાનો તિરસ્કાર કર્યો, ને તેને વનમાં રવાના કર્યાં; એ પણ એજ ચક્ષુ ! માત્ર પ્રસંગની ભાવના બદલાઈ ગઈ; ઉત્તાનપાદનો તિરસ્કાર કરીને ધ્રુવને રડતો જતો જોનાર એજ રાજા પાછો ધ્રુવને વનમાં શોધવા ગયો—એ પણ એજ વિયોગ ને એજ પ્રેમ ! એજ સુખ ને એજ દુઃખ.

જ્યારે રનાદે ને શાન્તનુ ગ્રિષ્મરૂપ વિરહ તાપે વર્ષા—પિયુની રાહ જોતી તરફડે છે, ત્યારે નીલમ અને કાશીકુમારી પોતાના પ્રિય ભર્તારના વિયોગે વિલસતી, વિલાપ કરતી દૃષ્ટે પડે છે ! ચારે યુવતીઓ વિયોગની છે; પણ શાન્તનુ ને રનાદે એકજ પ્રભાથી છવાયલી છે, ને નીલમ તથા કાશી કન્યાનો માનસિક વૈરાગ્ય જુદાજ પ્રવાહમાં વહન કરે છે. નીલમ ને કાશીકુંવરી પોતાના સ્વધામમાંજ પતિ ભક્તિ કરે છે; પણ તેના સ્વામી જે સ્થળમાં ભટકે છે, અને

જે મધુરી મેનાં પાછળ દિવાના થઇને અથડે છે, તેની પ્રથમ તપાસ લઇએ.

લુટારૂ કન્યા રનાદે પોતાના પિતાના અકાળ મરણના ગંભીર દેખાવથી બ્હાવરી બનીને, આપત્તિના ભયથી ન્હાસી ગઈ, તેની પાછળ ધનવંત બાપનો વિદ્વાન પુત્ર નવલ પણ એવાજ ભયે ત્યાંથી તત્કાળ ન્હાસી ગયો. બન્ને જીવડા જુદા પડી ગયા. એક ઉત્તર અને બીજો દક્ષિણ ઘાટ તરફ પલાયન કરી ગયો. પૂર્વ કથા પ્રસંગ અહીં અપુર્ણ રહી ગયો.

---

## પ્રકરણ ૨ જું.

### અતિથીના આશ્રમમાં.

"કોઇ મન મેળાપી હોય તો દીલડાનાં દુઃખડાં કહીએ!—
બેદીલ જીવસું મૌન ધરીને મન મુઝાતાં રહીએ—
કાગ તણા કુટમ્બી હોય તો જનનાં છિદ્રો જુએ,
ખરની આગળ ખાંડ ધરે તેણે ટેવ ભૂંડી નહિ મુએ—
પ્રથમ પ્રેમ પરિક્ષા કરીને હૈયા હારદ કહીએરે;
છોટમ કલ્પવૃક્ષને કાપી, બાવળ ઝીંટવા ન જઇએરે-"

આ રીતે પ્રેમ અને પ્રેમીથી નિરાશ થયલું પંખીડું મનની મુઝવણને લીધે મનમાંજ બડબડે છે! સ્વપ્નામાં બકે છે. શ્વાસોચ્છ્વાસ તારમાં ગુંથન થતું જાય છે, નાશીપાશ થયલું મનડું શું શું સંકલ્પો કરે છે?

"O Julea, I have ventured for thy love,
As the bold merchant, who for only hope

Of some rich gain, all former gains will risk,
Before I asked a portion of thy heart,
I perill'd all my own, and now all's lost!!"

"કોને કહીએ, ક્યાં જઇ કહીએ, દીલડાની એ વાતો,
પ્રેમ-તીર મારીને પાછો પ્રીયતમ નથી દેખાતો;
મનડું મેણાં મારે ત્યારે મરવા જીવ અકળાતો,
કાં તો હરિ તું ચરણે લ્હે, કાં પ્રેમી મેળવી દે તો!"

આ શોકોદ્‌ગાર કહાડતી લુટારૂ કન્યા રનાદેવડી ભય-કંપથી એક અતિથીના આશ્રમમાં સ્વપ્ન-ચિન્તવન કરતી પડેલી જણાય છે. ગ્રિષ્મનો તાપ અને વિરહનો તાપ એક તરફથી તીર ભોંકે છે; ત્યારે બાજી તરફથી પિતાના મરણ સમયનો દેખાવ મગજની નસોમાં ભયંકર ત્રાસ વરતાવી રહેલો છે, તે કંપાવે છે! અન્તરાત્મામાં પેલા વીરપુરકુમાર ઇન્દ્રસેનની લગની લાગી રહી છે. માનસિક પુજામાં ભયંકર સમયનું જળ હસ્ત-કમળમાં આવ્યાથી તેનું અર્ધ્ય આપવા લાગી છે. પ્રભુજીને વિનતી કરતી હોય-પેલા ભયના સંકલ્પનો વિનાશ થઇને મગજમાંથી તે ધૂન દુર થાય, તેમ ઇચ્છિતી જણાતી લાગતી હતી.

આ આશ્રમ કોનો હતો? રનાદે અહીં શી રીતે ને ક્યારે આવી ચડી હશે, તેની તપાસ લઇએ.

સંસારની દુગ્ધાથી કંટાળીને, માયા-વિલાસીઓના પાતકોથી સંદિગ્ધ થઇને, મહાત્મા-અતિથીજનો હિમગિરીના પ્રદેશમાં એકાન્તવાસ કરવા આવે છે. આ અતિથી વાંચકવૃન્દથી અજાણ્યો નથી. ગુણવંતી અને જયન્તે સર્યું નદીના ઘાટપર જે ધર્મશાળામાં ઉતારો કર્યો હતો, અને ગુણવંતી, નજીકના કુંડમાં સ્નાન કરવા જતાં, ધ્યાન

મુક્તા થઈ ગુણવંતીને ડુબતી બચાવી હતી, તેજ અતિથીનો આ આશ્રમ હતો. સરિતા અને જળાશય કુંડથી મહાત્માનો આશ્રમ બહુ દુર ન્હોતો–ત્યાંથી સોએક કદમ ડુંગરની કોર પર પ્રાચીન ગુફા-માં એક નાજુક બગીચો ને સાદી પર્ણકુટી હતી. ડુંગરોમાંથી ઝીણાં ઝરણ પડતાં, ને તેનો પ્રવાહ બંધાઇને અતિથીના આશ્રમ તરફ વહેતો હતો. અહોકાળ તે તટપર મહાત્માશ્રી સ્નાન–ધ્યાન કરતા હતા. એ વ્હેળાનું જળ ન્હાના ફુલના છોડોને, દુર્વા વગેરેનું પોષણ કરતું હતું. આશ્રમમાં પશુ પંખી પાળવાની ગુરૂશ્રીએ ઇચ્છા રાખી ન હતી. વૃથા મન પર સુખ–દુઃખની અસર કરવા, માયાના મોહ-નને પોતાનાં કર્યાં ન હતાં. જ્યારે સંસારનોજ વિચ્છેદ કર્યો હતો, ત્યારે અધિષ્ટાતાના કર્મમાંથી નિવૃત્ત થઇને આ દુઃખકર દુગ્ધા શા માટે ગ્રાહ્ય કરે! એ તો પરોપકારાર્થેંજ ગુણવંતીને ડુબતી બચાવવા જતાં, માયાના સ્પર્શથી તેના સત્કર્મી જીવડાને કદાચ ગુણવંતીના ઉદરમાં ગર્ભ–વાસ કરવો પડશે!

આશ્રમની શોભા, કુદરતની લીલાથી છવાયલી હતી. ગ્રિષ્મ રૂતુનો ઉકળાટ, તપતા ડુંગરોથી અકળાવતો છતાં, જળનાં ઝરતાં ઝરણાથી વિંટળાયલો પવન બહુજ શિતળતા આપતો હતો. એકા-ન્તવાસની અનુકુળતા જેમ માનસિક દૃષ્ટિને રિઝાવતી હતી, તેમ શાન્તિ પામેલું મન ઇશ્વિર ભજનમાં એટલું તો નિમગ્ન રહેતું, કે એ આનંદ તો એક સચ્ચિદાનંદ પરમાત્માજ જાણી શકે, અંત-રાત્મા માની શકે!

એ મહાત્મા અમુક પર્વણીને દિવસેજ સર્યુઘાટ પરના કુંડમાં સ્નાન–ધ્યાન કરવા જતા હતા. કર્મના લેખ કોઈથી ટળતા નથી. ભાવી પદાર્થ કદી પણ ભૂલાતો નથી. હજાર ડહાપણ કરે, પણ ધરણીધરનું ધાર્યું જ થાય છે. કાગનું બેસવું ને તાડનું પડવું, તેમ

મહાત્માશ્રીનું સ્નાન–ધ્યાન માટે કુંડ પર બેસવું, ને ગુણવંતીને સ્નાન કરવા જવું, આ સંયોગે પુર્વનો કોઈ સંસ્કાર લાગુ પડી ગયો, અને મહાત્મા તથા ગુણીનો માયાવી સ્નેહ ગંઠાઈ ગયો ! !—

એ પ્રસગથી મહાત્માને બહુ ખેદ તો થયો, પણ ભગવત ઇચ્છા આગળ લાચાર બની ગયા. પોતાના તપ–વૃત્તમાં ભંગ પડયો. શુદ્ધ સત્સંગી જીવડો આખરે પણ માયાનગરીમાં જશે, એવો શોચ થયો. તદૃપિ કાળવશ જગત છે, એમ માનીને પોતાના તપમાં પ્રવૃત્ત થયા.

તાપસી સમાધીસ્થ હતા. આશ્રમ સુનો હતો. કુદરત તેનું રક્ષણ કરતી હતી. મનોહર પંખિઓ, કમળ ને ગુલાબના પરાગથી ખેંચાઈ આવીને કલ્લોલ કરતાં હતાં. કોઈ કોઈ વાર સિંહ–વનરાજ ગર્જના કરતો આમ તેમ ફરીને, મહાત્માનું દર્શન કરી પાછો ફરતો હતો. તપ–ધ્યાનમાં નિમગ્ન થયેલા મહાત્માનો શ્વાસ કપાળપર ચડી ગયલો, અને કેવળ સ્થૂલ દેહ કાષ્ટવત્ થંભેલો જણાતો હતો. આ સૃષ્ટિમાં શું થાય છે, તેનું તેને કશું ભાન ન્હોતું ! અદ્વૈત ભાવનાનો ભોગી માત્ર તપનો ભોગ લ્હેતો હતો; પ્રભુને પ્રસન્ન કરીને, આત્મવિલાસની શુદ્ધ ભક્તિ પ્રસાદી દેતો હતો. ધ્યાનાવસ્થેત્ થયાને કેટલોક સમય વીતિ ગયો હતો.

રનાદેવડી પોતાના પિતાના મરણનો તાપ સહન ન કરી શકવાથી ભયભીત થઇને ન્હાસી, પણ નાજુક નાજની બે ત્રણ માઇલ દૂર જતાં થાકીને એક ઝાડની ઓથે બેસી ગઇ. તેના મનમાં બીજો પણ ભય હતો. પેલો નવલ તેની પુંઠે આવે, અને એકાન્ત સમજીને પોતાનીપર કદાચ બળાત્કાર કરે, એ બ્હીક મ્હોટી હતી. શિકારીના શર–બાણથી છુટેલી મૃગલી બ્હાવરી બનીને આમ તેમ જોતી હતી. ભયથી કંપતી હતી. કેટલીકવાર સુધી કોઇ ન દેખાયું; દુખ ને ભૂખ ઉપરાંત થાકથી તે નિદ્રાવશ થઇ ગઇ. અરણ્યમાં અટુલી સુંદરી

કેવળ પરવશ પડી ગઇ. ચિન્તાના ભારથી દબાયલી છાતી, અને ભયના દેખાવથી ભડકતી દેહ શાન્તિ પામી નહિ. નિદ્રા તન પરહરી ગઇ. આંખ ઉઘડી ગઇ. તેણી ધીમે રમીને ઉઠી, અને પિતાના સ્થુલ દેહનું શું થયું હશે? તે જોવા જવા માટે ફરીને પોતાની ઝુંપડી તરફ ચાલી.

વ્યાકુળીતા ભાન ભૂલાવી દે છે. વિપત્તીનો ધૂમ્ર આંખની આડો ઝાકળીના ઝાંઝવા પેઠેમ છવાઇ રહે છે. જ્ઞાનદૃષ્ટિ મંદ પડી જાય છે. દિશા ભૂલી જવાય છે, અને શરીરમાં વ્યાપી ગયેલા કંપથી ઇન્દ્રિયો શિથિલ પડી જાય છે. રનાદેવડી એવડી સ્થિતીનો ભોગ થઇ છે. એક તરફથી અટુલી પડી જઇને પ્રિયતમને મળવાની વ્યાકુળતાએ બ્હાવરી બનેલી છે; ને બીજી તરફથી નવલ પૂંઠે પડયાથી પોતાના શિયળનો ભંગ થાય, તે ચિન્તામાં પડી છે. આ કરતાં વિશેષ લક્ષ પોતાના પિતા પ્રતિ દોડયું છે! પિતાના દેહને અગ્નિદાહ કરવો, ને તેની મિલ્કત તેના પુન્ય પાછળ ખરચવી, પણ એવા લુટારાનાં કર્મે કયાંથી હોય? રનાદે ટટાર થઇને ચાલી તો ખરી, પણ સર્યુ કાંઠાપરના કુંડ સુધી આવતાં ફરીને ભય લાગવા માંડયો.

શબના ભયથી તેનું ડગલું દૂર જઈ શકયું નહિ, અને અતિથીના આશ્રમમાં આવી. મહાત્માશ્રી તો ધ્યાનમાં હતા. નિર્ભય સ્થાન જોઇને રનાદે આશ્રમમાં પેઠી, અને નિરાંતે આશ્રિત થઇ.

પવિત્ર સ્થાનોના પ્રતાપ પણ અલૌકિક છે. રનાદે આશ્રમમાં આવી, કે તેનો કંપ ને ભય એકદમ દૂર થઇ ગયો. મહાત્માનાં દર્શન કરતાંજ તેની શિથિલ વૃત્તિઓ જાગૃત થઇ ગઇ. આખરે નિશ્ચિંત–નિર્ભય બનીને શાન્તિની નિદ્રા લેવા લાગી. પિતાનો પ્રકોપ ને મરણનો ભયંકર દેખાવ ભૂલી ગઈ. સુખનાં સ્વપ્નાં જોવા લાગી. સત્સંગના પ્રતાપથી લોખંડ તો સુવર્ણ થઇ ગયું! રનાદેવડી આ

અતિથીના આશ્રમમાં કંઇક ઉદયની આશા જોવા લાગી. શકુન્તલા ને દુષ્યન્તના સ્નેહ સમાગમનાં સ્વપ્ના નિહાળવા લાગી!

A lover cannot fall more glorious
Thou in the cause of love.
He that deserves
His mistress' favour, will not stay behind.

OROONAKO, Act II-2.

આહા! પ્રેમીઓ માત્ર પ્રેમનાં શોધન માટે કેટલાં ને કેવાં સંકટો શોસે છે? એક રાજવંશી કુમાર, રાજવૈભવનું સુખ તજીને જંગલ વેરાન રાનમાં પ્રિયાના નામનો પોકાર કરતો ભૂખ-દુઃખ સ્હેતો ફરે છે! ને તાપસી જેમ પ્રભુ દર્શનથીજ તપ ત્યાગે છે, તેમ પ્રેમીઓ, પ્રેમની ભેટ કીધા પછીજ ભટકતા અટકે છે!!-

## પ્રકરણ ૩ જું.

### આનંદાશ્રમમાં પ્રેમીઓની ભેટ!

ગ્રિષ્મ અને વિરહ બન્ને તાપ શાન્ત પડવા લાગ્યા. ગગનમાં વાદળીઓ આમ તેમ દોડવા લાગી. ગર્જતો આભ વનરાજને ડરાવવા લાગ્યો. પડઘાના ઘાથી ઘવાયલા સિંહો બૂમો મારવા લાગ્યા.

છે કોણ એવડો વડો કરે ગર્જના બૂમ પાડીને;
વનરાજ તણું છે રાજ પાય કોણ ધરે વદે ત્રાડીને—

વિરહી સિંહણના પરિતાપનો પરિચ્છેદ કરીને વનરાજ પેલા ગગનના ગર્ભિત ગર્જતા મેવલાની સામે શુરાતન ધરી ખડો રહ્યો

છે! જાણે મીયાંભાઈ સુરજને ઉડાડવા તેની સામે બંદુક ધરી ઉભા હોય! મૃગલાંઓ નિર્ભયપણે પાન કરવા લાગ્યાં! શિકારીઓ વિના યત્ને સિંહનો શિકાર કરવા સમર્થ થયા! રનાદેનો વ્હાલો પ્રિયતમ ઇન્દ્રકુમાર પણ સિંહ શિકાર કરવા જતાં મૃગાક્ષીના શિકારનો ભોગી થાય, તો નવાઇ શું! પ્રેમી તંત્રનું એ સુત્ર છેઃ—

"બપૈયા? તું બોલ રે, વર્ષા રૂતુ આવી."

* * * *

અષાડી ચન્દનીમાં દોડતી વાદળીઓ, જુવાનીના જોરમાં કુદતી હરણીઓ પેઠેમ, દોડતી યૌવનભરી સુંદરીઓ પેઠેમ, ગર્ભના ભેદનો અંતરપટ બંધાયાની આશાધાર નવયૌવના પતિ કને લાડ કરતી હોય તેમ, કંઇક સફેદ ને કંઇક કાળો રંગ ધરીને ગગનમાં દોડતી હતી. પૃથ્વીપર કૂદતી હતી, શૈય્યાપર રમતી હતી! કોણ? વાદળી—નવયૌવના સુંદરી, ગર્ભવંતી નવલ કિશોરી—પ્રાણવલ્લભા!

આહા! કેટલીક બિચારી વાદળીઓ, સુકાયલી કાન્તિ વડે, જીવના ઝુરાપાથી, વિરહની વેદનાથી, વિલાસીના વિયોગથી જાણે પતિને પ્રદેશ રહેલો જાણીને સુકાતી, છુપાતી, લપાતી સુંદરી ધીમે ધીમે જતી જણાતી હતી.

"મ્હારો પિયુ ગયો પરદેશ, કોણ સંદેશો કહેશે;
મ્હારૂં જોબન બાળે વેશ, સાર કોણ આવીને લ્હેશે—ટેક.
શિતળ ચંદની ચિત્ત ચમકાવે, વિરહ વેદના દીલ દઝાવે;
ઝરમર વર્ષા ભાન ભુલાવે, દર્શન પ્રિયતમ કયાં દેશે.—૧"

ગર્જનાના નાદથી ચમકતો બપૈયો, તૃષા પ્રવાસીની પેઠેમ ક્ષુધાતુર બાળકની પેઠેમ, ભુખ્યાં વાછરડાંની પેઠેમ, વિયોગી વનિતાની પેઠેમ, ખેતર ખેડનાર ખેડુતની પેઠેમ વર્ષા—જળની વાટ જોતો હતો, પણ કયાંથી આવે?

રે આવ આવ વરસાદ જગ જીવડાં તુજ વાટ જુએ,
ખેતર ખેડી ખેડૂત ચાતક પેઠે રાહ જુએ.

નદી અને ન્હાળાંના વ્હેળા, બંધ પડયા હસતા ઉછળેલા;
ધરતી તરસી બની અધીરી, ઝાડપાન ને પંખી રૂએ, જગ જીવડાં
• • વાટ જુએ—રે

પિયરના પ્રેમમાં હિંચોળાતી પ્રમદા, યૌવનના બહારમાં લચકાતી અભિસારિકા, સાસરવાસની સ્હેલ કરવા તલ્પતી સુંદરી, પિયુની રાહ જોતી, વિલાપ કરતી, વિલાસ ઇચ્છતી, ઝરમર વરસાદની શિતળતાથી વિરહાગ્નિને શાન્ત કરવા મથન કરતી હતી. પણ ગર્જતો વર્ષાદ, ચમકતો બપૈયો, અને સુસવાટા દેતો શિતળ પવન તેને બીવરાવતો હતો. એકલીનો અવતાર બળ્યો! હાય! હાય! જુવાની જોબનીયું, જીંદગી ઝળકે છે; ગાલપર લાલી, છાતીપર ભાર. હૃદયમાં વિશ્વાસ અને રડયો વિયોગ પુઠે પડયો! રડયો રાહુ શીરે ચડયો હશે. ગ્રિષ્મ તો મન ગમતો ગયો. ગરમીના ઉકળાટથી પીયુને સતાવવાનું ટળ્યું, પણ રડયો વર્ષા આવ્યો, ને પ્રદેશી પરોણા ન આવ્યા!

સખી શરદ પુનમની રાત, એકલડી શૈય્યા મોઝાર;
મ્હારો મળે પરદેશી નાથ, આણા મોકલની મોરાર.

વર્ષાની શિતળ લ્હેરકીમાં શાન્ત નિદ્રા ભોગવતી શાન્તનુ જેવી શરદ પુનમની ચન્દનીનું તોલન કરાવતી, નવયૌવના કુમારિયો વિરહ વેદનાથી ઝુરે છે. નિર્દોષ પંખીઓ માળાઓમાં લપાઇ રહે, અને શિતળ પવનના ભયથી દબાઇ રહે, તેમ વિરહી—વનિતાઓ એક તરફથી વિરહાગ્નિ દાબતી, ને બીજી તરફથી શિતળતાને ચાંપતી, ઓઢણું ઓઢીને શૈય્યા—ખાટ પર લપાઇ રહેતી જણાય છે. આહા!

મનના શોખોનો ઉછાળો, દર્પણમાં દેખાતી દીલની દિલાવરી, બારી-માંથી આવતા પવનને લીધે ઉડતા વાળોની છાતી પર લાગતી ઝપટ, જાણે કામ–વ્યાકુળ માધવોનળ પ્રિયતમાની પ્રેમ–ભાવનું પાન કરતો હોય, તેવી રીતે આ નાજુક સુંદરીની સ્થિતી સંગ્રામ કરે, તો મધ્ય રાત્રે કોને જઇને કહે! આહા! દીપક પણ ભાગ્યહીણ!

મધુર નાયિકા રાત્રી વેશમાં જ્યારે પિયુ કને પીયુષી જતી હતી, અને હાથમાં દીપક હતો, ત્યારે અભાગીઆ દીવાને વાચા થઇ! દીવો બોલ્યો.

"રે મુગ્ધે? તું વિરહ ઘેલી, અંધારામાં પડેલી પીયુડાને શોધતી થાકી. પ્રસેવબિન્દુ ટપકી રહ્યાં, પણ ત્હારો કામ થાકતો નથી! અરેરે! મને બહુ દયા આવે છે. શ્રમથી ત્હારી છાતી ધબકારા મારે છે! જો તું પ્રભુને વિનતી કરે, અને મને હાથ આપે, તો હું ત્હારા અમિત ભાગને શાન્ત કરૂં! તને કામમદ સતાવે છે; ત્હારી નીચી વળેલી દૃષ્ટિ, કેરીના ભારથી લચેલી ડાળી જેવી ત્હારી છાતીનો મદ ઉતારૂં! પણ લાચાર!" મૂર્ખ દીપકનું મન પિગળ્યું, રાવણ કે દુર્યોધન સમાન મદાંધીનો મદ કૂડી કામિનીએ ઉતાર્યો!!—

અતિથી આનંદગિરીના આશ્રમમાં કોમળ સુકુમાર બાળા અચેત પડી હતી. નિદ્રાએ તેને ઘેરી લીધી હતી. સ્વપ્નામાં પડતી–ચડતી હતી, વરતી–પરણતી હતી!—નિદ્રા? નિદ્રા? તું પણ વૈરણી તો ખરી! કટ્ટા દુશ્મનના કરમાં નહિ આવી શકનાર મહા યોદ્ધા, ત્હારી જાળમાં સપડાયા પછી સ્હેજે ત્હારે શરણે થાય છે. દુઃખી મન, એ સ્વર્ગીય વિમાનનાં પ્રવાસમાં શું ઇચ્છતું હશે?

"O sleep! thou sweetest gift of Heav'n to man,
Still in thy downy arms embrace my friend,
Nor loose him from his inexistent frame,

To sense of yesterday, and pain of being.
In thee oppressors soothe their angry brow;
In thee th' oppress'd forget tyrannic power;
In thee * * * * *
The wretch condemn'd is equal to his Judge,
And the sad lover to his cruel fair;
Nay, all the shining glories men pursue
When thou art wanted, are but empty noise.
Who then would court the pomp of guilty pow'r,
When the mind sickens at the weary Show
And flies to temporary death for ease;
When half our life's cessation of our being.

Lying Lovers.

રનાદેવડી તરંગની લ્હેરે લ્હેતી, ભવિષ્યના નાવપર આમ તેમ ડોલતી પડી છે.

ભાગ્યની કળી ખીલતાં શી વાર? પ્રારબ્ધ કંઈ પુરૂષાર્થ જોતું નથી. તેને ચોઘડીયાની દરકાર નથી. તેને વાર–તિથીનો શોક નથી. રાત્રી હો, દિવસ હો, અરણ્ય હો, ઉપવન હો, રાય હો, વા રંક હો, પણ જ્યારે તે તુષ્ટમાન થાય છે. ત્યારે એકાએક પ્રકાશી નીકળે છે. એક કંગાલ લુટારાની કન્યા, એક રાજવંશી રાજાની રાણી તરીકે મહાપદ ભોગવવાને માત્ર હવે એકાદ કલાકની વાર જણાય છે. રનાદેના છેલ્લા સ્વપ્નાની તાસીર, તેના હસતા મુખડા પર છવાઇ રહી હોયના! તેના હોઠમાં સ્મિતહાસ્ય ભરાતું હોય! તેના દાડમ કળી જેવા દાંત, વાદળામાં ચમકતી વિજળી પેઠેમ બહાર આવ–જાવ કરતા હોયની! શરમાળ સુંદરીના મોંપર છવાયલો ઘુંઘટ, ઘડી પ્રતિ ઘડી ઉડીને, કાળી કોયલડી ધોળાં વસ્ત્રથી પ્રિયતમને નિર્ખવા ફાંફાં મારતી ન્હોય, એવો ભાસ લાગતો હતો.

જુવાનીમાં ઝળકતી મુગ્ધા, વનવાસિનીના નિર્દોષ આભાસમાં અચેત પડી હતી. મનડું દુઃખમાં ગીરફતાર છતાં, મોં પર ચમકતી લાલી, ને શરીરમાં ઉછળી પડેલા લોહીથી ઠસ્સાદાર માંસના લોચાનો ભાર સફેદ ચામડીની અંદર મસ્તાની દેખાડતો હતો. કાન્તિ જો કે ધીમી પડી ગઈ હતી, તોપણ મુખડાંની નમણાઇ, ભમરની કાળાશ, અને છાતીનો ગોળો ખરેખર દુશમનની ચક્ષુને મ્હાત કરતો હતો. માથાના છુટા વાળ પવનના જોરથી ઉડતા હતા. જમીન પર પથરાએલા હતા. પ્રીયતમને બેસવાને પાથરણું કરી દીધું હોય, તેમ છવાઈ દીધા હતા. મુનિને શરણે મૃગલી આવી હોય, દેવનું વરદાન મેળવવા અનાથ બાળા આવી હોય, એવું જણાતું હતું.

ગ્રિષ્મનો તાપ શાન્ત કરવા, ગગનમાં ગર્જતો મેવલો પવન સાથે રમણ કરતો હતો—રનાદેના વિરહને શાન્ત કરવા, એક રાજકુંવર જાણે ડુંગરોની કન્દ્રણમાં શિકારની શોધ કરતો ફરતો હતો. ગગનમાંથી ગર્જના થઇ, તેવોજ વનરાજ ઘોર શબ્દ ઉચ્ચરીને બહાર નીકળ્યો—વનમાં વળી બીજો વનરાજ કોણ? વનરાજનો ગર્વ ગાળવા શિકારી કુમારે ગોળી બહાર કર્યો. ગોળી છટકી, અને સિંહ કોતરમાં પેસી ગયો. શિકારી નિરાશ થયો.

આજકાલના રાજવંશી શિકારીઓ, સો માણુસોના રસાલાની વચ્ચે રહીને શિકાર કરે છે, એટલુંજ નહિ; પણ આજુબાજુ નિશાનબાજો ઉભા રાખીને તેના મદદ વડે, સિંહને બહાર બોલાવી, પોતે ઉંચા માંચડાપર ચડીને ગોળી મારે છે; અને એવા બાયલાપણાની બ્હાદુરી આજના જમાનામાં છાપાને છાપરે ચડીને વખાણ પામે છે, તે જાતના આ શિકારી ન હતા.

સિંહ કોતરમાં ગયો, તેને જવા દીધો. કુમારના હૃદયમાં કંઇક બીજા શિકારની પ્રેરણા થઇ, સિંહને જતો કીધો, અને જ્યાં ન્હાનો

વ્હેળો વ્હેતો હતો, તે તરફ ચાલ્યો. સિપાઇ પાછળ પડેલો હતો, તે પણ આવી પ્હોંચ્યો, બન્ને જણુ આનંદગિરીના આશ્રમ પાસે ગયા. કુમાર અંદર ગયો. સિપાઇ બ્હાર ઉભો રહ્યો.

સુંદર વાટિકા નજીક જતાં આંખને રૂચીકર લાગે, તેવો આશ્રમ નિહાળ્યો. તાપનો ઉકળાટ ચાલુ હતો, વાદળીઓ ગગનમાં અથડાતી હતી, વર્ષાનાં ચિન્હો જણાતાં હતાં; પણ હજી તે વાદળીઓ પ્રસરી ન હતી. ગિરિવરોના ચડાણથી થાકી ગયેલો કુમાર આ શિતળ જગ્યામાં શાન્તિ લેવા ચાહતો હતો. અનાયાસે વગડામાં આ સુંદર આશ્રમ મળી જવાથી તે આનંદ પામ્યો હતો.

આહા! આશ્રમમાં જતાં તેણે શું જોયું? એક અમૃતથી ભરેલી તલાવડી નિહાળી! તરસ્યા શિકારીને શિતળ કરનારી મધુરી કટોરી નજરે પડી. આશ્રમના દ્વાર નજીક ઉભો રહીને સુંદરીને નિર્ખવા લાગ્યો! આહા! આ કિશોર કુમાર એક ઘડી પ્હેલાં કંઇ પણ કલ્પી શકયો હશે, કે તે એક મોટી કિમતી સોરતી મેળવનાર છે? ડરબીની સોરતી આ સુંદરીની બક્ષિસ આગળ શી ગણુતરી કરાવી શકે? હૃદયની પ્રસન્નતા પામેલી, મનની ઇચ્છાવાળી, અને જેનાથી ત્રિલોકમાં પણ મુક્તિ મળે, એવી માન્યતાવાળી સોરતી અનાયાસે મળી ગઇ! શું રનાદેવડીને નિદ્રામાં આ અંગ્રેજી કવિતાનું, એકાદ વેળાની ગર્ભિત અવસ્થાનું, પ્રીતિની નિષ્ફળતા થવાનું ભાન નહિ થયું હોય!

" Love—gayillusion !
Pleasing delusion !
Wilk sweet intrusion,
Possesses the mind.—
Love with love meeting,

Passion is fleeting;
Vows in repeating,
We trust fo the wind.—
Faith to faith slighted,
Love may be blighted;
Hearts often slighted,
Will cease to be kind."

સુંદરીના શિયળવંતા સુંદર મુખડાપર ટીકી ટીકીને ઘડીભર કુમાર જોઈ રહ્યો. પણ દુર નજર કરતાં એક વૃદ્ધ તાપસી ધ્યાનાવસ્થેત્ જોયા. ત્યારે તેને લાગ્યું, કે રખે આ ઋષિ–બાળા હોય! રખે કુદૃષ્ટિ કરતાં શ્રાપપાત્ર થવાય! પણ સત્યપ્રેમીને તો તે મુખડુંજ તાપસી જેવું લાગ્યું, એટલે શું?

શું આ કણ્વમુનિનો આશ્રમ હતો? શું પેલી ઋષિકન્યા શકુન્તલા હતી? શું રાજકુમાર પૌરવકુળદીપક દુષ્યન્ત હતો?

"ઇશ્ક તા ખામસ્ત બાશદ બસ્તેએ નામુસો નંગ;
પુખતા મગઝને બુનુરા કય હયા ઝંજીરે પાસ્ત."

"જ્યાંસુધી શરૂઆતનો કાચો ઇશ્ક છે, ત્યાંસુધી આબરૂ અને ઇન્સાનથી બીયે છે; પણ ઇશ્કમાં પાકા અને દિવાના સમાન થઇ ગયલા કાબેલ આશકને, શરમ, જંજીર બની ઝીકડી શકતી નથી!"

ખરેખર નુરજહાંનો દીદાર સાંભળીને શાહજહાં દિવાનો થઇ ગયો, ન બોલ્યોઃ—

"ઉસ પરીરૂને જો એક ભરે નજારા મારા;
જીસ્કે લગતેહી જીગર હો ગયા પારા પારા."

તાપસીનો ભય ટાળીને કુમાર પેલી મુગ્ધા નજીક ગયો–પ્રિયતમાને મળવાની અભિલાષાએ અનુકંપ ઉત્પન્ન કર્યો, પણ દુષ્યપેકેમ તેને જ્ઞાન થયું—

"મનડા સંશય મટિયો, ભય ન ધરિશ હોંસ પુરી કરવાને;
નિશ્ચે નથી અગ્નિએ, રત્ન ખરે જોગ છે પરસવાને."

કુમારની દૃષ્ટિમાં આ રાજબાળા ઘર કરી રહી હતી. તે છતાં ઘણા વર્ષનો વિયોગાન્તર તેને ભ્રમિત કરતો હતો. ચ્હેરાની પિછાન પાછળ મુકાવતો હતો, શું?

"માનવને પેટે કયમ આવું સુંદર રત્ન અવતરેજી;
પૃથ્વી કેરા પટમાંથી કયમ ઝબકારો વીજનો નિરખેજી."

આહા! આ વનદેવડી તો ન્હોય! ઋષિકન્યા હોત, તો—

"નિર્મળ મન મુજ એને, લોભાઈ ને ઘડી ઘડી જોય;
તે પરથી ક્ષત્રિયને, વરવા લાયક ન તે કયમજ હોય!"

ઓહો—

"અધર કુંપળીયા જેવા, ભુજ કોમળ જેવી વૃક્ષની ડાળ;
પુષ્પ સરીખું યૌવન, જોતામાં મન હરે છે તત્કાળ."

ભલે, તે મને ન મળે; પણ ચક્ષુ તો શિતળ થશે? કેમકે—

ખુલખુલકી જીંદગી, ગુલે ગુલઝાર દેખના;
ઔાર મેરી જીંદગી, તેરા દીદાર દેખના—"

આહા! ધન્ય છે પુરૂષને, કે જે આ પ્રિયતમા જેવી પ્રમદાના પ્રેમ–નયનમાં શયન કરે છે! ભર્તૃહરી કહેછે કે—

**मत्तेभकुंभपरिणाहिनि कुंकुमौंद्र
कान्तापयोधरतटे रसखेद खिन्नः ।
वक्षो निधाय भुजपञ्जर मध्यवर्ती
धन्यः क्षपां क्षपयति क्षणलब्धनिद्रः ॥**

કામ ક્રિડાથી થાકેલા હાથીના ગંડસ્થળ જેવા,
કુમકુમથી ભિંજાયલ સ્તન પર જે પ્રેમી માથું દેવા;

ભાગ્યવંત જો થયો હોય, સુતો'તો જો એવું કે'વા,
ધન્ય ધન્ય નરના જીવતરને, ધન્ય કરી જીવન સેવા!
હે મનોમુગ્ધા ? હવે હું ઉંબર તજીને નહિજ જઇશ!
"મયઁ કહાં સંગે દરે યારસેં ટલ જાઉંગા;
યે ન પથ્થર હય, ફીસલનાકે ફીસલ જાઉંગા!

મ્હારી પ્રિયાના દરવાજાનો ઉંબર હું કેમ તજી જઇશ? એ કંઇ કુવા-વાવના લીલવાળા લપસણાનો પથ્થર નથી, કે હું લપસી જઇશ! એ તો અન્તર આત્માના આરસથી છવાયલો મનગમતો પથ્થર છે.—"

કીડા જરાસા, ઔર વોહ પથ્થરમેં ઘર કરે,
ઇન્સાં વો કયા ન જો દીલે દીલબરમેં ઘર કરે?

રખે આ એતના જવાબમાં પેલી નિંદ્રાધીન કુમારી આમ કહે!—
મયઁ ન માનુગી ન માનુગી કભી બાત તેરી:
મુઝે હરગીજ નહિ મંજુર મુલાકાત તેરી!—
કેમકે —જો હોત દીલમાં ત્હારા, મુજ પ્યારાનો વ્હેળો,
લીલો રહેત, વ્હેતો રહેત, મળતો રહેત વ્હેલો વ્હેલો—
કુમારે—મનસ્વી પ્રત્યુત્તર નહિ આપ્યો હોય!—
માંગત ભિક્ષા નેહકી, જોલી પલક પસાર;
તેરે દર જોગી ખડે, કર ઇન્કા સત્કાર—

પેલી મુગ્ધા ઘોર નિંદ્રામાં આશકને મનસ્વી પ્રત્યુત્તર દેતી હોય, શિકારી કુમાર તેની સાથે વિનોદ વિવાદ કરતો હોય, એવી શ્રેણી ચાલી!—

ઇશ્કને તેરે બનાઈ હય જો હાલત મેરી,
વહ્ કરેગા મેરી જાનિબસે વિકાલત મેરી—

જબજબયે દિલ મેરા લાયા મુઝ અય યાર યહાં,
કુચ્છ ખબર મુઝકો નહીં, કૌન હું મયેં ઔર કહાં !

આહા ! આ પ્રેમીના દેદાર જોઇને, સ્હેરાથી પિગળી ગયલી, પણ અજાણુ બનેલી મુગ્ધા બોલી—

હો યકીં દિલકો, કે દિલદાર સંમઝતે હો મુઝે ?
ખાય પા અય મેરે સરદાર સમઝતે હો મુઝે ?
દો જબાં મુઝકો કે મઝબૂત મેરી ચાહમેં હો,
કૌલ દો મુઝકો કે મુસ્તઅદ મેરી રાહમે હો.

કુમાર બોલ્યો—

" I am willing to be your divoted slave ! "

આગે ખુદાકે મયેં તુમ્હે અપની બના ચુકા,
દુનિયાકે સામને હય ફક્ત બાકી રહ ગયા—

તો પછી—

હાં, કહો–અબ મયઁ તુમારી હું તુમારી હું મયેં;
ફર્ઝસે ઉલફત વ સૌગદકે હારી હું મયેં.

છેલ્લાં શુકન સાંભળતાંજ રાજકુમાર પેલી પ્રિયતમાનો હાથ પકડવા જતો હોય, તેમ દુષ્યન્તની પેઠેમ ડગલું ભરવા ચાલ્યો; પણ—

" કર ઝાલવા ઉઠયો પણ, વિનયે વાર્યો રહ્યોજ સ્તબ્ધ થઈ;
સ્થળથી નહિ હાલ્યો પણ, લાગે હું આવીઓ હઉં ત્યાં જઈ. "

ખરેખર શિકારી કુમાર એ સુંદરી નજીક ગયો. તેમનો શ્વાસ, પ્રેમની મીઠી મર્યાદામાં પ્રવાસ કરવા લાગ્યો.

ધ્યાન ઇશ્કમે જો હોતા નશેઓ ફરાજકા,
મહમૂદશાહ બંદા ન હોતા અયાજકા—

કુમારે પોતાની પ્રિયાંગનાને માત્ર એકજ ચિન્હથી પરખી લીધા—ગોરા ગાલની ડાબી બાજુ પર, શ્યામ તિલ્લનું ચિન્હ, જે વારંવાર કુમારની આંખને મોહ પમાડતું હતું, વિવિધ પ્રકારે સ્મરણ કરાવતું હતું—તે જોયું! ના—ના, એટલેથી જ તેણે ખાત્રી ન કરી—પગના તળીયાના મધ્ય વિભાગે એક રાતો તિલ્લ હતો—જે તિલ્લ એ બાળાના ભવિષ્યને ચમકાવનારો હતો, તે જોયો—અને સારિકા જેવા નાકની અણી આંખને વળગી—

શું સુભદ્રા હશે, કે રૂકમણી?—
શું અર્જુન હશે, કે શ્રી કૃષ્ણ?
શું સીતા હરણ થશે?
શું શિકારી રાવણ હશે? ના—ના—ના—એકની હા!—

દુઃખી અબળાને છોડાવનાર, પ્રેમમાળા લઇને જપતી સુંદરીનો સાથી શ્રીકૃષ્ણ પરમાત્મા જેવો આ શિકારી કુમાર હતો.

પ્રેમના આવેશમાં શ્રાપની દરકાર કર્યા વિના આ મધુરી સુંદરીને સાવચેતીથી એ હાથે અદ્ધર ઉચકીને પર્ણકુટી બહાર ગયા.

આહા! સ્ત્રીના પ્રેમના બળની કેટલી મજબૂત અસર હોય છે!

Successful love
With glorious fumes intoxicates the mind,
And the proud conqueror in triumph moves,
Air-borne, exalted above vulgur men."

વાંચનાર? આ સુંદરીનું હરણ કરનાર, સુભદ્રાનો વ્હાલો વર અર્જુન બાણાવળી કોણ હતો?

પ્રેમી વિના આ જોખમ, ભાર ને સંકટ બીજો કોણ વ્હોરી શકે?



(૧) ઇન્દ્રકુમાર ને રનાદેવડી. ભા. ૮-૬-૨૨

એ ઈન્દ્રકુમાર હતો–તે પોતાની પ્રિયાંગના રત્નાદેવડીને ઉપાડી ગયો હતો. ઈન્દ્રકુમાર અહીં ક્યાંથી? રત્નાદેવડીને ક્યાં, શી રીતે લઈ ગયો? તે નિદ્રામાંથી જાગૃત શી રીતે થઇ, ક્યાં ગઇ? કેમ ગઇ? તે હવે પછી જાણીશું।

## પ્રકરણ ૪ થું.

### સુખ–દુઃખનો સમાગમ.

ખરી મીઠી વીલડી, જેમ થોર ને કેળ;
સૂખ–દુઃખનાં વાદળાં, તેલ--પાણીનો મેળ!–

પર્વણીનો દિવસ હતો. આષાડી એકાદશી–દેવશયની એકાદશીનો મહિમા અયોધ્યાની પવિત્ર ભૂમિમાં ગર્જતો હતો. સરિતા–સંગમમાં સ્નાન કરવાનું આજે મહત્ પુન્ય ગણાતું હતું. યાત્રાળુઓ અવશ્ય આ પ્રસંગે સર્યુના ત્રિભેટામાં સ્નાન કરવા આવતાં હતાં. ગંગા–યમુના ને સરસ્વતી, (ગંડકી–સર્યુ.) આદિ સરિતાઓનાં જળનો સમુદાય આ સ્થળે મેળાપ કરતો હતો. અસંખ્ય યાત્રાળુઓ પ્રયાગમાં માતૃ શ્રાધ્ધ કરવાર્થે આવ્યાં હતાં. પુજારીઓ, ઉપાધ્યાઓ, ગોર લોકો અને માગણ–ભિખારી ઉપરાંત સાધુ–સંતો ને તાપસી–સન્યાસીઓનાં યુથો પણ આ પર્વણીને દિને પ્રાતઃ સ્નાન કરવા આવતાં હતાં. સરિતા કાંઠાપર અનેક શ્રધાળુઓ માતૃ યાગ કરવા મંડી પડયા હતા.

દાન પુન્યનો આજે મોટો દહાડો હતો. રાજા દાને ને પ્રજા સ્નાને, એ કહેવત પ્રમાણે, જેવી જેની સંપતિ હતી, તે પ્રમાણે દાન

પુન્ય થતાં હતાં. કોઇ રૂપાનાણું દેતા, કોઇ અન્ન-દાન દેતા, અને કોઇ વસ્ત્રદાન પણ દેતાં હતાં. બ્રાહ્મણો ને બાવાજીઓ વચ્ચે ઝઘડો ચાલતો. ગોર-ગોરમાં તકરાર ચાલતી. પર્વણી એક પવિત્ર દિવસ છતાં દ્વેષ-કલેષ દૂર થયો ન હતો. શ્રદ્ધાળુ મુમુક્ષોને વૃથા ખેદ થતો હતો. મહાત્મા જનો વિશેષ ખેદ પામતા હતા. ઉદર પોષણ માટે અનેક પ્રકારે કલેષ કરીને કેટલાક સાધુડા, ને બગભક્ત લાડુ ભટ્ટો અસત્ય વદતા હતા, પ્રદેશીઓને ઠગતા હતા!

પ્રાતઃકાળમાં સર્યુનો કાંઠો માનવોનાં ટોળાંથી ચિકાર ભરાઇ ગયો હતો. સાધુઓ ભજન કરતા હતા. "રે ચાલ્યો માનવનો મેળો મળીને ભવસાગર તરવા."—

પેટભરા સાધુડાનાં ભજન કેવળ નિર્માલ્ય, અને કાનને કઠોર લાગતાં હતાં, પણ અંતરાનંદ તો કલેષરૂપ હતો. ભોળાં લોકો ઠગાતાં હતાં. દાન-દક્ષણા આપીને સંતોષ પામતાં હતાં.

આર્ય સંસારની ઉત્તમ રહેણી કરણીનો આ સ્થળે પડઘો પડેલો જણાતો હતો. શાન્ત, વિશ્વાસુ, દયાળુ ને શ્રધાળુ આર્યજનનીનાં માંસલો કેવળ પોતાના અદ્વૈત ભાવે ભગવંત નિમિત્તે સાધુ સંતને પોષતાં હતાં. ક્રિયા-કર્મ કરીને, શુદ્ધ ચિત્તે, યથા શક્તિજ કંઇ કાયા વાચા અને મનથી કર્મ કરતાં હતાં, તે નિમિત્તે પોતાનાં દીલનાં પાપ ધોવાઇ જઇને, સદ્‌ગતિનો સંતોષ માની લ્હેતાં હતાં. પોતાના એકજ દેવપર, વિપ્રો, સાધુઓ, અને મહાત્માઓ પર ભરૂંસો રાખીને, આર્ય પ્રજા અનાદિ કાળથી વર્તન કરતી આવી છે; વર્ણાશ્રમ ધર્મ પાળીને, ભક્ષ્યાભક્ષનો ભેદ રાખીને, શારિરીક નિયમો વડે ધર્મ પાળતી આવી છે, એજ તેની ઉન્નતિ અને ઉચ્ચ આત્માનું દિગ્દર્શન છે. મુક્તિનું સાધન છે. કેવળ સ્વાર્થ નિમિત્તે, ભ્રષ્ટાભ્રષ્ટનો વિચાર ન રાખીને, ઇશ્વરને અળગા

ફરી, પોતાનીજ શક્તિઓ વડે આ સંસાર ચાલે છે, એવી કલ્પીત માન્યતા ધારણ કરીને જગતને ઠગનારી એક દુનિયાંનો આ ભારતને જે પવન લાગ્યો છે, એજ પવનના ભોગીઓ ભારત–નાવને કદાચ ડુબાડે તો નવાઇ નહિ; પણ ભારતનું પુન્ય, ભારતવાસીઓનાં શુદ્ધ અંતઃકરણ ને તેની અખંડ રહેણી–કરણીનો હજી એટલી હદ સુધી વિચ્છેદ થયો નથી, કે ધર્મ–લોપ થઇ જાય! કાળે કરીને ચિત્તમાં સળો પેઠો છે, ને તેથી કર્મીની ભ્રષ્ટતા વ્યાપી રહેવાથી અધર્મી અ-કર્મી, ને પુન્યહીણ પ્રજાનો કોઈ અંશ કીડા રૂપે કીડા ગ્રહતો હશે, પણ તેથી તેમાં સર્વ ભારતનું પુન્ય સમાતું નથી. એક એવો કાળ આવશે, કે અસલ ભારતની પૃથ્વી ધરી પર એજ સૂર્ય ઉદયકાળનાં કીરણ ફેલાવશે. ખરી વાત છે કેઃ—

" ખરી જઇશ હું ખરી વાત પણ, ઋતુમાં ફરી જન્માય;
ખરી પડવું, ફરી વધવું, મઘમઘવું, વન જગવું;
પછી મોસમ ઉતરતાં ફરી મરવું, ચકરી ફરી ફરી "

**" બાળ–બાગ. "**

સર્યું નદીમાં સ્નાન કરતી સુંદરીઓની હર્ષ–ઘેલછા થોડી નહોતી! પર્વણીને દહાડે સરિતા ઘાટ પર કે સમુદ્ર ઘાટ પર સ્નાન કરતી મદમસ્ત નારીઓ, વિવેકની હદ રાખી શકતી નથી. શરીરની મસ્તાની પ્રકટ કરવાને જાણે ગોપીયનોનો વેશ ધરીને કેમ કૃષ્ણ–દર્શન કરવા તડપતી હોય; તેમ આ કલિની ગોપીયો ધર્મ–મર્યાદાનો ત્યાગ કરીને, પરપુરૂષને પોતાનું સૌંદર્ય બતાવવામાં મહત્તા માને છે! સગુણી પ્રમદાઓ તો પતિનેજ પ્રભુ રૂપે ભજે છે; એટલે તેનું ગાન–ધ્યાન તો તેમાંજ છે. સ્નાન–ધ્યાન પણ તેમાં છે. કદાચ કૂલટાઓનો શોખ હશે, ને એવા મહને શરણે જતી હશે.

સર્યુ કાંઠે એક નવયૌવના સુંદરી સ્નાન કરીને વસ્ત્ર બદલતી હતી. તેની સામે એક યુવાન યોગી પુરૂષ કેવળ નિરાશ થઇને બેઠો હતો. પેલી સુંદરી તે પુરૂષને વારંવાર ટીકી ટીકીને જોતી હતી. પુરૂષના મનમાં પણ સુંદરીના સ્વરૂપનો વેગ આવજાવ કરતો હતો. પોતાની દૃષ્ટિમાં રમણ કરતો પુરૂષ કોણ હશે, એ જાણવાની સુંદરીને અભિલાષા થતી હતી—પણ " પ્રદેશમાં ફરતાં અનેક પંથીઓ મળતા મુખડાનાં હોય—તો તેનો શો આધાર બાંધી શકાય ! " આ પ્રશ્નના વિમળ વિચારમાં તે વસ્ત્ર બદલતી હતી, ને પુરૂષ ભણી જોતી હતી. પવિત્ર ધામમાં, પાપમોચની ગંગામાં સ્નાન કર્યા છતાં અંતર માંહેથી કામનો ધૂમો, તે દૃષ્ટિમાંથી મદનનું અસ્ત્રુ વિખરાયું ન હતું ! " જે દુઃખ પોતાના અંતરમાં ભટકતું હતું, તે દુઃખ જો પેલા પુરૂષના અંતરમાં હોય, ને ઉભય પિછાણદાર નીકળે, તો સુખ દુઃખનો સમાગમ, ગંગા—યમુનાના સંગમ પેઠે મળીને કેવી શિતળ શાન્તિ થાય ? " આમ પણ ઉભય સ્ત્રી—પુરૂષના મનમાં ગુપ્ત જ્ઞાન ઉદ્‌ભવતું હતું !

મનની અવસ્થા વિચિત્ર છે.

The mind

The mind then hath capacity of time,
And measures it by that which it beholds,
Pleasing or painfull, little or almighty.

Cain Act. III

અંતઃકરણમાં જે પ્રભુ—વાસનાનો અંશ છે, તે પરસ્પર વિજળીના તાર પ્રમાણે ભેટી પડે છે. જો કે એ સંયોગ આડી વલણ લઇને સમાગમના સુખનો લાભ આપે છે, અને એ ગેબી ભેદ કોઇથી એકદમ પ્રથમ કળી શકાતો નથી; તોપણ પાછળથી પ્રકટ થતાં ઇશ્વરી ચમત્કારની ખુબી માનવને તાજ્જુબ કરી દે છે !—

નવયૌવના સુંદરી વસ્ત્ર બદલી રહી, કે તેના કાનમાં એક ભયંકર શબ્દ આવ્યો.

"રે મને બચાવો—હું ડુબી મરૂં છું."

એક વૃદ્ધ ડોસી પાણીમાં ડુબકાં ખાતી પોકાર કરવા લાગી પિતામહીનો આક્રંદ સ્વર સાંભળીને યુવાન સુંદરી નદી કાંઠે દોડી ગઇ. નોકર તો કેટલેક દુર કુંડ નજીક ધર્મશાળામાં હતો. આ વખતે બીજું કોણ સહાય કરે! હજારો લોકો પોતપોતાના કામમાં ગુંથાયાં હતાં. ન્હાવા ધોવા, દેવ-પુજા કરવા, તિર્થે સ્નાન કરવા, દાન-દક્ષણા દેવા, ને વિવિધ વિધી કરવા આતુર હતાં. તેવામાં ડોસીની કોણ દાદ સાંભળે! આખરે પેલા યુવાન પુરૂષે હિમ્મત કરી, ને તે પાણીમાં કુદી પડયો, પણ ડોસીની નજીક જાય, ત્યાં તો તેના રામ રમી ગયા. ડોસી કોણ જાણે જળ-વેગમાં કયાં ઘસડાઇ ગઇ, તેનો પતો ન લાગ્યો.

"માયાનો જીવડો, માયામાં અંતે પેઠો—"

પવન ને અગ્નિથી ચાલતો દેહ-રથ ખરેખર એજ વેગથી શોભતો છે. જ્યારે પવન છુટો થયો, ત્યારે દેહ ભારે થઇ પડયો. જે દેહ, જળમાં તરતો, તેજ દેહ જળના તળીયામાં પેઠો! ઘડીભરની ખબર નથી, ને હવામાં કિલ્લા બાંધનારાં પ્રાણીઓને શું કહીએ? રે રાગ-દ્વેષીઓ? ક્ષણિક સુખને ખાતર પારકાનું અરિષ્ટ કરવાનો યત્ન તજી દો! રે અધમ ચાણ્ડાળો? તમને જો રાજાની કને બેસવાનો સમય મળ્યો હોય, તો તમારૂં પાપી ઉદર ભરવા માટે ભલા લોકોના પેટ પર લાત ન મારો! રે ભાઇઓ? બિરંજ-પુરીનાં ભોજન જમીને, એટલા નીચે ઉતરી તેની ઇર્ષ્યા ન કરો. રાવણનો ગર્વ પણ ગળી ગયો! ચાર ઘડીની ચંદની ચપટવારમાં ચળી જશે, પ્રભાતે ખીલેલી કળી સાંજે તો તે ખરી જશે.

નથી સાહ્યબી સદા કાળ નીભતી;
દશા ને દમામ એક પળે ટળી જતી—

નમણી સુંદરી ગભરાતી, આંસુ પાડતી, માતાજીને મળવા આતુર થયલી આમ તેમ જોતા હતી. પેલા પુરૂષે જ્યારે નિરાશા બતાવી, ત્યારે તે આંસુ પાડતી રૂદન કરવા લાગી. યાત્રાળુ લોકો એકઠાં થઇ ગયાં; પારકા પ્રદેશમાં બીજું કોણ હોય! સર્વે લોકો ધિરજ દેવા લાગ્યાં. એક સંતે કહ્યું.

"બાઇ? ડોસી તો મુક્તિ પામ્યાં; એવો પુન્ય-થર ક્યાંથી, કે ગંગા માતાને દેહ સમર્પણ થાય!"

પેલો પુરૂષ બહાર આવ્યો, ને સુંદરીને શાન્તિ આપતાં બોલ્યો.

"બાઇ? હવે દાદીમા મળવાનાં નથી. તમે ધિરજ રાખો. કહો, તમે ક્યાં ઉતર્યા છો?"

"અમે પેલા કુંડની પાસે ધર્મશાળામાં ઉતર્યા છીયે. મ્હારો નોકર ત્યાં છે. તમે કોણ છો?"

"હું પણ એક યાત્રાળુ છું."

"તમે મ્હારી ઓળખાણમાં આવો છો. તમારી છબી મેં મ્હારી નજરે કંઇ જોઈ છે." સુંદરીએ આંસું લુછતાં, સથવારો કરવાના હેતુથી, ખરેખર તેને ઓળખીનેજ કહ્યું.

"તમે મુંબઇમાં ક્યા સ્થળમાં રહોછો?"

"વાલકેશ્વર; રત્નલાલ ઝવેરીના બંગલાની જોડે!"

"ત્યારે તો—" પુરૂષે હસીને ડોકું ધુણાવ્યું. "જો તમે એમના પાડોસીજ છો, તો હવે તમે નિર્ભય ને નિશ્ચિંત થજો. તમારે મનમાં કશી ચિન્તા ન કરવી. બનવાનું હતું તે બન્યું. હવે તો ઉતારે ચાલો."

"તમારૂં ઓળખાણ આપશો ? ક્ષમા કરજો. મને તો તમે નીલમ બ્હેનના—

"હશે. કદાચ તે પણ હોય. તમારૂં નામ શું ?"

"મ્હારૂં નામ શાન્તનુ. અભાગી શાન્તનુ—" આટલું કહેતાં તે રડી પડી.

"ના રડો ! મ્હારા સમ. હવે તમારાં અશ્રુ પ્રભુ લુંછશે." નવલે તેનો કોમળ હાથ પકડયો, ને બન્ને જણુ ધર્મશાળા તરફ ચાલ્યાં.

વાંચનાર ? ત્હારા ખ્યાલમાં સહજ આવ્યું હશે, કે પેલી સુંદરી તે શાન્તનુ હતી. વૃદ્ધ ગાત્રીય જોડે તે યાત્રાર્થે નીકળી છે, ને પેલો પુરૂષ તે નવલરાય સાધુના સંગમાં આ સ્થળે ભટકતો આવી ચડયો છે. શાન્તનુ અહીં શી રીતે આવી, નવલના સંગમથી શી અવસ્થા પામી, તે તરફ હવે નજર કરીએ !

---

## પ્રકરણ ૫ મું.

### વાતનો વિસામો—દીલ પર દીલ !

"દાદીમા તો ડુબી ગયાં, હવે મ્હારૂં શું થશે ?" શાન્તનુ ધર્મશાળામાં પ્રવેશ કરતાં, રસોઇયા નોકરને જોઇને રડતી રડતી બોલી.

"હેં ! ડોસીમા ડુબી ગયાં ! રામ-રામ રામ !" રસોઈઆએ ખરખરો કર્યો ! શાન્તનુએ સામી પોક મુકી !

"આ ભલા ગૃહસ્થે ઘણાં ફાંફાં માર્યાં, પણ કશો પત્તો ન લાગ્યો--જગતમાં ભલાની ભલાઇ છે."

"આ ભાઇ આપણા પિછાણુવાળા હોયની, એમ લાગેછે"

"હા-એ આપણા ઓળખીતાજ છે. પણ હવે આપણે શું કરીશું ?" શાન્તનુએ મુળ વાતને ઉડાવી દીધી, નવલનું નામ એકદમ પ્રકટ ન કરવા માટે રસોઇઆને બીજે માર્ગે દોરવ્યો.

"હવે તો મુંબઇ જવા વિચાર કરવો !" રસોઇઆએ કહ્યું.

"મુંબઇ તો જવાનું છેજ; પણ ભુખનું દુઃખ સ્હેવાશે ?" નવલે કહ્યું.

"અમારી કને ભાતું તો છે, પણ દીલ—

"દીલમાં દુઃખ તો થાય-પણ ખાધા વિના ચાલશે ?"

"ભટ ? તમે સ્નાન કરી આવો. આ ગૃહસ્થ અહીં હાજર છે, એટલે મને ચિન્તા નથી. તમે આવ્યા પછી કંઇ જવાને વિચાર કરીએ !" શાન્તનુએ નવલનો વૃતાંત જાણવા માટે ભટને રવાના કરવાની યુક્તિ કરી.

"મને બે કલાક લાગશે. સ્નાન-સંધ્યા વિગેરે કરવાનું છે."

"તેની ચિન્તા નહિ. પર્વણી; છે. પવિત્ર ધામ છે. જે કર્મ થયું તે સાચે છે." નવલને ભાવતું હતું, ને વૈદે ફરમાવ્યા જેવું થવાથી તેણે ટાહુકો પૂર્યો.

"વાહ, ત્યારે હું જાઉં છું. બ્હેન ? તમે હવે રડશો નહિ !"

"હા, ભાઈ ! હવે રડીને શું કરીશ ? તમે જલદી આવો, તો આપણે માર્ગે પડીએ." શાન્તુએ વિશ્વાસ દેખાડયો. કોણ જાણે તેના મનમાં શી અધિરાઇ હશે ?—

"વારૂ, હું જલદી આવીશ." રસોઇઓ સ્નાન કરવા ચાલ્યો. તેના મનમાં ચટપટ થવા લાગી, કે "આ શખ્સ રખે પેલી છોકરીની પૂઠે પડયો હોય ! રખે સંકેત કરીને ડોસીને જળમાં ડુબાડી દીધી હોય ! વારૂ, કાંઠા પર જઇને તપાસ કરવી !" સંકલ્પ વિકલ્પથી ઘેરાયલો ભટજી નદી કાંઠે આવ્યો. લોકોની કનેથી ડોસી

ડુબવાની વાતો સાંભળી, અને કશો અપવાદ હાથ ન આવવાથી અંતે સ્નાન–ધ્યાન કરવા બેઠો. ધ્યાનમાં જાતિભ્રષ્ટતાના સંકલ્પ થયા. યુવાન અબળાનો એકાન્ત સમય હાથ કરવો! વિરહી વલ્લભાનો તાપ શાન્ત કરવો, અને તેનાજ બંગલામાં, તેનાજ અન્ન ધન ને તન–મનથી તેની લજ્જા લૂટવી! આહા! આવા ધર્મહીણ નોકરો મુંબઇ નગરીના સારા શેઠીયાના ઘરમાં કેટલા હશે?—શેઠાણીઓના માનીતા ભરૂચાઇ ભુંડણાઓનું ભાગ્ય કયા કર્મ માટે નિર્માયલું હશે! હરિ! હરિ!! હરિ!!....................

"શાન્તનુ? તમે મનથી દુઃખિ લાગો છો?" નવલે પુછ્યું.

"હા, અને તમે કયાં સુખિયા છો? કહો, તમે ખરેખર નીલમ બ્હેનના વર છો?"

"હા, અને ના કહી જાય તેમ નથી!"

"હું સમજી ગઇ, તમારાપર ગુણવંતીના કુમાર્ગનો આક્ષેપ આવ્યો છે, ને તેથી તમે શરમાતા હશો, એ બ્હાને તમને મુંબાઇ જવા પગલું ભારે થઇ પડયું હશે."

"તમે તો મ્હારી વાતથી બહુ જાણીતાં લાગો છો?"

"હા, ને નીલમ બ્હેનના કહેવા પ્રમાણે તમારો પત્તો આ દેશમાં મળેલો કહેવાય છે. તમારી શોધ માટે એક ગુમાસ્તો ઘણા દિવસથી ફરે છે, અને હમણાં સ્વામી સચ્ચિદાનંદ ગુરૂશ્રી પણ એ નિમિત્તે આ સ્થળોમાં પર્યટન કરવાને ત્યાંથી નીકળેલા છે."

"ત્યારે કહેશો કે મ્હારા કુટમ્બની કેવી સ્થિતી છે?"

"નીલમ બ્હેન અહોકાળ ભક્તિજ્ઞાનમાં દિવસ ગુજારે છે. બાળકોપર પ્રભુની કૃપા છે. તેઓ વિદ્યાભ્યાસ કરે છે. રત્નલાલ કાકાની અવસ્થા જ્વાજલ્યમાન થઇ ગઇ છે."

"મ્હારો સંતાપ ખરો કે?"

"તે તો હોવોજ જોઇએ! નીલમ બ્હેન બહાર નીકળતાં નથી. રત્નલાલ કાકાને તો છુટકો નહિ!"

"જો હું ત્યાં જાઉં તો?"

"તો નીલમ બ્હેનનો તથા રત્નલાલ કાકાનો દિવસ પાધરો થાય! કારણકે તમારા વિના લોકાપવાદ તો ખરોજ કની?"

"લોકો મ્હારી ચેષ્ટા તો ન કરે?"

"તેનું તો મને પણ મેણું એહું છે!"

"તમારે શું?"

"મ્હારી કથા લાંબી છે! નામ તો ન લેવાય, પણ પતિ નામ પ્રભુ જેવું છે, ને વળી તે ગુજરી ગયા છે, તેથી કહું છું. ભગવતીલાલની વેરે હું પરણી–" શાન્તનુ રડી પડી. તેણીનાથી આગળ બોલી શકાયું નહિ.

"ભગવતીલાલ તો અમારા બંગલાની જાડેજ રહે છે. અફ્સોસ! તેઓ ગુજરી ગયા! માફ કરજો. તેનો દેહ તો કુચ્છંદી સ્ત્રીના રોગથી—

"હા–માત્ર મ્હારાં ભાગ્ય ફુટવાનાં હશે, ને લોકાપવાદ ચડવાનો હશે, તેથીજ હસ્ત મેળાપ થયો. પ્હેલીજ રાત્રીએ તેઓ ચંદા નાયકાના ઘરમાં ગુજરી ગયા. મ્હારૂં હાથ–કંકણ પણ ન છુટયું!" શાન્તનુ રડી પડી!

"શિવ! શિવ! શિવ! ત્યારે તો તમે અખંડ શુદ્ધ દીલનાં છો."

"હા–ના—પણ—પણ—

"બોલો–બોલો—હું પણ એવાજ દુઃખથી દબાયલો છું. પવિત્ર પ્રમદા કહેવામાં આવે છે, પણ મ્હારા ભાગ્યે નીલમ નંગ એક પથ્થર જેવું થઇ પડયું છે. અરેરે, પ્રભુને ત્યાં કેવો ન્યાય

હશે ? તમારા જેવી સુંદરીનો પતિ, એક નાયકાને ત્યાં મુવો ! ને મ્હારા જેવો અભાગીયો આ વગડામાં,"—નવલે ઢોંગ શરૂ કર્યો-શાન્તનુ પર પોતાના મનની અસર કરવા યત્ન કર્યો. સ્વાર્થ સાધ્ય બગ–ભકતે નવો દાવ શરૂ કર્યો. એક અજબ મુદ્દો ઉઠાવ્યો. વિરહી શાન્તનુ અને વિયોગી નવલની જોડી બની ગઇ ! !—

"હું તમારી સઘળી હકીકત જાણું છું, રંડાયા પછી હું નીલમ બહેન સંગેજ દિવસ ગાળતી હતી–ગુણવંતી સાથના તમારા પ્રસંગથી નીલમ બહેન બહુજ વકરાઇ ગયાં છે!"

"ગુણવંતી મુંબઇમાં છે ?"

"હા, નદીમાં તમારો દેહ પડયા પછી, ગુણવંતી પટણા સ્ટેશને રહી, ને જયન્ત તેને લઇ જઇને પરણ્યા."

"ત્યારે તો મ્હારા નામની હોળી થતી હશે!"

"હા, પણ વખત જતે વિસરાઈ જશે."

"ત્યારે તો હવે મ્હારે શું કરવું ? મને તમે કોઇ માર્ગ દેખાડશો ?"

"મને તમે માર્ગ સુજાડશો ?"

"આપણે બન્ને દુ:ખિ છીયે, હું શું કહું? મને કશું સુજતું નથી. તમારે બીજી વ્યાધી કે અપવાદ તો નથી ?"

"નવલરાય, મ્હારે માથે બહુ થઇ છે. વિરહની વ્યથાથી મહારાજશ્રી રમાનાથજીની સેવા કરવા યત્ન કર્યો, પણ લુચ્ચા લોકોના દગાથી હું ફસી પડી. પ્રભુ કૃપા હશે, તેથી હું બચી. દાદર તરફ મહારાજને મળવા જતાં રસ્તામાં ગાડી અથડી પડી, અને મ્હારી સાથે જે સ્ત્રી હતી, તે શકમંદ માણસ જાહેર થવાથી પોલીસે અમને પકડયાં ! છેવટે ઘણી ગડબડ થઈ, ને અંતે મોઢું કાળું કરીને ઘેર આવ્યાં. લજ્જા તો રહી, પણ લોકની

કને મોં બતાવવાનું ટળ્યું ! મૃતડોસી મ્હારા બાપની મા હતી, તેણે મને કબજે રાખી હતી. લોકમાં વધારે આંગળી બતામણું થાય, માટે થોડા માસ યાત્રાને મ્હાને આ તરફ આવ્યાં. દૈવને શું ગમતું હશે? ડોસી ડુબી ગયાં, ને હું અનાધાર થઇ પડી છું. ધન છે, પણ કોઇ ખાનાર નથી. પિતા લોભી છે. મ્હારો વૈભવ એકલો ને નકામો છે. મન મુકીને, જો પુછો તો કહીશ, કે મ્હારા મન પર પતિ–દુઃખની બહુજ અસર થઈ ગઈ છે. અવસ્થાનો તાપ સહન થતો નથી. પુનર્લગ્ન થાય નહિ, અને ભ્રષ્ટ થવાને દીલ ચાલતું નથી! અરેરે, હવે મને કોઇ રસ્તો સુજતો નથી. મુંબઈ જવામાં દુઃખ થશે. રસોઇઓ કંઈ સારો માણસ નથી—"

"તો મ્હારી સાથે પ્રવાસ કરશો?"

"મને તમે શુદ્ધ મનથી સાચવશો?"

"કબુલ છે."

"ક્યાં જઇશું?"

"ખભે કોથળો–ને દેશ મોકળો!"

"પૈસા?"

"દશ હજાર હજી મ્હારી કમ્મરેજ બાંધેલા છે."

"આબરૂ?"

"આબરૂ તો વખતને આધીન છે. દુનિયામાં મનની શાન્તિ એજ સુખ છે. મને પણ સંસારમાં સ્ત્રી–સુખ મળ્યું નથી. તમને પુરૂષ સુખ નથી! હવે જો તક મળી છે, ને આપણે પરસ્પર દીલને પિછાણી શક્યાં છીયે, તો તકનો લાભ લેવો. તમે મુંબઇ જઇ શકતાં નથી, તો પછી હું કેમ જઈ શકું? માટે હાલ તો આ દેશમાંથી દૂર નીકળી જવું સારૂં છે."

"મ્હારો દેહ અપવિત્ર તો નહિ થવા દઉં!"

"તો તમારી મરજી! મ્હારે તો માત્ર તમારી દયા ખાવી પડે છે. મને હવે સ્ત્રી-સ્નેહનો ભાવ રહેલો નથી. માત્ર મનનો મેલ દુર કરવાને હું અહીં અથડું છું-કામનો સંતાપ નથી."

"જો તેમ હોય, તો હું તમારે તાબે છું. મને જ્યાં લઈ જાઓ ત્યાં આવું; તમારો મને ભરૂસો છે. વળી મ્હારૂં દીલ અજાણ્યા સાથે રાખવા કરતાં તમારી જોડે રાખવામાં, બાંધવામાં, સાંધવામાં ખોટું નથી. પણ શું આપણે સ્વધર્મ જાળવીને મનને રોકી શકીશું? એકાન્ત બુરી છે."

"મન સાવધ હશે, તો જગત જખ મારે છે!"

એક ચોર ઔર દુસરા ગલકટ્ટા;

હરામીકી યારીમેં કોન ન હો નકટ્ટા!!

શાન્તનુ વળી કયા દેશની ધર્મ પુતળી છે? તે વિરહ ઘેલછામાં પુરૂષની પ્રીતિની જંખના કર્યા કરે છે! વળી નવલને બીજું શું જોઇએ? કોઇ અનાથ પણ નમણી સુંદરી સપાટામાં આવી જાય, તો તેની જોડે જીંદગી ગાળવાનો સમય શોધે છે. વાહરે સમય! વાહરે જગત! વાહરે કામદેવ? વાહરે ત્હારો દોર! વાહ! પ્રકૃતિ ને પ્રયત્ન શું શું રંગ બતાવે છે! અરે પ્રભુ? નીલમ જેવા નંગનો કદ્રદાર ઝવેરી કયાં અથડયો? શાન્તનુ જેવી સુશીલ સુંદરી કેવી સ્થિતિમાં રખડી ગઇ!

"નવલરાય, હવે તમને હું શું નામે બોલાવું?" તેણીએ સ્ત્રી ચરિત્ર કર્યું.

"રાય—વળી બીજું શું?"

"હા-મ્હારા મનના રાજા-હું પણ એજ ઇચ્છતી હતી-ઘણા સમયથી પીંજરામાં પકડાયલી મેનાં માફક હું મ્હારી જીંદગી ગુજારતી હતી-મને સ્વતંત્રતા કોણ આપે? પ્રભુ કૃપાળુ થયો. તમારો

બેટા થયો. ડોસી ભલે ડુબી ગઈ. ચાલો, ચાલો; મને તિર્થ-સ્નાન કરાવો. પ્રેમ પાન કરાવો. પ્રભુની પ્રસાદી અપાવો-"

"ચાલો, ભટજી મહારાજ ભલે સ્નાન સન્ધ્યા કરે! આપણે રવાના થઈ જઇએ. બે ગાંસડીઓ, એક ટ્રન્ક, ને એક બિછાનું છે. તે કોઇ મજુરને બોલાવીને ઉપડાવી લઇએ." નિર્ભય માર્ગે જઇયે તોજ ઠીક!" તેણીએ સમય વરતી લીધો.

"હવે નિર્ભય રહો. મ્હારાપર ભરૂસો રાખો."

"ભગવત ભરૂસો છે. હું હવે તમારે શરણે છું. જો મુંબઈ હોત, તો સીતાના વીતક થાત! પ્રભુ કૃપાળુ છે."

"ખરેખર! હવે હું પેલા મજુરને બોલાવું." નવલને તો એક સોરતી મળી ગઇ. પેલા ઇન્દ્રસેનને તો માનેલી સોરતી મળી, પણ નવલને તો અનાયાસે દૈવી સોરતી મળી. તેને તો ઠીક તડાકો પડયો. જે ચિન્તવનમાં ફરતો હતો, તે પુરૂં થયું. રનાદે કરતાં સેંકડો દરજ્જે સરસ નંગ મળ્યું. વળી પ્રેમથી પુજનારૂં, ઓશીયાળું, બ્હીકણું, તે માથું ઉંચુ ન કરી શકે, તેવું રત્ન હાથ ચડી ગયું! અફીણીને અફીણ મળવાથી આનંદ થયો.

શાન્તનુનું ચિત્ત વિરહ-વ્યથાથી ભમી ગયું હતું. ડોસીનો દાબ, ત્રાસ ને કબજાથી અકળાયલી કામિની છુટી થવા ચ્હાતી હતી; અંતે તો છુટી થઇ ગઇ, ને શાન્તનુ પણ આનંદ પામી. તેને કોઇ વરણાગીયો જોઇતો હતો. નવલ કરતાં બીજો વિદ્વાન ને નફ્ટ સ્નેહી કોણ મળે ? શાન્તનુને યાત્રા ફલિભૂત થઈ, સ્વતંત્રતા મળી. દીલની પીડા ટળી!! 'મુખમેં રામ-બગલમેં છુરી'—

નવલ બે મજુરો લાવ્યો. એકજણને માથે બોજો ઉપડાવ્યો, ને બીજાને લાલચ દઇને ધર્મશાળામાં બેસાડયો. જે મજુર ધર્મશાળામાં

બેઠો, તેને કહ્યું કે, જો સામે ડુંગર દેખાય છે, ત્યાં મહાત્માનો મઠ છે, એ સ્થળે અમારા આવનાર ભટ માણુસને લાવવો."

મજુરે સ્વીકાર કર્યો. શાન્તનુ હસી. નવલની યુક્તિ પર આફ્રીન થઈ. કામ-ઘેલી સુંદરી મુખથી ધર્મગ્લાની બતાવવા લાગી; અંતરથી તે ખોટા વિવેકના ઉછાળા મારવા લાગી. નવલને પણ પૈસા ખરચવાની તક મળી, મનની મજાહ મેળવવાનો સમય આવ્યો. બન્ને જણુ ચાલ્યાં. દીલમાં દીલ મળી ગયું! એકાન્ત બુરી નીવડી!!–અફ્સોસ!!! આ સ્મશાન વૈરાગ્ય જેવો કામાગ્નિના ધુમાડાથી વિંટળાયલો સમય કેટલી ઘડી રહેશે? પાપિષ્ટ ભૂમિકાનો ત્યાગ થવે મન સ્થિતિ પણ બદલાવીજ જોઇએ!!—

---

## પ્રકરણ ૬ ઠું.

### સંત-સમાગમ.

"સંત સમાગમ દુર્લભ ભાઈ!"—'મીરાં.'

સંત તે તીરથ રૂપ છે, માંહે રામ સુધા જળ ભર્યુંરે;
વચન લઇ આનંદમાં, તન પરસે પાતક હર્યુંરે.—ટેક.
સાધુ ચંદન બાવના, સેવે તે શિતળ થાયરે;
તાપ પાપ ભવ આપદા, સૌ દુકૃત દુર પળાયરે.
સંત સજીવન ઔષધી ભવ, રોગોનો તાપ નિવારેરે;
સંસાર અપાર સમુદ્ર છે, એક પલકમાં પાર ઉતારેરે.
સંત વચન બિન્દુ સ્વાતિનું, મન છીપમાં મોતી થાયરે;
પ્રીત સહિત ચિત્ત મોઇ લે, તેનું જન્મતણું દુઃખ જાયરે.
જે જાણે સુખ સંતનું તે, પળભર સંગ ન છાંડેરે;

**પ્રીતમ** પુરણ પ્રીતડી, તે મન ક્રમ વચને માંડેરે.
" ભાઇ મ્હારા ભાગ્યે મળ્યો છે, આજ મને સાધુનો સંગ."

**'મીરાં.'**

**सत्संगात् भवतिः साधुता खलानाम्.**

સત્સંગથી ખળ જનો નકી સાધુ થાયે,
સાધુ નહિ અધમ સંગતિથી ચળાયે;
માટી સુગંધપ્રદ થાય કુસુમ વાસે,
થાયે નહિ કુસુમ માટી થકી કુવાસે.

આહા! સત્સંગમણી—પારસમણી, વિમૂઢ પાષાણરૂપ હૃદયનાં માનવોને પણ કેવા સાધુરૂપ બનાવે છે?

સુખદાયક રે, સાચા સંતનો સંગ;
સંત સમાગમ કીજીએ—ટેક.
આશા તૃષ્ણા રે, ઈર્ષા અભિમાન;
મોહ મત્સર મમતા બળે—
પ્રકટે ઉરમાં રે, પ્રભુનું દ્રઢ જ્ઞાન—**સંત.**
સંત સમાગમથી થયા મુનિ નારદરે;
હરિનું માન આપ—
અનેક પતિત ઓધરીયા રે,
જેના જશનો રે મોટો પ્રતાપ—**સંત.**
સિદ્ધ થયા સત્સંગથી,
શુક આદીક રે મુનિવર સુખરૂપ;
ચિત્ત ચોંટ્યું હરિ રૂપમાં—
જાણ્યો સંતથી રે મોટો મર્મ અનુપ—**સંત.**
મહિમા મોટો મહંતનો,

જેને સેવ્યે રે, છુટે માયાની જાળ;
પ્રીતિ વધે પરિબ્રહ્મમાં—
મુક્તાનંદ કહે રે, તજી આળ પંપાળ—**સંત.**

**પરમ પ્રભુરૂપ** મહાત્મા શ્રી ગિરિનંદ સમાધીમાંથી મુક્ત થવા લાગ્યા. માયાના આવરણુથી વિમુક્ત થયેલા મહાત્માનો સ્થૂળ દેહ કેવળ જીર્ણુ થઇ ગયો હતો. હજી તેમને દેહ સાથે સંપુર્ણુ સંબંધ હતો. હજી કેટલાક કાળ સુધી એજ દેહમાં જીવનો સંસ્કાર હતો. સમય કાળને લીધે, માયાના પ્રબળને લીધે, ધર્મ કરતાં ધાડ આવે, તેમ આ મહાત્માને ગુણીયલ ગુણવંતીના પવિત્ર સ્નેહભાવને લીધે, પરોકાર કરતાં, તેના જીવને, એ પવિત્ર સ્ત્રીના ઉદરમાં જન્મ ધારણુ કરવાનો સમય આવ્યો હતો. સદેહે, સંસ્કાર છતાં, સ્થૂલ શરીરનો ત્યાગ કરીને, આ મહાત્મા સ્વાયંભૂ પરોદરમાં પ્રવેશ થવા પામશે.

યોગી મહાત્મા ને સદ્‌ગુરૂ સ્વામી જેનાં, પવિત્ર કર્મ છે, એવા પ્રતાપી પુરૂષોને પણુ કાળ ભેદે કરીને સ્થૂળદેહે, પુનર્જન્મ ધારણુ કરી, પૂર્વનો યા પ્રસ્તુત કાળનો સંસ્કાર પુરો કરવો પડે છે. માયાવી માનવીઓ પોતાને પારખી ન શકવાથી, માયાના આવરણુ વડે બુદ્ધિબળ પર પડ ફરી વળવાને લીધે કશું જ્ઞાન ધરાવી શકતા નથી, ને તેથી ભવિષ્યમાં પોતાની કેવી ગતિ થશે, તે કલ્પી શકતા નથી; એટલે અનેક જન્મ–વિજન્માં અથડાય છે. તેને ભાન હોતું નથી, કે પોતે પુર્વજન્મનો કયા પ્રકારનો સંસ્કારી છે.

મહાત્માજનોને તો દીર્ઘજ્ઞાન હોય છે. તેઓ પોતાનું ભવિષ્ય જાણી શકે છે. કોઇકજ કાળે કૈવલ્ય બ્રહ્મજ્ઞાની માયાના આવરણુથી અથડી જાય છે, અને તોપણુ તેને થોડીજ ઘડીમાં સ્મરણુ થઇ જાય છે! અલબત સ્વામી સચ્ચિદાનંદ જેવા બ્રહ્મસ્મિને, સાંસારીઓની સાથના સંબંધમાં જો માયાવી આવરણુ નડે, ને ભવિષ્યનું

જ્ઞાન મંદ પડી જાય, તો અશક્ય નથી; પણ ગુરૂ ગિરિનંદજીના તપનું બળ તેને વિસ્મરણ કરાવી શકે નહિ, કેમકે તેઓ સાંસારીઓમાં નિવાસ કરતા નથી; તેમની ચિત્તવૃત્તિ અહોકાળ પ્રભુ સ્તવનમાં નિમગ્ન રહેલી છે. તેમને માત્ર ગુણવંતીનોજ પ્રભાવ પ્રવેશ થયો. હવે તેમને જ્ઞાન થવા લાગ્યું, ને તેથી સમાધીમાંથી મુક્ત થવા લાગ્યા. ભાવી પ્રબળ છે. ભક્તિ પદાર્થ કરતાં ભાવી પદાર્થ પ્રબળિષ્ટ છે.

ગુરૂ ગિરિનંદજી સમાધીમાંથી મુક્ત થતાં એક પ્રતાપી મહાત્માશ્રીનું દર્શન થયું! આ પધારેલા મહાત્માએ નમસ્તે કરતાં, ગુરૂ ગિરિનંદજી એ હાથ જોડીને નમ્યા. તેમને આસન આપ્યું; આવાગમનથી પ્રસન્ન થયલા જણાયા. સંત સમાગમ જેવું ઉત્કૃષ્ટ દર્શન અન્ય કંઈ નથી. જેનાં હૃદય કેવળ આનંદમય છે; જેનામાં મળ જેવો પદાર્થ નથી. જેની ભાવના કેવળ નિર્મળ ગંગા–જળ જેવી વિશુદ્ધ છે. જેનાં અંતઃકરણ કેવળ આત્મજ્ઞાની, ધાર્મિષ્ટ અને પરોપકારી છે–ગુરૂ ગિરિનંદજીએ પ્રશ્ન કર્યો.

"પ્રભો? બહુ કાળે આપનું દર્શન થયું!"

"મહાત્મા? ભાવી પદાર્થ લઈ જાય, ત્યાં જવું પડે છે.–માયા અને સંસ્કાર પુરો કરવોજ પડે છે."

"હા–હજી પણ આપ માયાદ્વારા પરોપકારાર્થે પર્યટન કરવા નીકળ્યા લાગો છો?"

"ત્રિકાળજ્ઞી મુનિ? આપની કલ્પના સત્ય છે. મ્હારી સેવકીના સંકટનો સંહાર કરવા યત્ન છે, ખરો! પણ સંસારમાં સુખ કોને છે?"

"મહાત્મા? સુખની વાન્છના રાખનારાઓને સદુપદેશ બહુ ફળમંદ થઈ પડશે.

"સત્ય છે, મહાત્મા! સાચું સુખ શોધનારને આ ઉપદેશ મહા જ્ઞાન આપનારો છે. ગતિ આપનારો છે.

"તેમાં પણ આવરણ બહુ છે. કાળને વશ જગત છે. ભાવી પ્રબળ છે. રામ ને યુધિષ્ટર, કર્ણ-બળીને પણ શોસવું પડયું છે. સૂર્યના ઉદય-વેગ પ્રમાણે જુવાની દેહ ઝળકે છે, ને એક કાળે એજ દિવાની સાયંકાળના આથમતા સુરજ પેઠે ઝાંખી થઈ જશે; કમળના કરમાચલા દાંડા પેઠેમ અવયવો જ્વાજલ્યમાન થઈ જશે. કર્મ પ્રમાણે સુખ દુઃખ વેઠવું, એ સાંસારિક નિયમ છે. નિયમ પાળનારને કષ્ટનો ભય નથી; પણ ભરતીઓટના ઉછાળા પછાડા તો પથ્થરને પણ સ્હેવા પડે છે. ગર્ભનાં કષ્ટ બહુ કઠણ છે. જન્મ-મરણના ફેરામાંથી છુટવા માટે જ્ઞાનીઓ યત્ન કરે છે, તે છતાં કર્મના ભાવે કરીને તેને જન્મ લ્હેવો પડે છે. દુષ્કામીનેજ ગર્ભ-દુઃખ સ્હેવા પડે છે, એમજ નથી; પણ પુન્યશાળીને એ અવતાર તો ધરવોજ પડશે! મેં કેટલાંક વર્ષ તપ કર્યું; ઇચ્છા એ હતી કે પ્રભુ દર્શન પામીશું, આ સદેહે તરીશું, પણ કર્મ બંધનના આંચકા વડે અંતે મ્હારે એક સુશીલ સુંદરીના ગર્ભમાં જન્મ લ્હેવો પડે છે, અને આ દેહથી મુક્ત થવું પડે છે.-

"સર્યુમાં આવેલા જોરબંધ પુર પ્રમાણે ને વર્ષાને લીધે ખીજવાયલા પવન પેઠે મ્હારો શ્વાસ ચાલે છે, ને શરીરની અંદર વિજળીના તાર પેઠેમ રૂધિર ચાલવા લાગ્યું છે-સંસારમાંથી સૂર્યાસ્ત પામ્યો છે, તે રીતે મ્હારા દેહ સાથે શ્વાસને જે કાંઈ સંબંધ રહેલો છે, તે ચન્દ્રની ક્ષીતિ પામતી ગતિ પ્રમાણે વહેવા લાગ્યો છે. સર્યુનું જળ હમણાં કુંડને ડુબાડીને આ પર્ણકુટી કને આવશે. આ ભૂ શૈય્યા નજીક ભોંયરૂં છે, તે પર કાળા પથ્થરની પાટ ઢાળેલી છે. એ ઉઘાડીને મ્હારા દેહને ભોંયરામાં મુકવો; કેમકે થોડાજ કાળમાં ફરીને આ દેહમાં જીવ-સંચય કરશે; હજી ઋણાનુબંધ પુરો થયો નથી-

કહે છે, કે જ્ઞાની અવસ્થા એવીજ હોય છે; તેમને નવો જન્મ લેવો પડતો નથી; સદેહે ફરીને આયુષ્ય ભોગવે છે, અને એવીજ મ્હારી ગતિ થશે. જે સુંદરીના ગર્ભમાં મ્હારો જીવ પ્રવેશ થવાનો છે, એ સુઘડ નારને પાંચમા માસનો ગર્ભ શરૂ થયો છે. માત્ર એકાદ ઘટિકાનો સમય બાકી છે, તે અરસામાં જીવનો તેમાં પ્રવેશ થવો જોઇએ, માટે આ દેહના રક્ષણુ અર્થે ભોંયરૂં ઉઘાડો." મહાત્માનાં આ વચનો શ્રવણુ કરીને ગુરૂશ્રીએ ભોંયરૂં ઉઘાડયું; પણ તેને કેટલાક શબ્દોનું સ્મરણુ થયું. તે પ્રશ્ન કરે, એટલો સમય બાકી નહતો; પણ ત્રિકાળજ્ઞી મહાત્મા સમજી ગયા હતા. તેણે છેવટનો શ્વાસ ખેંચતાં કહ્યું "સંતજન? તમને શંકા કાં થઈ છે? તમે જાણો છો, કે મૃત્યુ-લોકના માનવીનો દેહ પાંચ માસ અગાઉ તૈયાર થાય છે, તો પિશા-ચાદિ યોની પ્રાપ્ત કરનારા જીવોની ગતિ કેવી હશે? જ્યારે જીવ એક પારા જેવો છે, ને તે સ્થિર સ્થળ વિના રહી શકતો નથી, તો ભૂત પ્રેત રૂપ કેમ બનતો હશે? આ પ્રશ્નનો ઉત્તર એટલોજ છે, કે જીવને રહેવાને સ્થળની જરૂર છે. પિચાશ જાતિ એ પણ એક ઉત-રતા દરજ્જાની મહા પાપિષ્ટ યોની છે. દુષ્ટકર્મથી બન્ધાયલા વાસના દેહનું એક સ્વરૂપ છે. પણ એ જીવડો, ગર્ભવાસના કષ્ટ કરતાં બહુ દુઃખ સહે છે. જેમકે વિષ્ટાહારી ભૂંડણીના ગર્ભમાં રહેવું જીવડાને દુષ્કર છે, તેમજ એ યોનીમાં રહેવાનું દુઃખ જાણવું. આ વિષય બહુ અ-ઘરો ને ઉંડાં ઉતરવા જેવો છે. કાળે કરીને આ જાતિયનો નાશ થઇ ગયો છે, અને આ કળિકાળમાં તો જેમ ઝેરને ઝેર મારી નાખે, તેમ કળિની પ્રજાજ ભૂતરૂપ પિચાશરૂપ કર્મવાદી છે, એટલે સદેહે પ્રાણીઓ સત્કર્મહીણુ ભૂતરૂપ છે, તો તે યોની ક્યાંથી હોઇ શકે? માત્ર અકર્મના પ્રભાવે શંકામય સ્વરૂપ દષ્ટે પડે છે, અને તે પણુ નબળા મનનાં માનવીઓને ભૂતના ઓળા અને પિશાચનાં સ્વરૂપ દે-

ખાય છે! માત્ર નામ રહેલું છે, ઠામ કે કામ તો નાબુદ થયું છે, માટે એ શંકા ટાળી નાખવી! અને ભગવતંનાં રૂડાં નામની જપ-માળ કરીને પ્રેમ-લક્ષણા ભક્તિ સ્વરૂપ લક્ષમાં રાખવું. પ્રભુને દાન દક્ષણા કે ફુલ પાન વા મેવા મિઠાઇ કે અગર આરતીની ઇચ્છા નથી; ભગવાન તો ભાવનાના ભૂખ્યા છે, તેમ જો નહોત તો—

**शार्दूल विक्रीडित.**

**व्याधस्या चरणं ध्रुवस्य वय किं विद्या गजेन्द्रस्य का**
**कुब्जायाकिमुरुनेह रुपमधिकं किन्च: सुदाम्नो धनम् ।**
**वंशःकिं विदुरस्य यादवपते उग्रस्य किं पौरुषम्**
**भक्त्यातुस्यति केवलं नतुगणैर्भक्ति प्रियो माधवः ॥**

કહે છે, કે ભગવાન તો સમાન સ્નેહીને વરે છે! મહા જ્ઞાની જનોજ ભક્ત થઇ શકે છે? ના. ધ્રુવજી તો બાળક હતા. ઉત્તરમાં તે જ્ઞાની હતા. તો ગજેન્દ્રને ક્યાં જ્ઞાન હતું? કહે છે કે તે બહુજ રૂપાળો હતો. કુબ્જામાં ક્યાં રૂપ હતું? કહે છે કે તેનો પિતા ધન-વંત હતો, તેથી પ્રભુ લોભાયા હતા! આ ઉત્તર પછી કહ્યું, કે સુ-દામાને ક્યાં ધન હતું? વિદુરજી ક્યાં ધનવંત હતા? કહે છે કે વિ-દુર તો યાદવ હતા; તો ઉગ્રસેન પર પ્રભુ પ્રસન્ન થયા, તે ક્યા મહા પુરૂષ હતા? કેવળ ભગવાન ભક્તિ ભાવના વડેજ આધીન થાય છે, ને તે રંક વા રાય સર્વેને સમાન ભાવે નિહાળે છે, પ્રસન્ન થાય છે, ઇચ્છા પાર પાડે છે, ને અંતે પોતાના જેટલીજ શક્તિ તથા સમૃદ્ધિ વૈભવ આપીને તારે છે. મોટાના સંગમાં સુખ તો છે, પણ તે દુર્જન ન્હોય તો, નહિ તો દુર્યોધને આખું કૂળ ટાળ્યું; ને વિદુરજીએ તાર્યું! હિરણ્યકસ્યપે સહાર્યું, ને પ્રલ્હાદે તાર્યું. મોટાનાં કામ સામે ન જોવું, તેનાં ગાર્ભિત રહસ્યનો ગુણ ગ્રાહ્ય કરવો. જય શિવ હર-શામ્બ!" આ છેલ્લા શબ્દોચ્ચાર પુર્ણ થતાં મહાત્માનો પ્રાણ ગયો, અને ગુરૂ-

જીએ તેના દેહને ભોંયરામાં મુકયો. જે શ્વાસ પુરો થયો, એ પવન ગુણુવંતીના ગર્ભમાં પ્રવેશિત થયો. આહા! પ્રભુની તે શી કળા વર્ણવીએ? કાળીયા? કાળીયા! ત્હારી તે કઈ ગતીને પ્રમાણીએ? વાહરે નટવરલાલ, વાહ!" ગુરૂશ્રી તો પ્રભુની શક્તિનું સ્તવન કરવા લાગ્યા. સદેહે મુક્તિ મેળવનાર મુમુક્ષુની પેઠેમ બે હાથ જોડીને ભક્તિ કરવા લાગ્યા. પ્રભાત થવા આવ્યું, ચંદ્રનો વેગ ચડવા બદલે ઉતરવા લાગ્યો, અને પ્રભુકૃપાએ મહાત્માની પર્ણકૂટી આબાદ રહી. પ્રભુની ભક્તિ કાનુડાનાં ગાન, અને જ્યાં નારાયણના નામનો જાપ થતો હોય, ત્યાં સંકટ શેનું હોય! નિર્ભય જીવડા કાળજીત પુરૂષોને વળી ભય શો? તેને તો એ કે પ્રભુ નામ વ્હાલું છે. ફળેલા આંબા પેઠેમ તે તો નમી રહેલા ભક્તિથી લચી રહેલા હોય છે! જુઓ તો ખરા! ગુરૂજી પણ પ્રભુને ભજતાં ભજતાં કેવાં લાડકડાં વેણોથી ભલા ભગવાનને રિઝવે છે? પ્રેમનાં દુધડાં પાતી ગોપીયનોના ભક્તિ રસમાં શી મણા હોય!

સંત જનોને પણ કર્મ વિપાક નડે છે, અને અનેક યોનીમાં અથડાવું પડે છે. કપિલદેવ ને જડભરત, દશરથ ને વાસુદેવ, જનક ને ભગીરથ, મહાન્ધાતા અને કરણ, વસિષ્ટ ને ભરત, સનક, સનંદન, સનાતન, ઈત્યાદિ સર્વેને કર્મ વડે ઉત્તરોત્તર જન્મ ધારણ કરવો પડયો છે! વિદુરજી, ઉદ્ધવજી, અક્રુર, ધ્રૂવ, પ્રલ્હાદ અને નારદાદિ મહા ભકતોને પણ કર્મ વડે અવતાર લેવો પડે છે. માનવ અવતાર એ મોક્ષનું દ્વાર છે. ચોર્યાશી લક્ષ યોનિનો જીવ કર્મ વડે સિદ્ધી પામીને મનુષ્ય જન્મ પ્રાપ્ત કરે છે. જો આ જ્ઞાની અવતારમાં તે પોતાના કર્મને ઓળખી ન શકયો, તો પછી ઉત્તરોત્તર તેની અધોગતિ થતી જાય છે. જેમકે વ્યાજ વસુલ ન આપ્યાથી મુળ રકમ ઉપરાંત અંક વધતો જાય છે. તે રીતે કર્મમાં અંકનો, અને

સ્વધર્મના વ્યાજનો અંક વધતો જાયછે. સંસ્કાર વગર સંબંધ થતો નથી; સ્નેહ વગર સંબંધ બંધાતો નથી. જડ ભરતના પુનર્જન્મી ભરત્ત મુનિને હરણનો અવતાર લેવો પડયો હતો. એજ રીતે સરયુ નદીના કાંઠા પર શિતળ જળથી ભરેલા કુંડની પગથી પર બેઠેલા મહાત્માએ એ ગુણવંતીને ડુબતી બચાવી હતી; તેથી તેના ઉદરમાં શુદ્ધ માતૃભાવના રૂપ અવતાર લઇને પુત્ર વાત્સલ્યતાનું સુખ સંકટ ઉત્પન્ન થવું જોઇએ. યોગનો ત્યાગ કરીને, જો કે પારમાર્થીક વૃત્તિએ પણ માયા રૂપ સ્ત્રીનો સ્પર્શ થયો, એટલે સ્નેહ માયાની લાગણીના સંસ્કારે કરીને મહાત્માને ગુણવંતીના ગર્ભમાં ગુંથાવું પડશે, અને સંસ્કાર પુરો થતાં મહાત્માનો જીવ મુળ દેહમાં જવાથી ગુણવંતીને પુત્ર શોક થશે! કૃષ્ણ પ્રભુ જળમાં પડયાથી યશોદાજી માતાને શોક થયો હતો. પણ તે માયા, સ્નેહ ને સંસ્કાર કર્મનો પ્રભાવ હતો. સંત જન તો ભક્તિ પદાર્થ ઇચ્છે છે.

## કાફી—ગઝલ.

હું તો છું નિરાધાર નટવર નાથ મ્હારો એક તું છે;
જેને નથી આધાર તેનો આધાર નાગર નેક તું છે. ટેક.
મીઠો શિતળ છાંયો ત્હારો, આશરો દીનનો એ અમારો;
જોઇએ મારો, જોઇએ તારો, તોય અમારો ટેક તું છે. ૧
જેને વનમાં કોઇ ન પાળે, તેને તું સ્નેહથી સંભાળે;
જેને પાળે તે તું ટાળે, એ પણ દીન દયાળ તું છે. ૨
ધ્રુવ ન્હાનો બાળ વનમાં, એકલો ઝુરતો તો તનમાં;
તેને કીધો અમ્મર ગગનમાં, એ પણ ઇશ્વર એક તું છે. ૩
સ્થંભમાંથી પ્રકટ થઇને, નૃસિંહનું સ્વરૂપ લઇને;
હિરણ્યકસ્યપ માર્યો જઇને, તાર્યો પ્રલ્હાદ તેજ તું છે. ૪
સુદામાના તાંદુલ લીધા, વૈભવેથી વિંટાળી લીધા;

કૌરવો પાયમાલ કીધા, કુડો કાનુડો એજ તું છે. ૫
તાર્યો તેં ગજરાજ પ્રાણી; ઉતાર્યો અજામેળ જાણી;
કહાણી ત્હારી કથામાં જાણી, કૃષ્ણ રૂપ એ એક તું છે. ૬
સીતાજીને સહાય કીધી, દ્રૌપદીને દયા તેં દીધી;
ભક્તિ પ્યાલી અખંડ પીધી, મીરાંના ગિરીધારી તું છે. ૭
વિદુરે તો વધાવી લીધો, ગોપીએ પ્રીતિભાવ દીધો;
દેહી રૂપે તે રાસ કીધો, સચ્ચિદાનંદ એક તું છે. ૮
ઝુલતો હતો તું પારણામાં, માતા ઉભાં હતાં બારણામાં;
લીલા દેખાડી દીધી મોમાં, એજ એક અવિનાશી તું છે. ૯
ત્હારી ગતી તે તુંજ જાણે, અન્ય પ્રાણી નહિ પ્રમાણે;
જેનાં અંતર તું પિછાણે, અન્તર યામી એક તું છે. ૧૦

## પ્રકરણ ૭ મું.

### આપદ્‌કાળનો ભય મહાત્માને માથે પણ રહેલો છે!

**विपदि धैर्यमथाभ्युदये क्षमा.**

મહાત્માશ્રીનો દેહ વિદેહ કૈવલ્ય પામ્યો. આત્મશુદ્ધિનું આવરણ અનિત્ય સંસારની માયામાં મળી ગયું. જીવ, પરગતિના કર્મમાં મળી ગયો. ક્લેષિત સંસારની કૂટીલ વાસનાઓ આધીન થઈ પડેલી વાંસનાઓ કર્મના સંયોગમાં મળી ગઈ. ગુણી ગુણવં-તીના ઉદરમાં જે ગર્ભ છે, અને જે ગર્ભનો જીવ સર્યુ નદીપરના કુંડમાં સ્નાન-ધ્યાન કરનાર મહાત્માના સ્વધર્મ કર્મના સ્પર્શથી સં-સ્કારી બન્યો છે, તેણે ત્યાં નિવાસ કર્યો છે. નિવૃત્ત જીવ પ્રવૃત્તિમાં પડયો છે. કાગભૃષંડીએ ગરૂડજીને કહ્યું કે, "હે ગરૂડજી? સંસ્કારે

કરીને સર્વ પદાર્થ એકઠો થાય છે, અને તેજ પદાર્થ પાછો છિન્ન ભિન્ન થઈ જાય છે. અનેક નદીઓનો સંગમ એકઠો થઇને સમુદ્રમાં મળે છે, અને તેજ જળ પેઠે ક્રમે કરીને પુનર્જન્મ પામે છે." આ રીતે કપિલદેવે પોતાની માતા દેવહુતીને ઉપદેશ દેતાં કહ્યું છે કે, "જ્યાં સુધી ઋણાનુબંધ દિગ્અંધ થયલો હોય છે, ત્યાં સુધી કદાપિ આપદ્કાળ આવે, અવશાન કાળ આવે, તો પણ તે છુટતો વા ટળતો નથી. સંસ્કાર એક સૂત્ર તંત્ર જેવો છે. તેને તૂટતાં વાર લાગતી નથી. તે રેતીના ઢગલા જેવો છે, તેને વિખરાતાં વાર લાગતી નથી. સહજ પવનની ચોટ લાગે છે, તો તે ભૂમીપટ થઈ જાય છે—તે વર્ષાનો વ્હેળો છે, તેને ચોમેર પથરાઈ જતાં ઢીલ થતી નથી—તોપણ તે સહજ રીતે સાંપડતો નથી. કપાસના છોડ જોડે જો કે તેનો સંબંધ છે. તોપણ ખેડુતને તે દ્રવ્ય અપાવે છે. કપાસમાંથી રૂ છુટું પડે છે, તોપણ તે યંત્રમાં તાર થઇને છેવટે વણકરના તંત્ર પર ચડે છે! એક કપાસ પ્રતિ વિચાર કરીએ છીએ, તો તે એક જન્મમાં, સંસ્કારે કરીને અનેક ગતિ પામે છે, અને તેનો વંશ કપાસીયો, જે માંહે તેલ—રસનો પ્રવાહ ગુપ્ત છે; જેને જ્ઞાની જનો ગુપ્ત જ્ઞાન, ગુપ્ત ભેદ, ગુપ્ત સંજ્ઞા કહે છે, તેનું ઉદાહરણ છે; તેજ પદાર્થ વળી એક નવલ કિશોરીનાં, વીર પુરૂષોનાં છિદ્રો જોવાને ભાગ્યવંત નિવડે છે! સંસારમાં સ્થૂળ દેહે, એકજ અવતારે અનેક કાર્યો કરવાં પડે છે; એ સર્વ સંસ્કારનો પ્રભાવ છે. કર્મની પ્રભા છે! માતા પિતા ને પુત્રનો પ્રેમ, તથા સ્ત્રી પુરૂષ ને મિત્રનો સ્નેહ માત્ર સંસ્કારી માયાનું આવરણ છે, જેને આ ક્ષુલ્લક સંસારમાં શાન્તિનું સ્થાન માન્યું છે, પોતાનું કહીને કરીને ગણ્યું છે, ને તેનો મોટો ખપ માન્યો છે. એ વસ્તુને અમ્મર ગણી છે. એ સર્વ માયાનો ચમત્કાર છે. જેનો દેહ કે અંત અમ્મર નથી, માત્ર આશાના ઉડતા વેગને કલ્પિત

સૃષ્ટિમાં અમ્મર પદ પોતેજ આપ્યું છે, તેનો વિયોગ થતાં તે માટે રડવું પડે છે! હાય મ્હારો પુત્ર ગયો! હાય મ્હારી પ્રિયા ગઈ! અરેરે, તે શું અમ્મર હતું? તે શું ત્હારૂં હતું? કેવળ કલ્પાંત કરાવનાર, કેવળ રૂદનાશ્રુ ગાળનાર, કેવળ માયાની લપટ લગાડનાર પદાર્થ હતો. પણ એજ પદાર્થ પૂર્ણ સ્નેહથી વિંટળાયલો હોય, ત્યાં સુધી પ્રિય છે. જો એક પુત્ર કપૂત હોય, ને બીજો સપુત હોય! એક સ્ત્રી કંકાસીયણ ને બીજી વેળા પરણેલી પ્રેમી હોય, તો સ્નેહીનોજ શોક થાય છે."

મહાગુરૂ વસિષ્ટે પણ રાજા દશરથને એ રીતે ઉપદેશ દીધો હતો કે, "આપદ્‌કાળ કંઇ રંકને માથેજ નથી આવતો. મહાત્માજનોને માથે મહાકાળ ફર્યા કરે છે. પણ એવા કાળમાં ધૈર્ય રાખવી જોઇએ છે. રામચંદ્રજી તો પ્રભુનો અવતાર છે. સીતા તો પૂર્વનાં લક્ષ્મિ દેવીનો પુનર્જન્મ છે. આપે પુત્ર તુલ્ય મન્યાં છે, ને તેથી તમને વિયોગથી શોક પેદા થાય છે. આ શોક કેવળ મિથ્યા છે. શોક તો કરવાની જરૂરજ નથી."

ભારદ્વાજ મુનિનાં એવાંજ વાક્યો દાશરથ સુત ભરતને વિશ્રામ રૂપ થઈ પડયાં હતાં. બન્ધુના વિયોગનો શોક હૃદયમાં પ્રજવળતો હતો. વડીલ ભાતૃભાવનાના અંકુરો વારંવાર ખુંચતા હતા, ને તેથી જ્ઞાનચક્ષુ વડે ભારદ્વાજે, ભરતજીને યથાર્થ કહ્યું છે કે, "સત્ય ભક્તિનો ભાવ કલેષ કરતોજ નથી. કોઈ સાકરને ઝેર રૂપ માને છે; જો કે તે મીઠી છે. પણ સત્ય છે કે અતિશય આહાર કરવાથી તે વિષ બની જાય છે, અને સાકરની લ્હેઝતનો ત્યાગ કરીને કેવળ ગળપણનો સ્વિકાર કરનારા વિષ ચાખી શકે છે. રામચંદ્રજી જેવા પ્રભુજીને ભાતૃભાવની માયાવી ભક્તિએ ભજવામાં આવે, તો કલેશરૂપ થઈ પડે; પરંતુ પ્રભુ તુલ્ય ભજાય, તો સ્હેજે પાર તરી શકાય છે.

પ્રલ્હાદે, પોતાના ક્રુર પિતાને નથી કહ્યું કે,

' બીજો નહિ ભજું વૈકુંઠનાથ વિના.

મને ક્રોડ વિધાઓ અનેક કહે, પણ પ્રભુ વિના નહિ ચિત ચહે,

મ્હારે શરણુ પ્રભુનું સદાય રહે—**બીજો.**

વિદુરજી મહારાય ધૃતરાષ્ટને કહે છે કે " હે જ્ઞાની વડીલ ? પુત્રનો શોક શાને કરવો ? જળના પોષણુ છતાં છોડનું મૃત્યુ થાય છે, એ સંસ્કારની વાત છે. "

અગ્નિસેને તારામતીને કહ્યું, કે " બાઈ ? હવે ત્હારા મૃતપુત્ર રોહિતનો શોક શાને કરે છે ? છીપમાંથી મોતી નીકળી ગયા પછી ખાલી છીપને ચુંથવાથી શું લાભ થશે ? "

આપદકાળે કોને છોડયા છે. મહાન્ધાતા, રૂકમાંગદ, યુધ્ધિષ્ઠર, બલી અને રામ જેવા મહાત્માને પણુ આપદકાળે ઘેર્યા હતા. યક્ષના પાશમાં સપડાયલા પાંચ પાંડવો વિપદકાળ નિહાળતા થયા હતા. વિરાટ નગરમાં વાસ કરવાનો કઠણુ કાળ ભોગવ્યો હતો. સત્યવાદી રાજા હરિશ્ચન્દ્ર કેવળ સત્યતાના નિયમપર ચાલ્યો હતો, તેને પણુ ઢેડને ત્યાં વેચાવું પડયું હતું. નળરાજા તો ઘુત રમતથી રઝળ્યા, તોપણુ તેનાપર આપદકાળે હુમલો કરવામાં કચાશ રાખી નથી. મહાત્માજનોની કથા સંભારીએ, તેનાં દૃષ્ટાન્તો લઇને દુઃખી દીલને રિઝવીએ, તો રામાયણુ ને મહાભારતનો મહદ સંગ્રહ દૃષ્ટિ કને રમણુ કરી રહે, પરંતુ ટુંકી દૃષ્ટે એટલુંજ શીખી શકીશું, કે કાળને વશ જગત છે

સંકટ જો પડ જાય, ધિરજસે સહનાં,

જો બિદ રાખે રામ, સદા વોહી બિદ રહનાં.

ભાવી પદાર્થ મિથ્યા થતો નથી. નળરાય ને યુધિષ્ઠરની ઘુત રમવાની બુદ્ધિ પ્રાપ્ત થવાનું અન્ય કારણુ ન્હોતું ! દશા ભાન ભૂલાવી દે છે, અને તે રીતે માયાના આવરણુને લીધે ગુરૂ શ્રી સચ્ચિદાનંદને

કષ્ટ વેઠવું પડે, તો નવાઈ નથી.—સૌભાગ્યવતી સુંદરી નીલમગવરીના ગુરૂ તરીકે આ મહાત્મા સિદ્ધને નવા પિછાણવાના નથી. નવલના સંતાપથી સંદિગ્ધ થએલી સાધ્વી નીલમને અને ઉપદેશ કરવા છતાં તેનું આક્રંદ સ્થિર ન રહ્યું, એટલે ગુરૂજીએ ક્લેષમાંથી વિમુક્ત થવાનો માર્ગ કહાડીને તેણે હિમાલય તરફ જવા ઈચ્છા કરી, અને રત્નલાલ ઝવેરી તથા નીલમની સંપુર્ણ ભક્તિ ભાવના સંગ્રહીને, નવલની શોધ ખોળનું નિમિત્ત ગ્રહી, આ તરફ પધાર્યા, પણ અંતે અહીંએ પાપ નડયું ! જેમ ઘડિયાળના કાંટાની ચાલથી ઘંટીને માર સ્હેવો પડે, જેમ જીભના લવારાનાં પ્રબળથી પીઠને માર ખમવો પડે, એ રીતે પારકાની પીડે પોતાનો ભોગ આપનારા પારમાર્થિક જનોને પણ વેઠવું પડે છે. સ્વામી સચ્ચિદાનંદ અયોધ્યાની પરિસીમાનું પરિક્રમણ કરીને સર્યુ કાંઠે આવ્યા-મહાત્માના એકાદ દિવસના સત્સંગમાં લાભ તો એજ મળ્યો, કે તેને ત્યાંથી સત્વર છુટું થવું પડયું-અને એ જીવડો, જયન્તના પુત્ર તરીકે જન્મ લેવાની ગતીનો પાર પામી શકયો.

સ્વામી સચ્ચિદાનંદ બ્રહ્મસ્વરૂપ બ્રહ્મજ્ઞાની હતા, તો પણ અકાળ આપત્તિના સંભ્રમનો ભેદ જાણી શકયા ન હતા. જે કાળે જે કંઈ બનવાનું હોય છે, તે ટળી શકતું નથી. કુદરતના ભેદની વચ્ચે આવીને, તેનાં અલૌકિક કામો અટકાવવાનું અપકૃત્ય કરવા કદી પણ મહાત્મા જનો હિમ્મત કરતા નથી. પોતે જાણતા હોય છે, કે અમુક કાળે અમુક આપદકાળ આવશે, તે છતાં તેને આધીન થઈને, શરણ થઈને, તેનો ભાર સહન કરે છે. જો કે તેથી તેમને ભય લાગતો નથી. ને જ્યારે ભયનો નાશ થાય છે, ત્યારે ચિન્તા કે કષ્ટ જુલ્મ કરી શકતું નથી-સ્વામી સચ્ચિદાનંદની સ્થિતી પણ એવીજ થવાની છે. સ્વામી ત્રિકાળજ્ઞી તો હશે, પણ હજી પરમપદને પામવાનું, સિદ્ધિ

સમજવાનું કંઈક અપુર્ણ રહેલું હોવું જોઇએ—મહાજ્ઞાનીઓ માયાના ફંદમાં ફસી ગયા છે, તો સ્વામી સચ્ચિદાનંદની શી ગતિ ! જાલંધર અને મચ્છંદર જેવા સિધ્ધોની સમાધી ચુંથાઇ ગઇ, તો બીજાની શી અવસ્થા થાય ?

સ્વામી સચ્ચિદાનંદ પેલા પરમહંસ મહાત્માના દેહને ગુહાવશ કરીને હિમગિરીના માર્ગે ચાલ્યા. પચાસેક કદમ ગયા, ત્યાં પેલા જસાજી લુટારાની વાડી આવી.

શ્રવણ જ્યારે પોતાનાં માતપિતાને કાવડમાં બેસાડીને અયોધ્યાની સીમામાં આવ્યો, ત્યાં ચિત્તભ્રમ થયો. કાવડને ખાંધપર રાખીને બે ઘડી ઉભો. કેટલાક ગાઉ સુધી સહન કરેલો ભાર આકરો લાગ્યો હોય, અને શ્રમથી હવે દુર જઈ શકતો ન હોય, તેવી ગ્લાની પેદા થઇ. પણ ઉચ્ચ સંસ્કારે કરીને આગળ વધ્યો; તે પાપભૂમિકા ઉલ્લંઘી ગયો, એટલે દુષ્ટ બુદ્ધિનું સ્મરણ થયું, ને પોતે માતપિતાને યાત્રા કરાવવાની અપુર્ણતાનો સંભ્રમ યાદ કરીને પશ્ચાતાપ કરવા લાગ્યો. એ રીતે ગુરૂ સચ્ચિદાનંદજી જ્યાં લુટારાની પર્ણકુટી કને આવ્યા, ને તેને કાંટાની શુળ લાગી. લોહીના પ્રવાહથી શ્રમિત થયલા સ્વામી બગીચાની અંદર ગયા. જરાવારે લોહી બંધ થઈ ગયું, અને આશ્રમના બહાર ભાગમાં તપાસ કીધી, તો કોઇનો સમાગમ ન થયો. અંદરના ભાગ તરફ નજર કરી, તો કોઈ પારાધી જેવો પુરૂપ અચેત પડયો હતો. અંદર જઇને જોયું, તો ખરેખર તેનો સ્થૂળ દેહ, શ્રોત વગરનાં જળાશય જેવો લાગ્યો. આજુબાજુ નજર કરતાં માલમ પડયું, કે તે કોઈ શસ્ત્રનો ભોગ થયો છે. એમણે લુટારાની ડાબી બાજુએ પડેલી બંદુક ઉપાડી, તો અટકી રહેલો કાંટો પડી ગયો, અને મોટો ધડાકો થયો. ગોળી ભૂમિપર પડી. તેવીજ બંદુક પણ ભૂમિપર હાથમાંથી સરી પડી. અચાનક અવાજ થતાં ભય લાગ્યો, પણ પ્રભુની

અકળ માયા. તત્કાળ ત્રણ પોલીસ સિપાઇઓ સાથે એક ઉપરી અમલદાર આ આશ્રમમાં આવી ચડયા. તે સિપાઇઓ તો માત્ર પટણા સીટીથી સ્ટેશન તરફ જતાં આ આશ્રમમાં બે ઘડી વિશ્રામ લેવા આવ્યા હતા. પણ તેમને અચ્છો ખોરાક મળી ગયો. નોકરીનો દરજ્જો વધારવાની તક મળી ગઇ. તે સાથે કેટલોક ડલ્લો પણ હાથ આવ્યો.

સિપાઇઓ અંદર આવતાં સ્વામીને જોયા. ધડાકો સાંભળીને ચમકેલા યમદુતોએ સ્વામીના હાથમાંથી પડતી બંદુક નજરે નિહાળી. લાલચને ખાતર ખુન કરવાનો અપરાધ લાગુ પાડવા પાર્ષદો આતુર બન્યા. સ્વામી તો ગભરાઈ ગયા, ને કંપવા લાગ્યા.

" સિપાઇયો ? યહીં ખુન હુવા હય ! યહી બદમાશકો કબ્જ કરો ! "

સિપાઇઓના ઉપરીનો હુકમ સાંભળીને તરત યમદુતોએ નિર્દોષ મહાત્મા ગુરૂને પકડયા. સરદાર અંદર ગયો. સિપાઇઓ મહારાજને બેડી નાખવા, ને બહાદુરી બતાવવાના કામમાં મસ્ત બન્યા.

" ભાઇયો ! મયેં અપરાધિ નહિ હું ! " સ્વામીયે નિર્દોષપણે નમ્રતાથી કહ્યું.

" હાં; સચ માનો ભાઇયોં ! " એક સિપાઇયે પોતાના સાથીયોને મશ્કરીમાં સમજાવ્યા.

" કાજલકી કોટડીમેં જાય, ઔર બચકર આય, વો તો કભી સચ; દારૂકી દુકાનમેં જાય, ઔર સહીસલામત નીકલ આય, વો-હીભી સચ; લેકીન બંદુકકા બહાર કરકે, નીશાન જમીનપર ગીરાદે, ઔર બોલે, કે બાબા મયેને તો ઝાડકા ફુલ કે લીયે, નિશાન મારાથા, મગર પંખીતો આપસેં ગીર પરા. વોહીભી સચ ! કયા જમાના હય ! "

" હાઃ હાઃ હાઃ " સઘળા હસી પડયા.

" સિપાઈ ? એક આદમી ઇધર આઓ. " સરદારે અંદરથી એક જણને બોલાવ્યો, ને તે ગયો. અંદરની પેટી ઉઘાડી હતી. તે માંહે કેટલુંક રોકડ, દાગીના, ને હથિયારો હતાં, તે લઇ લીધાં, ને બહાર આવ્યા.

" સરદાર ! મયેં નિરપરાધી હું. નાહક મારા જાતા હું ! " મહારાજે કહ્યું—ને સરદાર ગુસ્સે થઈ બોલ્યો.—

" તુમ બડા ડાકુકા સરદાર માલુમ હોતા હય. સિપાઇયો ? તુમ દો આદમી મુડદાંકો ગાડીમેં ડાલકે સ્ટેશનકી ચાવડીપર આઓ—દો આદમી ગુન્હેગારકો લ્હે મેરી સાથ ચલો. અબ અપના સરદારકો ખબર હોગી, કે ખુન અયસે પકડ જાતા હય, ડાકુકા પત્તા ઈસિ તરાંહ મીલાયા જાતા હય ! " સરદારે હિમ્મત દેખાડી.

" અબ અપની કીસ્મત ખુલ ગઈ. સરદાર, હમેરી બહેતરીકે લીયે, દો બોલ બોલનાં ! " સિપાઇયોએ કંઇક ખુશામત કરી !

" નિર્દોષકો ફસાનાં ઔર હોદ્દા પાના, યહી ભી જમાનેકી તાસીર હોગી ! " ગુરૂ રીસથી બોલ્યા—

" ચૂપ ! બદમાશ બડા બોલીદરાજ હય ! લે—ચલો ! "

સરદારે સ્વામીને બોલતા બંધ કીધા—મહાત્માને માથે આળ આવ્યું—અફસોસ કરતા, હાય પોકારતા હાથમાં બેડી નખાવીને ચાલ્યા—ભાવી આગળ ચાલ્યું. ધર્મ કરતાં ધાડ નડી ! એ પણ એક સંસ્કારી સમય !—

સરદાર ને સિપાઇયો રસ્તામાં બહાદુરીની વાતો ફેંકતા ચાલ્યા. બે સિપાઇયો ત્યાંજ ઝુપડી આગળ રહ્યા. જમાના ! જમાના ! ત્હારી પણ બલિહારી છે.

---

# પ્રકરણ ૮ મું.

**नाभुक्तं क्षयते कर्म कल्पकोटीशतैरपि ।**
**अवश्यमेवं भोक्तव्यं कृतं कर्म शुभाशुभं ॥**

" શુભ કે અશુભ કર્મ અવશ્ય ભોગવવું પડે છે. કલ્પના કોટી શતક વિત્યા છતાં ભોગવ્યા વિના કર્મનો ક્ષય થતો નથી. "

પૂર્વનાં સંચિત, પ્રારબ્ધ અને આગામિ, એ ત્રિવિધ કર્મોમાં મધ્યનું પ્રારબ્ધ કર્મ તેનો ઉપભોગ કરીને ક્ષય થાય છે.

**प्रारब्धं बलवत्तरं खलु विदां भोगेन तस्य क्षय :**

મહાત્મા ગિરિનંદજી કર્મને શરણુ ગયા. ગર્ભવાસનાં મહાકષ્ટ ભોગવવા સમર્થ થયા ! માયાના પ્રભાવે, સ્નેહના આવરણે, યતિકિન્ચિત, નિર્મળ સ્પર્શ છતાં પણ સન્યાસીને જે અયોગ્ય અશુદ્ધ દૃષ્ટાએ નહિ, પણ પારમાર્થીક વૃત્તિયે સ્ત્રી-સ્પર્શ થવાથી કર્મ ભોગ થવું પડ્યું, અને શુભાશુભ કર્મનું ફળ ભોગવવા જવું પડ્યું; મહાત્માને પણ છુટકો ન થયો ! શ્રી કૃષ્ણ પ્રભુ જેવા પરમાત્માને પણ અવતાર લ્હેવો પડ્યો, ને રાસલીલા કરવી પડી; તો અન્ય કોણ માત્રમાં !—

એ રીતે મહાત્મા સચ્ચિદાનંદ પર પણ અકાળ આળ આવ્યાથી શુભાશુભ કર્મ ભોગવવા ચાલી નીકળ્યા.

અનેકવાર વિશુદ્ધાત્મામાં એક ખેદ એ થાય છે, કે પોતે નિર્દોષ છતાં, શુદ્ધ કર્મી છતાં, સત્સંગી છતાં, વિશુદ્ધાત્મા છતાં, આપત્કાળ, અને તે પણ આળ ચડેલો અપવાદ કયા કર્મે લાગુ પડતો હશે ! આ પ્રશ્નનો ઉત્તર કોઇ મહાજ્ઞાનીજ આપી શકે. રામ ગીતામાં કહે છે કેઃ—

**क्रिया शरीरोद्भव हेतुरादृता ।**
**प्रियाप्रियौ तौ भवतः सुरागिणः ॥**

"પૂર્વ જન્મનાં અદૃષ્ય કર્મ વડે જેમ શરીર ઉદ્‌ભવ થાય છે, તે રીતે સુરાગીઓના ધર્માધર્મની ગુહ્યતા વડે સુખ દુઃખ થાય છે." ઇશ્વિરની અલૌકિકતા એમાંજ સમાયલી છે. અજ્ઞાનતાએ કરીને સ્વાર્થ બુદ્ધિએ કરીને, કર્મનું જ્ઞાન અલોપ થવાથી, જ્ઞાનદૃષ્ટિ ભૂલાવો ખાઈ જાય છે, અને તેવા કર્મનાં અદૃષ્ય ફળ, જે કલ્પનાએ કરીને પણ કદી દેહીએ કલ્પેલાં નથી હોતાં, તે આડાં આવીને ઉભે છે; તે પૂર્વ સ્મરણમાં ન આવ્યાથી, પોતાનાં આધુનિક કર્મને આડે લાવીને સખેદ થાય છે. જ્ઞાની સારી રીતે આપત્કાળનું કારણ સમજી શકે છે. સ્વાર્થી ને અજ્ઞાની, પ્રભુને-ભાવીને, કર્મને દોષ આપેછે. હરિશ્ચંદ્ર કે રઘુવરનું દષ્ટાન્ત લઇએ ! તેમણે કયા અધર્મ કરીને સંકટ વેઠયું ? યોગ કાળ કોઇને તજતો નથી. પૂર્વનાં જે કરવા યોગ્ય કર્મ અપુર્ણ રહી જાય છે, તે બીજે કાળ ઉદ્‌ભવ થાય છે. જે રીતે આ સંસારમાં સકળ પ્રાણીને જન્મ-વિજન્મ લઇને સુખ-દુખ અવષ્ય ભોગવવું પડે છે. જે કર્મ કરવામાં આવે છે, તેની સાથે દેહ તથા જીવાત્માને સંબંધ જોડાય છે. સફેદ વસ્ત્રમાં અનેક તાંતણા હોય છે; તેમાં જ્યાં જ્યાં મેલ ભરાય છે, ત્યાં ત્યાં ડાઘ પડે છે; એ ડાઘ શુદ્ધકર્મે કરીને ધોવાય છે, ત્યારેજ તે સફેદ થવા પામે છે. જ્ઞાની પુરૂષો એવાજ કારણે ગુફાઓમાં એકાન્તવાસ કરે છે; કેમકે તેમને કોઇ સાથે માયા બંધાતી નથી, એટલે એકજ તપ-કર્મ પ્રભુ દર્શન કરાવે છે. એકાન્ત સ્થાનનો પ્રભાવજ અલૌકિક છે.

એક વિદ્વાન સંસારિક મંડળ અને એકાન્તવાસનો અન્તર બતાવતાં કહે છે કેઃ-

From solitude and silence how sudden is the transition to crowded streets, where all without is noise, and all within are anarchy and tumult. Thoughts uncollected, jarring resolutions, avarice, revenge, ambition, all the turbid passions arming, like soldiers roused from sleep, to rush into the battle.

*"Wheel of Fortunes," Act II, 7.*

આ મન–સમાધાન કરવાનું એક સાધન છે, અને કેવળ કંટાળો પામેલો દેહી, જીવાત્માના કલ્યાણાર્થે જે ગુફા શોધે છે, તેના સુખની તો તેણે અવધીજ માની છે. સંસારીઓમાં જે એકાન્તવાસી જીવડાઓ, બહુ સમાગમમાં નથી આવતાં તેમને ઉદાસી અને બીજા અનેક તરેહના અપવાદો આપવામાં આવે છે. કેટલાક તો એમ પણ કહે છે કે 'એવાને માણસોની દુર્ગંધી આવે છે ! !' પણ ખરેખર કેટલાક કૂટીલ જનોના સંગમાં એવાંજ પરિણામ આવે છે, પ્રભુ તેવાઓથી દુર રાખો. એજ મહાકષ્ટથી જ્ઞાની જનો, ડાહ્યાજનો દુર રહીને, એકાન્તવાસ પસંદ કરે છે. એવા એકાન્તવાસીઓની મન–પ્રેરણા જાણવાનો આ ચિત્તાર ઉત્તમ છે.

"None can describe the sweets of country life,
But those blest men that do enjoy and taste them.
Plain husbandmen, though far below our pitch.
Of fortune placed, enjoy a wealth above use;
To whom the earth with true and bounteous justice,
Free from war's cares, returns on easy food.
They breathe the fresh and uncorrupted air,
And by clear brooks enjoy untroubled sleeps.

Their state is fearless, secure, enriched
With several blessings, such as greatest Kings,
Might in true justice envy and themselves,
Would count too happy, if they truly knew them."

"*Agrippina.*"

આ સુખવાસી અન્તરાત્માને પણ કોઇક આવરણે કરીને દુઃખ વેઠવું પડે છે, જ્ઞાનીને તો આવરણે વેઠવું પડે છે, પણ ભોગીઓ-વિલાસીઓ તો જેમાં દુઃખરૂપી વિષ વિસ્તરેલુંજ છે, એવા ભય ને સંકટને હાથે કરીને વ્હોરી લ્હે છે."

નવલરાય જેવો વિદ્વાન ગણાતો પુરૂષ, કેવલ મનનો વિલાસ તૃપ્ત કરવા અર્થે, દેહ, કીર્તીને, કુળને, પુરૂષાર્થને, અને પ્રારબ્ધને કેવી કઢંગી સ્થિતીમાં મુકે છે? શું તેને નીલમ જેવી જ્ઞાની નાયિકાથી સંતોષ મળે તેમ નથી? સત્ય વાત છે, કે કુદરતના માનસિક પ્રમાદથી ઘણીવાર મનુષ્ય પ્રકૃત્તિ ઉલટા માર્ગે વહન કરે છે; ત્યારે સમજુ તાબેદાર તેની ભ્રષ્ટ ઇચ્છાને તાબે થતું નથી; અગર અધિક વેગમાં તણાવા ના પાડયાથી, ઇચ્છાનો ભંગ કરનાર પર, સ્વામી ક્રોધે ભરાય છે, અને તેથી તે પંચમહાભૂતની સૃષ્ટિનો ભોગ થાય છે. નવલ જ્યાં સુધી પતિ-પત્નિના સામાન્ય વિલાસનો ભોગી હતો, ત્યાં સુધી તો નીલમ તેના સ્વભાવને શરણે થઇ, પણ નવલે જ્યારે કામ-વિલાસની શાળા સ્થાપી, ને તેમાં પણ કેટલીક અઘટિત ઇચ્છાને તાબે કરવા માટે નીલમપર સત્તા ચલાવી, ત્યારે તેણી વિરૂદ્ધ થઈ ગઇ, ને નવલની ઇચ્છા તૃપ્ત ન થવાથી, કામનો ધુમો મગજમાં ધરીને, પ્રદેશમાં ચાલી નીકળ્યો. ધનભોગી કૂલટાઓ સાથે રાસ-વિલાસ કરવાની બદનિષ્ટાના વેગમાં તણાવા લાગ્યો. કેવળ જાર કર્મ કરનારી વ્યભિચારીણીનો સંગ કરવો તો નહિ, પણ કોઇ લગની લગાડનારી કામી સ્ત્રીને પરવશ કરીને તેની સાથે મન-તૃપ્તિ કરવાના વિચારમાં આગળ

વધ્યો! ગુણવંતીનો શિકાર તો હાથથી છુટી ગયો–રનાદેવડીના રંગમાંથી મરતો બચ્યો, અને શાન્તનુના યોગમાં કેવો પ્રયોગ સંધાશે, તે હમણાંજ જોઇ શકાશે!

આહા! વ્યભિચારીઓ પણ કેવાં કષ્ટ સહન કરે છે? પ્રેમીઓને તો આનંદ–સાગરમાં તરતાં જે મોજા દુઃખ કરે, તે હોંશથી સહન કરવાના છે; પણ આ કુભાંડીઓને તો ભયના શસ્ત્ર પર ચાલવાનું છે, અને અનેકવાર વિપત્તિનો ભોગ થવા છતાં ભય પામતા નથી! વાહરે કાનુડા વાહ એક તેંજ ગોપીઓને પ્રેમ–લક્ષણા ભક્તિવડે અખંડ બ્રહ્મત્વ દેખાડયું છે! ત્હારૂં કરેલું જે જન કરશે, પ્રેમે તરસે–કામે મરશે!!!—

કથા પ્રસંગમાં કલંકરૂપ ગણાતાં નવલ પાત્રોમાં શાન્તનુ વાંચનારની ઇર્ષામાં આવી ગઈ છે; ત્યારે નવલ કેવળ તિરસ્કારનું પાત્ર બન્યો છે! શાન્તનુની ડગમગતી મનોવૃત્તિનો લાભ લઇને, તેણીને અપવાદરૂપ બનાવવાનો નવલે દુષ્ટ યત્ન કર્યો છે; હેનરી વુડનાં ઇસ્ટલીનની નાયિકાને ભંભેરનાર પેલો દુષ્ટ સગો, જે તેણીની વિશુદ્ધ જીંદગીને બેવફાઈના ઉંડા ગારમાં ઉતારીને કામવશ ક્રીડાએ જે ક્રીડા કરી હતી; તે એક પરણેલી ધણીયાણીના ભમતા મગજથી વેરેલાં પાપનો કુંભ ભરવા સરખું કર્મ બન્યું હતું. જો કે શાન્તનુને હજી અપવાદ લાગુ પડયો નથી. પ્રભુએ તેના ભ્રષ્ટ વિચારો ફળિભૂત થવા દીધા નથી. જયન્તના એકાન્ત સમાગમમાં ડોસીજી પધાર્યાં હતાં! મહારાજશ્રીના એ વખતના મેળાપ વખતે ભક્તજનો ને અવર પુરૂષોનું આવાગમન થયું હતું, અને દાદરને બંગલે લીલા-દર્શન કરવાજતાં કુદરતેજ ગાડીને અથડાવી દીધી હતી! રેલ્વે ક્રોસીંગ કને ગાડીના બળદનો પગ ભાગ્યો, અને કાશી કૂટણી ઇજા પામી; સિપાઇઓ આવી પ્હોંચ્યા! પોલીસ ગેટમાં પ્રખ્યાત થયલી કાશી સાથે એક નવયૌવના

ગર્ભશ્રીમંતની બાળાને જોઇને પોલીસના અમલદારને શંકા થઇ; તે તપાસને પરિણામે નીચ કાશી દોષિત ઠરી–સારે ભાગ્યે મહારાજશ્રીનો ભવાડો બહાર ન પડયો! શાન્તનુ પણ જાહેર ન થઇ, છાપાનાં છાપરાં ઢંકાઇ ગયાં, ને ડોસી તરત શાન્તનુને લઇને યાત્રા નિમિત્તે ચાલી આવી હતી. પૂર્વની ભાગ્યહીણુ શાન્તનુને અહીંયે શાન્તિ મળી નહિ. કર્મના ભાવે ડોસી ડુબી ગઈ. અનાધાર થઇ પડેલી બાળાને પ્રદેશનો પ્રકોપ નડયો. મુંબઇમાં તો તેને નામે પોકળ શ્રાદ્ધ થતું હતું, એટલે થોડો કાળ બહાર વ્યતિત કરવા માટે નવલનો આશરો લીધો.

શાન્તનુ મનની નબળી હતી–તેનું મનોરાજ્ય અહોકાળ વિલાસની વાન્છનામાં ડોલતું રહેતું હતું. તેના મનમાં કામ તૃપ્તી થઇ ન હતી. રગે રગમાં વિરહ–વ્યથાનું રૂધિર, ઝેર સમાન ઝળકતું ફરતું હતું. મગજમાં એની એજ ધૂન ધુમતી હતી. સ્ત્રીઓનો કામ, પુરૂષ કરતાં દશ ગણો વધારે હોય છે! જો કે સ્ત્રીઓ, પુરૂષ જેટલી ઉતાવળી નથી હોતી–તેણી મનની મર્યાદા છેલ્લી ઘડી સુધી મુકી શકતી નથી; તોપણ તે જ્યારે આતુર સન્યાસ ગ્રહણ કરે છે; ત્યારે મદન નગરીની મહાત્મા સરખી બની જાય છે!

નવલના અંતરમાં જે ઉમળકો પેદા થયો, તેના પ્રભાવે તેની માનસિક વૃત્તિ ખીલવા લાગી. કામીઓના મન, ભિખારીની ભૂખ જેવાં હોય છે. ઘણા દિવસથી નહિ મળેલો સુકો ભાખરીનો ટુકડો જ્યારે મેવા–મિઠાઇના રૂપમાં મળે છે, ત્યારે તેનું મન આનંદના ઉછાળા મારે છે. નવલને અનાયાસે નવયૌવના સુંદરી મળી ગઇ, અને તે પણ કેવળ નિર્ભયપણે, સ્વેચ્છાચારી, પરવશતાથી પરાણે પ્રાપ્ત થયલી, ને સ્વરૂપા તથા યૌવના પ્રાગલ્ભ્યા મળી ગઇ, પછી નવલ સ્વર્ગ–ભૂવનનું સુખ માને, તેમાં નવાઈ શી?—

ભારતની દુર્દશાના પ્રારંભમાં રાજકીય સ્થિતીને અંગે આર્ય

પ્રજામાં જે ફેરફાર થઈ ગયો છે, તેનોજ પ્રતાપ જનોને અધમ સ્થિતીએ લાવી મુકે, તો તેમાંએ નવાઇ નથી. આર્ય વિદ્યા કળાનું રૂપાન્તર આજકાલ રાજ તેજને શરણે જઇ પહોંચ્યું છે. અંગ્રેજી વિદ્યાભ્યાસમાં તેનાંજ નિર્માણ્ય કરેલાં પુસ્તકો, અને તેનીજ ઇચ્છા સંભાળવી, એજ ભારતની પ્રજાનું ધર્મ–કર્તવ્ય, ઉદર–પોષણ અને નિર્વાણ થઇ પડયું છે! ડીગ્રી મેળવનાર અભ્યાસીઓ પ્રતિ નજર કરશું, તો હાલના સમયનું ઉડતું જ્ઞાન જે આર્ય સિદ્ધાન્તના સંગીનપણાનાં તત્વથી અળગું જઇ બેઠું છે, ને પરધર્મ–જ્ઞાનના ગોટકામાંથી ગોખી ભચડીને ‘ પાસ ’ થવાનાં ફાંફાં કરાવે છે; એ ભારતની અધમ અવસ્થા લાવનારો રોગ નથી ? એ વાત બીજે પ્રસંગે રાખીને માત્ર એટલુંજ કહેવુંજ પડે છે, કે આશાવંત માબાપો, એવા ક્ષુલ્લક લોભને આધીન થઇને, સકમાઈનું નાણું દીકરાના અભ્યાસ પાછળ રોકે છે, અને દીકરાઓ પોતાનાં બાપને એમ બોલે,

You can’t understand, old man? You can’t!!

“ વૃદ્ધા? તમે કંઇ ન સમજો!! અફસોસ! દીકરાના ભણતરનો બદલો તો માબાપને આ’જ કે! દીકરા ભૂલી જાય છે, કે માબાપોએ તમારા દીદાર દેખવા માટે દેવ દેવલાંને દિવાનાં કરેલાં છે! ભીખ માગીને ખાધું–ખવરાવ્યું છે, ને રાત–દીન વેઠ કરીને, શરીર નિતાવી વિદ્યાદાન દીધું છે; B. A. બનાવ્યા–LL. B. બનાવ્યા–તે શું નવલ જેવા અકર્મી દીકરા મેળવવા માટે!–રત્નલાલનો એકનો એક આશાધાર–અશ્રુધાર પુત્ર, જેણે, પોતાના પુત્રને ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કરાવીને મોટી ઉમેદ રાખી હતી–માત્ર સાચા સુધારક તરીકેના પોતાના નામને દાખલા રૂપ જાહેર કરવું હતું–શ્રીમંતના પુત્રો ભણવામાં બોઘા જેવા હોય છે, તેવી ખોટી છાપ જનવર્ગમાંથી દુર કરવાના હેતુથી, મોટે ખર્ચે, રત્નલાલે પોતાના પુત્રને ભણાવ્યો હતો. પ્રભુ તેના પર પ્રસન્ન હતો. નવલને હાઇકોર્ટની બેંચ સામે

લાંબાંલચ ભાષણો કરીને પૈસો મેળવવો ન હતો; પણ માત્ર ઇજતને ખાતરજ, અને ધનવંતના પુત્રોને પણ વિદ્યાભ્યાસની જરૂર છે, તથા તે અભ્યાસથી ધનવંતોને કેટલા મોટા લાભ લઇ શકે છે, તે બતાવવા યત્ન કર્યો હતો; પણ અંતે તે યત્ન નિષ્ફળ નીવડયો–ને પોતે નિરાશ થયો હતો. નવલ કરતાં તો અભણ ધન-પુત્રો સારા, કે તેના પર અવિદ્યાનું કલંક નથી!

ખરેખર એવા ધનીક પુત્રો વિષે એક શાયર આ પ્રમાણે લખે છે:—

## બાપકી કમાઈ ખેલમેં ગંવાઈ!

"તમાશા દેખનેકો રોઝ હમ નાટકમેં જાતે હંય,
નહીં અપની કમાઇ, બાપકી દૌલત લુટાતે હંય!
શરાબે અરગવાની રાત દીન મહેફીલમેં ઘુલતી હય,
કભી પીતે હંય હમ ચંડુ, કભી અફયુન ખાતે હંય!
કભી મૌકા નહીં મીલતા, નમાઝે સુબ્હ પરહનેકા,
કે હમકો દસ બજેકે બા'દ ઘરવાલે જગાતે હંય!
હમેશાં દાલ, ચાવલ, ગોસ્ત, મછલી ઘરમેં પકતા હંય,
મગર ખાના દો વક્તા જાકે હમ હોટલમેં ખાતે હંય
બહોત કુચ્છ ચાએ સોડા દોસ્તોંમેં સર્ફ હોતા હય,
મહીનેમેં કઇ સૌ રૂપીયેકા બીલ ચુકાતે હંય!
દીવાલેભી નીકાલે ઔર હમને ટાટભી ઉલટા,
મગર ઇઝત રહી કાયમ કે બેપારી કહાતે હય!
ન ધંધેસે ગરઝ હમકો ન કુચ્છ બેપારસે મતલબ,
તમામી કારોબાર ઇસ વક્ત મહેતાજી ચલાતે હંય!

પરીઝાદોંકા મજમા' આજ હોગા, પંજશંબા હય,
તમાશા દેખને હાજીઅલીમેં હમભી જાતે હંય !
યે જીતને સેઠ હંય ભુલે હુવે હંય અપની હસતીકો,
ખુશામદ કરનેવાલે અર્શપર ઇનકો ચરહાતે હંય !
નહીં કરતે હંય આંખે ચાર મારે શર્મો ગૈરતકે,
ખરી ખોટોંકો, અય "સૈયદ," કભી હમ જો સુનાતે હંય ! "

સ. મ. અ.

જગતનું તારણુ–તરણ કરનાર, આશા–મોહિનીના ઉંડા જળમાં ગોથાં ખવરાવનાર માયાવી પુતળીઓનાં કટાક્ષ–નયન ઉપર આ સૃષ્ટિના પુરૂષોનો ઉદ્ધાર છે; એમ માનવામાં આવે છે. કોણ માને છે ? મોહન-માળાના મણકાઓ, જેમને વૈભવની અભિલાષા, અને કામના અતૃપ્તિ હોય છે, તેમનેજ ભોગે સ્ત્રીઓ મહત્તા પામતી હશે. બેશક પ્રેમી દમ્પતીઓ માટે આ સંસારની પ્રેમ–લક્ષણા ભક્તિ માન્યભૂત તારણુ કરનારી છે; નહિ કે નવલનો ઉડતો પ્રેમ, ને શાન્તનુની ઉડતી અભિલાષા ! કવિ શેલી કહે છે કે–

"The great secret of morals is love, or a going out of our own nature, and an identification of ourselves with the beautiful which exists in thought, action, or person, not our own."

" જ્યાં છે પ્રેમ ત્યાં પરમ આનંદ છે,
અન્ય આનંદ ત્યાં અન્ય હોયે;
નરસીઓ મહામતિ ગાય છે ગુણ કથી–
કામીઓ સમજે તે કામ ન્હોયે. "

મનનું સાર્થક કરવાના ભ્રષ્ટ હેતુથી, નવલ, પેલી શાન્તનુને કામ–તીર્થમાં પુજ્ય–જળ પ્રાપ્ત કરાવવા અર્થે લઇને ચાલ્યો–અને

અનેક તરંગોપર મદનના નાવને ડોલાવતો, હવામાં કિલ્લા બાંધતો અનાયાસે મળી ગયેલી સુંદરીના માંસળ ગાત્રથી દેહને સ્વર્ગમાં પ્હોચાડવાની ઇચ્છાઓ ફળિભૂત માનતો અનાધાર પણ વિરહ વ્યથાથી, આપત્કાળથી, આંખપર પડ ફરી વળવાથી, વિચાર-શ્રોત બંધ પડી જવાથી, અને જે કંઇ મળે, તે આહાર કરી લ્હેવાની ઇચ્છા રાખનારાં ભિખારીની પેઠેમ, ક્ષુલ્લક વૃત્તિ ગ્રાહ્ય કરનારી શાન્તનુને અનેક પ્રકારે ભોળવતો, સમજાવતો નવલ એક ઝાડીમાં આવ્યો–જો કે ઉતારાથી હજી બસો કદમ ચાલ્યાં ન હતાં, ત્યાં શાન્તનુ થાકી ગઇ, અને લુટારાની ઝુપડીની પેલી મેર પચાસેક કદમ આગળ તેઓ શિતળ ઝાડની છાંયડી તળે થાક ગાળવા બેઠાં. આ સંઘ દરવાજામાં થાકયો, તે દ્વારિકા શી રીતે પ્હોંચશે ?

ન્યાયશાસ્ત્ર પારાંગત, અંગ્રેજી પાઠશાળાનો પ્રપાઠક નવલ, પોતાને મળેલી વિદ્યા ને જ્ઞાનનો સદુપયોગ કરત, તો ભગીરથ પેઠેમ સપ્તકૂળ તરી જાત; પણ પૂર્વના કર્મ સારાં ન હશે, ગર્ધવની અવસ્થાએ અકાળ મોત થયું હશે, તેથી આ અવતાર માનવ રૂપે કામઅંધ બનીને આ તિરસ્કાર યોગ્ય કર્મ કરે છે કોઇક કાળનો પુન્યનો થર હશે. તેથી રત્નલાલ જેવા ધનવંતને ત્યાં જન્મ થયો હોવો જોઇએ.

“રાયજી, ! મ્હારૂં દીલ બહુજ ગભરાય છે. મને કશું ચેન પડતું નથી. આ પ્રદેશ જાણે ખાવા ધાય છે.” શાન્તનુએ જમીન પર બેસતાં કહ્યું, ને નિસાસો નાખ્યો.

“તમારા કોમળ મન પર હજી એક પર એક વિપત્તિની તાજી અસર છે. વળી તમારી આશાનો સ્થંભ ફળ્યા વગરની કેળ જેવો છે. તમે હવે નિશ્ચિંત થાઓ. પ્રભુ કંઈ રાત પર રાત નહિ પાડે !” નવલે ધિરજ દીધી.

"આપણે કોણ, અને ક્યાં જઇએ છીએ ?"

"વળી એ વિચાર તે કરવો હોય! આપદ્દકાળને લીધે પાંડ-વોને ગુપ્ત રીતે વૈરાટમાં વસવું પડયું નહતું!"

"આપણે કેટલાં વર્ષ આમ એકાન્ત રહીશું ?"

"તમને ગમશે ત્યાં સુધી! તમે કહેશો, ત્યાં સુધી!"

"આપણને કોઈ પુછશે, કે તમે બન્ને કોણ ?"

"તે વખતે મન જે કહે, તે ઉચ્ચારવું!"

"એકાન્ત બુરી છે, એ વાત ખરી હશે!"

"મન પર આધાર! નિર્મળ મન, ને સાચા સ્નેહમાં વળી વિકાર કેમ હોય ?"

"મન તો વાંદરૂં છે. તે સ્થિર નથી."

"મનનો વૈભવ ઉચ્ચ છે. તેનો વ્હેળો નિર્મળ છે. કહો તમને હજી કાંઇ શંકા છે ?"

"મ્હારી જોડે રહેવામાં તમારી ભાવના કેવી છે ?"

"ત્યારે હજી તમને મ્હારો વિશ્વાસ આવ્યો નથી. ?"

"મને એમ થાય છે, કે આપણે શીરે આળ આવશે."

"શાન્તનુ ? હવે તમે મનમાંથી એવા સંભ્રમ દુર કરો. જ્યારે દીલ દીધું, પછી આળ ને ગાળની વાત હોયજ નહિ! તમારે માટે જ્યારે હું મ્હારી જીંદગી ને આબરૂ રદ કરૂં, તો તમારે પણ કરવી હોયજ."

"આપણે પતિ–પત્નિના ભાવથી રહેવાનું છે ?"

"મદન રાજ્યમાં વળી અન્ય વૈભવ શો હોય! પ્રેમ વિનાનું પરણવું, એ તો વ્યભિચારનો વિવાહ છે. તમે તમારા મૃત પતિને ચ્હાઓ છો ?"

" ધર્મ ક્રિયાના બન્ધનને લીધે તો હું તેમની સ્ત્રી ઠરી ચુકી છું. પ્રેમનો પ્રસંગ હિન્દુ બાળાઓને ક્યાં મળે છે, વારૂ ?"

" તો તે લગ્ન નકામું છે. જ્યાં સ્નેહ બંધાયો, તેની સાથે શરીર જોડવામાં કશો દોષ નથી !"

" લોકાપવાદ તો ખરોજ કેની !."

" આપણે માટે હવે એ પ્રશ્ન રહેલો નથી. આપણુને તો માનસિક શાન્તિની ઇચ્છા છે; આપણુને વતનમાં શાન્તિ મળે તેમ નથી. તમે પણુ કામદેવનાં પુજારી છો, હું પણુ તેમજ છું; જ્યારે આપણો સંગમ થયો છે, તો આ તક સ્વિકારીને, પ્રદેશમાં આનંદ કરવો. સુખ–દુઃખનાં સાથી થવું, જીવતાં પાળવું, ને મરતાં બાળવું ; તમને કે મને હવે અન્ય શાન્તિ કોનાથી મળવાની છે, જે ચિત્તવૃત્તિ ફેરવીએ ! મ્હારે તો હજી મન વાળી શકાશે, પણુ તમે તમારી વૃત્તિ કબજે નહિ રાખી શકો, અને જો વિરહના અંધાપામાં કામનો પરિતાપ, અખાજ ખવરાવશે, તો જગતમાં હાંસીપાત્ર થશો. તે કરતાં મ્હારો સંગ શું ખોટો ? ખરૂં કહું તો તમારે ખાતર મ્હારો ભવ બાળવો પડે છે !"

" હા. એ વાત તો ખરી ! ત્યારે તો તમારી સાથે મ્હારે રહેવું કબુલ છે ! કહો, કયાં જઇશું ?" શાન્તનુ ચક્રમ બની ગઇ.

" આફ્રિકા ! અહીંથી કલકતે જઇશું, ને ત્યાંથી આફ્રિકા હંકારી જઇશું."

" કદાચ–પ્રેમ સંયોગે સંતતિ—

" એ વાતનો વિચાર હમણાં શાને કરવો જોઇએ ?"

" મ્હારૂં મગજ બહુ ગુચવાય છે, મને બહુ બહુ તર્ક થાય છે."

" તમારૂં અંતઃકરણુ શું કહે છે ?"

" મને તે કશો જવાબ દેતું નથી. કોઇ માર્ગ દેખાડતું નથી."

" તો હું કહું તેમ કરો. તમારૂં ભલું થશે. "

" વારૂ, પણ આપણે યોગી વેશે મુંબઇની ચેષ્ટા જોઇને ત્યાંથી બીજે સ્થળે જઇએ તો ? " શાન્તનુનું મન કંઇક સંકોચાયું ! અધમ માર્ગે પ્રવર્તવાની તેની ઇચ્છા, તેના અંતઃકરણને પસંદ પડી નહિ ! નવલને ચિન્તા પેઠી, શાન્તનુના ઘડીઘડીના ફેરવાયલા વિચારથી તેની આશા અથડાવા લાગી. તેણે ઉડાવવાની યુક્તિ રચવા માંડી—

" હા, તેમ કરીએ, કાશી સુધી તો પગ રસ્તે જઇએ ! "

" ત્યાં સુધી તમારે મનવૃત્તિ બગાડવી નહિ ! "

" પ્રેમનો કોલ તો આપવો પડશે ! " નવલે ઉંચે સાદે કહ્યું. શાન્તનુ રડી પડી—

" બાળા ! તમને બળાત્કારે વશ કરવાની મ્હારી ઇચ્છિા નથી. " શાન્તનુ વિચારમાં પડી, નીચું જોઇ રહી—

" શેઠજી ! હમરા પૈસાં ચુકાય દઇવા–હમરે જાનાં હય ! "

" જરા ઠયરોં—" નવલે પેલા મજુરને રોક્યો—

" મ્હારાથી ચાલી શકાય તેમ નથી, માટે ગાડી કરીએ તો ? "

" હા—તમે અહીં જરા બેસો, તો હું સામેના ગામડામાંથી એક ગાડી ભાડે કરી લાવું—"

" હા, જાઓ; ને જલદી આવો; મજુર સાથે છે, એટલે ચિન્તા નથી. " શાન્તનુએ મજુરને બેસવાનો ઇસારો કર્યો. તેણે હા પાડી.

" વિચાર કરી રાખજો, હું જાઉંછું. " નવલે ઉતાવળ કરી, અને અન્ય પ્રદેશમાં લઇ જવાની ધારણાએ ગાડી લેવા ચાલ્યો. મજુરને બેસવાનું કહીને પોતે પંથે પડયો. આહા ! માનવો પોતાની ભ્રષ્ટ ઇચ્છામાં પણ ફતેહમંદ થવા ચાહે છે !

(૨)

નવલ ને શાન્તનુ.



પ્રેમનો કોલ તો આપવોજ પડશે. ભા-૭-પૃ-૬૬.

નવલ ચાલ્યો. તેને વિવિધ તર્ક થવા લાગ્યા, પણ આ ધ્વની તેના કાનમાં પડયો. એક માર્ગી કામાંધીને તેની શી અસર થશે ?

---

ધ્રુપદ

" અંતરમાં ઇચ્છા આવી, હોય જો તમારી બંધુ;
કે હું સાચો સીધો થાઉં- આચાર વીચારમાં-
તો હું એક શીખ દઉં, હાય માનો કે ન માનો;
ચીત્તને જવા ન દેવું- વીવીધ વીકારમાં-અંતર.
અવીકૃત અનીંધ ને, આપ્તથી પ્રમાણ હોય;
તેને વળગી રહેવું- રહી એક તારમાં-
દુર્લભ વચન સુણો, ખરો છે ઉપાય એજ;
જો જો ચડી જતાં નહીં, અવર પ્રકારમાં-અંતર. "

---

## પ્રકરણ ૯ મું.

---

### બાળ-વિધવાનાં બે બાળકો !

---

### શાન્તનુ પર અજબ અસર !

" મ્હારી શરમ રાખજે શામળા,
મ્હારી મનની શંકા ટાળજે-**મ્હારી.**
હું નારી દુઃખિણી-અરેરે અભાગિની,
પતિત તું મ્હારી પાળજે—મ્હારી.

ખરેખર કુબુદ્ધિનો પસ્તાવો, શુદ્ધ અંતઃકરણમાં કાળે કરીને થયા વિના રહેતોજ નથી-ખોટું તે સદા ખોટું છે-આત્મા પર મનોરાજ્યનું પ્રબળ વધી જાય છે, ત્યારે શાન્ત આત્મા ખરે શાન્ત પડી જાય છે;

જ્યારે આવેશનો ઉકાળો ધીમો પડી જાય છે, ત્યારે આત્મા કને પોતાનાં ખોટાં કામોનો પસ્તાવો કરે છે, ને False wit ખોટી મતિપર તિરસ્કાર બતાવે છે.

The glitter of false wit, like the shine of false jewels, serves at once to show the vanity of the possessor.

"*The Sisters.*"

શાન્તનુ વિચાર–વમળમાં ગોથાં ખાવા લાગી. પ્યાર વગર, મોહ વગર, કેવળ દગ્ધ અંતઃકરણના, નિરાશાથી વિટળાયલા, સ્વભાર્યાના સ્નેહથી વિમુખ થયલા, માત્ર નવયૌવના સ્ત્રીનો મોહ લુટનારા લુટારા, ઠગારા ને ધુતારા જેવા નવલને શરણે થવું, એ કરતાં મરવું, વધારે બ્હેતર છે! આ પ્રકારનો એક આભાસ, શાન્તનુના હૃદય–મંદિરમાં પ્રકાશ રૂપે પ્રતિબિંબ દેખાયું!

"The only place for a broken heart lies in the hollow earth."

નવલનો દેદાર અદૃષ્ય થયો. શાન્તનુની વૃત્તિ સદ્માર્ગના શ્રોતમાં સ્નાન કરવા પેઠી! પેલો મજુર સુઇ ગયો, અને એક કંગાળ સાધુડી એ બચ્ચાંને લઇને માર્ગે જતી, આ સુકુમાર બાળાનું સૌંદર્ય નિહાળીને આવી! ગાતી ગાતી આવી!

સખી મુજ પુર્વ જન્મનાં પાપ
આ ભવ પ્રકટ્યાંરે,
મ્હારાં મુવાં ભૂંડાં માબાપ
લગન ભવ ખટક્યાં રે;

શાન્તનુ આ દુઃખિ દારા તરફ જોઇ રહી–તેનાં કરૂણાળુ વચનો સાંભળી રહી–સાધુડી નજીક આવીને બોલી—

છું બાળ રાંડ બ્રાહ્મણ–એ મણની જાતી,
હું પરણી બાળે વેશ બળી ગઇ છાતી—"

" બા ? પ્રભુ તમારૂં ભલું કરો—આ બાળકને બટકું ખાવાનું હોય તો આલો !" સાધુડીએ ખભેથી ઝોળી ઉતારી, અને શાન્તનુની સામે આવીને બેઠી. શાન્તનુ તો શિતળતાથી તેણીનાં વચનોજ સાંભળ્યા કરી, કશું બોલી નહિ. તેણીને બોલવાનો સમયજ પેલી સાધુડીએ આવવા દીધો નહિ—

" બ્હેન ? હું બાળ રાંડ છું—તમે કહેશો, કે બાળ રાંડને એ બાળક કેવાં ? બા ? હું દુઃખિણી છું, અભિાગિની છું. માબાપે ભણાવી—ગણાવીને મોટી કરી. મ્હારે ભાગ્યે ધનવંત ને વિદ્વાન ભરથાર નક્કી થયો; પણ ભુંડું થાય, મ્હારી ફોઇનું, તે મને તેના ભત્રીજા જોડે પરણાવી ! ભત્રીજો તે તેના દીયરનો દીકરો, હોં ! અમે એમજ બોલીએ છીયે—રડયો ફૂઇનો પાપીયો ભત્રીજો ! હત્ એ રંડાનો દહાડો બળે ? પતિ ગુજરી ગયા, ને હું છેલછબીલી માબાપના લાડમાં છકી ગઇ. દેવ—મંદિરો તજ્યાં, ને શોખીનોનાં ઘર વસાવવા લાગી. પ્રભુ કૃપાએ ત્યાં તો લાજ રહી, પણ માબાપોને સગાં વ્હાલાંઓએ પજવવા માંડી. અંતે મેં પુનર્લગ્ન કર્યું. અરેરે એવા મતલબી સાથે લગ્ન કર્યું, કે મ્હારો આ દહાડો આવ્યો. જાતની નાગર બ્રાહ્મણી છું. બ્હેન ! વીસનગરની રહેવાસી છું. એક ધૂતારા ગિરના બ્રાહ્મણ સાથે પુનર્લગ્ન કર્યું; પણ રડયો પાછળથી ઘાંચી ને મોચી કોણ જાણે કોણ જાતનો નીકળ્યો. કહે છે કે તેની મા ઘાંચણ ને તેનો બાપ મોચી હતો. એ બ્રહ્મકર્મમાંથી વટલેલો ને પાતકી હતો. તેનો દંભી દીકરો મને મળ્યો, ને વૈદ્યરાજની મોટી પદ્વિથી મને અંજાવી દીધી. તે પ્રદેશમાં લઇ ગયા. ત્યાં આ બન્ને બાળકો તેના પેટનાં પેદા થયાં ! અને આખરે રડયો નાતજાતમાં જઇ બેઠો. હું જ્યારે પુંઠે ગઈ, ત્યારે મને તો ઘેલી કરીને કહાડી મુકી ! હાય—હાય ! બાળકો અન્ન દુધ વિના રવડે છે ! અરેરે, હવે અમારો કોણ ધણી ?

ન માબાપના ઘરની રહી, ન સાસરાના ઘરની રહી,
ન દેશ વતનની રહી, ન શુદ્ધ તનમનની રહી;
ન પ્રભુની કૃપામાં રહી, ન વિભુની દયામાં રહી,
મ્હારી આ હાલત થઇ, સાહ્યબી ગઇ તે ગઇ—
જાતની લાજ ગઇ, વાતની વાત ગઇ—
મ્હારી આબરૂ હાથથી ગઇ, બ્હેન મ્હારી આ દશા થઇ!
ચાર દીવસની ભુખી છું, અન્ન પાણીએ દુઃખી છું.
બાલુડાં તરફડે છે, કાળજું ફડફડે છે.
પુનર્લગ્નમાં આગ ઉઠી, ભાગ્યદેવી મ્હારી રૂઠી;
જો મેં વાળી હોત મુઠી, તો તરી જાત દુનિયાં જુઠી!
જુવાની ન હાથમાં રહી, માબાપની ગઇ, જાતની ગઇ!
રડયા માટીડા મતલબી છે, જો કે આપણા મુરબી છે!
પણ પાકા તે ગીધડા છે, માંસના ભુખ્યા કુતરા છે;
ફસાવતાં વાર નથી કરતા, અબળાની હાયથી નથી ડરતા;
બે ઘડીનો મદન મુઝાવે છે, શરીરને આંધળું બનાવે છે,
ધર્મ ભુલાવી પાતકી કરી જાય છે, મતલબ સરી કે વેરી બની જાય છે.
અફસોસ, હાય મરૂં છું.—મ્હારા પાપી કર્મથી ડરૂં છું.—"

એટલું બોલીને સાધુડી તરફડીયાં મારવા લાગી–મોંમાં ફીણ આવી ગયું–ને બે ઘડીમાં તેનો દેહ, ખરે પ્રાણ વગરનો થઇ ગયો; રડતાં બાળકો બંધ પડી ગયાં–અને તે પણ શાન્ત થઇ ગયાં. શાન્તનુની નજરે આ બનાવ એક નવો ગજબ કરનારો, અકળાવનારો, ભય પમાડનારો લાગ્યો. આ શું ? આ વિપરિત પરિણામ શું ? શું પ્રભુએ મ્હારી પાપી વાસનાનું ફળ પ્રથમથીજ દેખાડીને મને અપકૃતથી અટકાવવા આ સાધુડીને મોકલી હશે ! અરેરે હું મૂર્ખી બની છું ? ખરેખર તું મુર્ખ બની છું–ધર્મ તજીને, કામને શરણ થયલી કામિની ?

શાન્તનુ.



શાન્તનુ ! ચાલ, ધર્મ મંદિરમાં ચાલ— ભા-૭-પ્ર-૭૧.

તું મૂર્ખ બની છું–પુરૂષના પાપનો પડદો આ સ્ત્રીએ ઉઘાડો કર્યો. બાળરાંડ બે બાળક પેદા કરીને અસદ્‌ગતિ પામી! ત્હારો પણ એવોજ અવતાર જશે! એવાજ હાલ થશે! જીવડા? તું કયાં જાય છે? ચાલ–ચાલ; સ્વદેશમાં ચાલ–ધર્મ–મંદિરમાં ચાલ! શાન્તનુ? કામ કુંડમાં ઝબોળાયલી શાન્તનુ? ત્હારા કામદેવને દગ્ધ કરી દે! ત્હારા પાપી દેહને સ્વેચ્છાથી અગ્નિદાહ કરી દે; સતી સીતા પેઠેમ અગ્નિમાં તો નહિ, પણ ગંગા–જળમાં પ્રવેશ કરીને નવો અવતાર ધારણ કરી લ્હે! તું ઉચ્ચ કુળની કન્યા છું, તું જાતે વિધવા છું. ત્હારાં પાતકો બહુ છે. હવે તું પ્રભુ કને ક્ષમા માગી લ્હે! અને યોગિની બની જા. હા, અહીંથી કાશી બહુ દુર નથી. બનારસમાં જઇને પ્રાયશ્ચિત કરી લ્હે, ને ત્યાંથી યોગિની એની બિઝંટનો મઠ છે, ત્યાં જઇને ત્હારો જન્મ સફળ કરી લ્હે." આ શબ્દવેધી જ્ઞાનથી શાન્તનુ છવાઈ ગઈ. પેલી સાધુડીને પગે પડી. "માતા? તું મ્હારી ભાગ્યદેવી છું, તેં મને પાપકુંડમાં પડતી બચાવી છે. પ્રભુ ત્હારૂં ભલું કરો" એટલું કહીને પેલા મજુરને તેણીએ ઉઠાડયો.

"ભાઇ? બોજા શીરપર ધર લ્હેં, મેં બેવડા દામ દુંગી! મુઝકો કાશી પ્હોંચા દે! શેઠ પિછાડી આયંગે."

"અચ્છા, મયતો દામકા ગુલામ હું?" મજુરે તેણીનો બોજો માથે ઉઠાવી લીધો. થાકેલી શાન્તનુના શરીરમાં શુદ્ધ ધર્મનું લોહી ઉછળવાથી બેવડું જોમ પેદા થયું, અને એક ડગલું ચાલવાની જેની શક્તિ નહોતી, જે સુકુમાર તનની લાડકી બાળા વાહન વગર એકલી એક ડગલું ભરતી ન્હોતી, તે એકલી પગે ચાલીને છેક કાશીની યાત્રા કરવા નીકળી. નવલ તરફ અભાવ ને તિરસ્કાર પેદા થયો. પોતાની કુબુદ્ધિ માટે ધિઃકાર પેદા થયો.

સમય ફરી ગયો. પાપી મન ઠેકાણે આવ્યું, ને શુદ્ધાત્મા વડે, તે વિધવા કન્યા આખરે પ્રભુની પ્રસન્નતા મેળવવા ચાલી.

જ્યારે આત્મશુદ્ધિ થાય છે, ત્યારે માનસિક માયાનો વૈભવ કેવળ જુઠો દેખાય છે, એ ખરૂં છે.

You have lived long out of the world; your eyes are aised to nature; but in these times we never prize what we can enjoy for nothing; of course, nature and all her works are out of fashion.

*Wheel of Fortune.*

શાન્તનુનું પુન્ય આડું આવ્યું, ને તે તો બચી ગઈ; પણ પાપ કુંભનો ભાર વધારતો પેલો નવલ ક્યાં ગયો, તેની તરફ જોઇએ.

જ્યારે દહાડો નબળો આવે છે, ત્યારે સવળા પાસા પણ અવળા પડે છે. જે મિત્રો હોય છે, તે શત્રુ થઈ જાય છે—અને સર્વ સૌંદર્ય હરાઇને હરાયા ઢોર જેવો તે બની જાય છે. કુદરતથી જેટલું ઉલટું વહન છે; તેનું પરિણામ તો ઉલટુંજ આવવું જોઇએ ! અભાગ્ય બિચારી નીલમના, કે આવા કામી ભરથાર સાથે તેનું પાનું પડ્યું !

શું નવલનાં અપકૃત દુર કરવા માટે નીલમનાં :સાત્વિક તપનો પ્રભાવ આડો નહિ આવે ?—

સંસારમાં પુન્યથી પાપનો નાશ થાય છે એ ખરી વાત છે; પણ કરેલાં કર્મ તો ભોગવવાંજ જોઇએ છે—પછી પાપ હોય, કે પુન્ય હોય !—

---

## પ્રકરણ ૧૦ મું.

---

### ચોરને પોટલે ધૂળની ધૂળ !

**सन्मार्गे तावदास्ते प्रभवति पुरुषस्तावदेवेन्द्रियाणां**

**लज्जां तावद्विधत्ते विनयमपि समालम्बते तावदेव ।**

**भ्रूचापाकृष्टमुक्ताः श्रवणपथजुषो नीलपक्ष्माण एते**
**यावल्लीलावतीनां हृदि न धृतिमुषो दृष्टिबाणाः पतन्ति ॥**

જ્યાં સુધી સન્માર્ગનું વહન છે, ઇન્દ્રિય આધીન છે,
લજ્જાલુ વિનયી વિવેકી જન તે, રહે છે જળે મીન જે;
જ્યારે પદ્મિણીની ભ્રકૂટી ધ્રનુનું, લાગ્યું શરીરે શરે;
ત્યારે ધૈર્ય રૂપી હરાય ધનકું, બુદ્ધિ વિચારો બજે.

આ માટે વિદ્વાન પુરૂષો કહે છે, કે કામિનીયોના કટાક્ષને વશ ન થવું; દમ્પતિનાં સ્વર્ગસ્થ સુખનો લ્હાવો લ્હેવામાં પ્રવૃત થવું; દમ્પતિ ધર્મથી વિમુખ થનારાઓ, સ્વધર્મ ભૂલીને, ગુરૂ માતપીતાદિ વડીલોનું સેવન ને વર્તન કરવા બદલે તિરસ્કાર કરતા ફરતા ફરે છે. દૃષ્ટાન્ત છે કેઃ—

" માતપિતા જપ યોગરસ, તાં મનિ મયલ્લમ જોઈ;
નયનબાણુ નારી તણાં, જ્યાં નહિ લાગ્યાં હોય.
સગુણા નર સોહામણા, જીહાં નાદ કુરંગ;
મોરા મન લાગી રહા, જીમ ચંદણે ભુયંગ—"

નવલરાય જેવા કામીનું વિદ્યા—હૃદય શુન્ય કરનાર એક આ દુર્ગુણ ને ડહાપ્મ છે, જો કે તે ઝવેરી છે, કુળવાન છે, વિદ્વાન છે, પણ માણસના હાથમાં રહેલો રૂપાનો કડકો કિમતી નથી, તે પર સિક્કો પડયાથીજ અંકાય છે. મણીધરના માથામાં રહેલું મણી કિમતી નથી. રાજાના તાજમાં રહેવાથી તે પંકાય છે. કસ્તુરી, મૃગની ડુંટીમાં કિમતી ગણાતી નથી. ઔષધી રૂપે રોગ પર અસર કરે છે, ત્યારેજ તેની ગણુના થાય છે. કન્યા કંઈ પિતાના ઘરમાં પંકાતી નથી; સ્વામીનો સંસાર સદ્‌ભાવે પાર ઉતારે છે, ત્યારેજ તેની કિમ્મત થાય છે. એ રીતે નવલ કંઇ કિમતી નથી. તે રત્નલાલ ઝવેરીના પુત્ર તરીકે પંકાય છે; તેથી પણ તે ગુણજ્ઞ નથી. માત્ર સ્વતંત્ર સત્તાધારી

પરાક્રમી પુરૂપ રૂપે વધારે ગણુનામાં મુકે છે, શું એ સર્વ શણુગાર કરનારી કંચનીઓ, એક કંગાળ પતિપરાયણુની તુલના કરાવી શકશે?

એવી શોભા તે સાચી નહિ ! ખોટા હીરા ચળકે ઘણા, પણ કિંમતી ન થાય ! એ માટે નવલની શક્તિ ને ગણુના એક મહાદોષે હરાઇ ગઇ ! હીરામાં ઝેર છતાં રાજ-કંઠમાં પંકાણો ! કુંભ માટીનો છતાં શંકરના શિર પર ચડયો ! દાંત હાથીનો છતાં સૌભાગ્યવતીના કરનો ધર્મરૂપ થઇ પડયો ! એ માત્ર ગુણુના પ્રતાપથી પંકાણા, પણ કેવળ દુર્ગુણુનો ભાસ ક્યાંથી અંકાય ? વાદળી ન્હાની છતાં સુર્યને ઢાંકીને પળભર પ્રકાશ તોડે છે, તેજ માત્ર અવગુણ ! ઝેર ઝાઝું જરૂરનું નથી. દુર્જનનાં એક વચનથી, દુર્ગુણીના એકજ દોષથી સર્વ સાર બગડે છે. દુધમાં મીઠું કેટલું જોઇએ ?

ત્રાંબાના વાસણુમાં આમલીનો રસ પડયો ! ઝેરમાં ઝેર મળ્યું. વિલાસી મળ્યાં. નવલને શાન્તનુ મળી. જેના અંતરમાં માત્ર એજ આશાના ઝરાનું ઝરણ ઝરતું હતું, ને તે હવે પ્રફુલ્લિત થવા પામ્યું. શાન્તનુના છેલ્લા સંશય પછી નવલના હૃદયમાં અવિશ્વાસ ઉત્પન્ન થયો ખરો, પણ સમયથી સંકોચાયલી, પ્રદેશમાં પિડાયલી, મનથી મુઝાયલી, અટુલી પડેલી અબળા કયાં જશે ? આ ખ્યાલ તેની આશાને નિશ્ચળ બનાવતા હતા. વળી શાન્તનુની મનોવૃત્તિ દબાયલી હતી. વિરહ–ઘેલી વલ્લભા કોઇ રંગીલા રસીયાની રાહ જોતી હતી. તેને પોતે મળ્યો. નવલ એવાંજ ભુલકાંની શોધ કરતો હતો. હવે નવલને તે માટે સંશય ન્હોતો. નવલે નવીન વિતર્ક કરવા માંડયા. શાન્તનુને કલકત્તા તરફ લઇ જવી, અને ત્યાંથી હીંદનો કિનારો તજીને અન્ય પ્રદેશમાં બન્નેએ જવું. એક નવી જીંદગી શરૂ કરવી. વકીલાતનો ધંધો કરીને પેટ ભરવું; શાન્તનુ સાથે સંસાર ચલાવવો. બાળ બચ્ચાં થાય, તો ખોદા ખેર કરે ! ! !

નવલ ઉતાવળો પાસેના ગામડામાં ગાડી લેવા જતો હતો. માર્ગમાં પેલા લુટારાની ઝુંપડી અને બગીચો આવ્યો. નવલને લાગ્યું, કે " આશ્રમમાં નજર તો કરીએ ! જો હાથ પડે, ને કોઇ ચીજ જડે, તો હાઉ કરીએ ! હાલના વખતમાં જેટલી મદદ મળી, તે કિમતી સમજવી ! " એવો વિચાર કરીને વાડીને પાછલે દરવાજેથી નવલ ઝુંપડીની અંદર ગયો.

જ્યારે અવળું થવાનું હોય છે; ત્યારેજ દુષ્ટ બુદ્ધિ ઉત્પન્ન થાય છે. કેટલાક વિદ્વાન કહે છે, તે સત્ય છે, કે માણસ પોતેજ પોતાના ભવિષ્યને ઉલટાવી દે છે. વિદ્યાકુશળ ને પ્રવિણ પુરૂષો અનેક લાભમાં લલચાઇને આડો માર્ગ હાથ કરે છે, ને જો કે તેમાં સોએ સો ટકા નિષ્ફળ નીવડવાનો સંભવ હોવા છતાં, આબરૂ ગુમાવીને પણ મિથ્યા ફાંફાં મારી, જગતની નિંદાને ચાકડે ચડીને, અમસ્થો અથડાય છે ! ભાવી ભૂલાવે, ત્યાં લાચાર ! પણ દુર્યોધન પેઠે દેખતી આંખે દ્રૌપદીની લજ્જા લુટવાનો યત્ન કરે, તેનું પરિણામ તો જીવ હાની આવેજ તો ! નવલને પણ તેવુંજ સુઝ્યું, અને ઝુંપડીની અંદર પેઠો ! આહા ત્યાં તેનું શું થયું ?—

## પ્રકરણ ૧૧ મું.

### બે બાજુથી લુટાયલો નવલ !

દયાપાત્ર પણ મૂર્ખાઇથી ભરેલા, બુદ્ધિશાળી વિદ્વાન, પણ પાપ કુંડના પોષક નવલની ભાગ્યદશા અવળી તો બેઠી છેજ, પણ વિશેષ ખાડામાં પડતી જાય છે. લુટારાનું લુટેલું ધન પચાવી પડવાના દુષ્ટ હેતુથી નવલ ઝુંપડીમાં ગયો. ચોરની પેઠેમ પાછલે દરવાજેથી અંદર ગયો. ચોતરફ નજર કરી, તો કશો માલ જણાયો નહિ !

લુટારાનું શબ તો બહાર ચોગાનમાં મુકેલું હતું. એક સિપાઈ ગાડી લેવા ગયો હતો. બીજો પહેરો ભરતો હતો. નવલ નિર્ભય હતો. તે આજુબાજુ હિંમતથી શોધખોળ કરતો હતો. નવલના હાથે કેટલીક ચીજોનો ખડખડાટ થયો, ને સિપાઇને કાને અવાજ ગયો. એકદમ તે અંદર ગયો. નવલને તો અંધાપો આવી ગયો હતો. અરણ્ય અને એકાન્તવાસ સમજીને બેદરકારીથી કામ કરતો હતો. પીઠ પાછળ કોણ છે, તેના પણ તેણે દરકાર રાખી ન હતી. સિપાઇને શક ગયો. આ માણુસ પણ લુટારાનો સાથી હોવો જોઇએ, એમ સમજીને તેને સપડાવ્યો.

"અરે ઓ બદમાશ ? તુ કૌન હય, કયા કરતા હય ! સબર કરો. જવાબ દો, ખબરદાર !" સિપાઇએ નવલનો હાથ પકડયો. શાહુકારનો દીકરો એકદમ ગભરાઈ ગયો. જાણે અકાળ વિજળી પડી હોય, તેમ સ્તબ્ધ થઈ ગયો.

"મેં-મેં-મેં-" નવલ જવાબ દઈ શકયો નહિ; અનુકંપવા લાગ્યો. અશ્રુ લાવવા લાગ્યો. "

"ખૂનકા કામમેં તું શામીલ હય ? દુસરા કૌન હય ? સચ બોલેગા, સો બચાયા જાયગા. નહિતો મારા જાયગા !"

"હું તો-હું તો" નવલથી કશો ખુલાસો આપી શકાયો નહિ. સિપાઇએ તેના શરીરની તપાસ કરવા માંડી. નવલની કને કમ્મર પર ધોતીયામાં દસ હજાર રૂપિયાની નોટોના કડકા હતા. તેપર પેલા સિપાઇનો હાથ પડયો. નવલ શરીર ફેરવવા લાગ્યો. સિપાઇને શક ગયો. એક તમાચો મારીને નવલની કમ્મરમાંથી નોટો ખેંચી લીધા.

"બદમાશ ? હરામકા કામમે શામીલ હોકે છુપાતા હય ? નોટો દબાતા હય !" સિપાઈ નોટો જોવા ને ગણુવા લાગ્યો. નવલ તે તકનો લાભ લઇને પાછી પાની કરતો નાસવા લાગ્યો. સિપાઈની નજર પડી, અને બુમ મારી.

" અરે ઓ બદમાશ? સબર કર!" સિપાઈની ધમકીથી નવલ આગલ ડગલું ભરી શકયો નહિ, તે ફરીને નોટો ગણવા લાગ્યો. નવલે જાણ્યું, કે રખે મીયાંભાઇ નાણાના મોહમાં અંજાઇ ગયા હોય! પોતાનો એટલેથી છુટકો થતો હોય, તો તેમ કરવા નવલ રાજી હતો. સિપાઈએ ફરીને જોયું "નહિ, એટલે નવલ જીવ લઇને નાઠો—સિપાઇને તો તેની દરકાર ન હતી. નવલ ખૂનના ત્હોમતમાંથી બચી ગયો. સિપાઇના બાપનું શું ગયું? દસ હજારની નોટો મફત મળી ગઇ. બીજો સિપાઇ ગેરહાજર હતો. નવલને સપડાવતાં દસ હજારની નોટો ગુમાવવી પડતી હતી. નવલ સપડાયાથી સિપાઇને કશો લાભ નહોતો. નવલ ન્હાસી જાય, તોજ પોતાનું પેટ ભરાય તેમ હતું. નવલના મનમાં મોટો સંતાપ પેદા થયો હતો. દસ હજાર જવા દીધા, ને તેણે પ્રાણને બચાવ્યો. માત્ર વિસામો એટલોજ લીધો, કે શાન્તનુપર દસ હજાર કુરબાન છે!

ગાડી લેવાની વાત પડતી મુકીને નવલ શાન્તનુ તરફ ચાલ્યો. ઝુંપડી બહાર કુદી જતાં બીજા સિપાઇએ જોયો. ગાડી લઇને પાસેના ગામથી આવતાં નવલપર બીજા સિપાઇની દૃષ્ટિ પડી—તેણે બૂમ મારી—પણ નવલ તો જીવ સટોસટ નાઠો—ને ઝાડીમાં પેસી ગયો. પેલા સિપાઇએ ઝુંપડીમાં આવીને ચોકીદારને પુછ્યું.

" કોન બદમાશ આયા હોતા?"

" કોઈ ભિખારી હોતા—અંદર આનેકો ચાહતા થા; અકેલી જગા દેખકે, કુચ્છ તફડમચી કરનેકા ઈરાદા રખતા હોગા. મેરા ખુંખાર સુનકે ભાગ ગયા- જંગલ હય! બહોત આતે જાતે હય! ચલો અબ ગાડી મેં યહી મુડદા ડાલકે ચલે જાયેં—જંગલમેં કયા વાસ્તે નાહક પડે રહેં!" ચોકીદારે પેલી નોટોની વાત ઉડાવી દીધી. સિપાઇને શક ગયો—ચોકીદારના ચ્હેરા પર કંઇક રૂસવતની છાયા

લાગી—ચોરનું મન દબાયલું હોય છે—ને તે સિપાઇએ પારખ્યું; પણ ધીરજથી ફસાવવાનું રાખીને અંતે લુટારાના મુડદાંને ગાડીમાં નાખીને લઈ ચાલ્યા. નવલ તો બન્ને બાજુથી લુટાયો—નાણું પણ ગયું—ને શાન્તનુ પણ ગઈ! અફસોસ!

# પ્રકરણ ૧૨ મું

## ગાંડો થઈ ગયલો નવલ.

માણુસ પર જ્યારે અણુધારી અસહ્ય આફત આવે છે, ત્યારે તેનું ચિત્ત ભ્રમિત થઇ જાય છે—મગજ પર આવેલાં આવરણથી તે ઘેલું બની જાય છે. તેમાં ખાસ કરીને જે ઉચ્ચ કુળનાં માણુસો હોય છે; તેના પર આવેલી વિપત્તી—તેને બ્હાવરાં બનાવી દે છે.

કામી—ભોગી માનવોની અવસ્થા અંતે એવીજ થાય છે—મગજ—તંત્ર નબળુ હોવાથી, અને તે પાર પાડવા માટે કરવા ધારેલા યત્નમાં ઉલટું સપડાવાનું થતાં, તે ઘેલાંજ બની જાય છે—

નવલની એવીજ અવસ્થા થઇ પડી. એમની ચિત્તવૃત્તિ પર વાયુનો પ્રકોપ લાગુ પડયો—કહો કે એક તરફથી અગ્નિનો—તાપનો ઉકળાટ—ને બીજી તરફથી વાયુનો વેગ—બન્ને પદાર્થો સંમીલન થયા, અને રેલ્વેનાં ઇનજીન પેઠે મગજ—વેગને દોડતો કર્યો—

માણુસની શાન્તિ બહુ નાજુક છે, તેમાં આપત્તિ વેળા, ડુબતો માણુસ ફીણુને પકડે, તેમ ન્હાના ન્હાના દુઃખમાંથીછુટા થતાં તે મોટી આફતને વિસારીને સંતોષ પકડી લ્હે છે!

નવલના રૂપિયા લુટાયાથી તેણે ધિરજ છોડી નહિ—શાન્તનુની કને જે કંઈ થોડું રોકડ કે દાગીનો હશે, તે વડે સ્થાન નકી થશે,

ને પછી પોતે મહેનત મજુરી કરીને નિર્વાહ ચલાવશે, એવી એવી ક્ષુલ્લક કલ્પના વડે સંતોષ વ્હોરી લીધો, તે શાન્તનુને લઇને એકદમ આ પ્રદેશમાંથી નીકળી જવા દોડયો. રખે પેલો સિપાઈ પુઠે પડે, ને જેમ રૂપિયા ગયા, તેમ શાન્તનુ પણ હાથમાંથી જાય; એ બ્હીકે ઉતાવળો ઉતાવળો ઝાડીમાં આવ્યો. પણ નસીબ ચાર ડગલાં આગળનું આગળજ હતું ! ભયંકર વસ્તુ વળી શાન્તિ આપે, એ કલ્પનાજ ક્યાં ખરી છે ? વિષમાં તો વિષનીજ આશા રખાય; ઝાડીમાં આવતાં ન શાન્તનુને નિહાળી, કે ન પેલા મજુરને જોયો–પેલી એ બાળકવાળી સ્ત્રી પણ કયાં ગઇ, તે તો નવલ શું જાણે ? પણ શાન્તનુ જવા પછી તેની મુર્છા ઉતરી; તેને ભૂખ–દુઃખની અસર થવાથી કેવળ હૃદય શુન્ય થઇ ગઇ હતી. તે વિશુદ્ધીમાં આવી, અને કોઇને ન જોવાથી આશ્ચર્ય પામતી, ભાવીપર હાથ મુકીને ચાલી ગઈ. પાછળથી નવલ આવ્યો; પણ આખું વન નિરજન લાગ્યું. અફસોસ !

" શાન્તનુ ? શાન્તનુ ? અરે તું કયાં છે ? શું હું બધી બાજુથી લુટાયો !" નવલે પોકાર કર્યો.

" બધી બાજુથી લુટાયો ! " ઝાડીમાંથી પડઘો પડયો. નવલે અભિત્ત ચિત્તે સાંભળ્યો. દૈવી વાણી માનીને તે એકદમ મુર્છિત થઇને પડયો.

" હવે મ્હારૂં શું થશે ? "—આ સંભ્રમણામાં ગુંથાયલી નવલની મનોવૃત્તિ, નદીના પુર પેઠે ઉછળવા લાગી. પોતાની શાન્તિ કે સ્થિતી માટે કોઇ માર્ગ રહ્યો નથી, એવી નાઉમેદીમાં ગિરફતાર થઇ ગયો. ઘડીમાં આશા ને ઘડીમાં નિરાશાના સ્વપ્નાં જોવા લાગ્યો. એક ધનવાન ને વિદ્વાન નર, માત્ર મગજની નબળાઇને લીધે વિવિધ્ધ દુઃખ સહવા લાગ્યો. સ્વપ્નામાં **ટેનીસનના** એક કાવ્યનું મથન કરવા લાગ્યો.

A still small voice spoke unto me,
'Thou art so full of misery,
Were it not better not to be?'

To this the speaker whom we shall call Faith replies that his being was of too great a worth to be wantonly destroyed. Too great a worth forsooth! Why, says the still small voice, a dragon-fly is more wonderful than thou! "Nay, not so," replies Faith. The dragon-fly with its fading beauty cannot compare with man whose pre-eminence lies in his intellectual and moral nature."

Thereto the silent voice redlied;
'Self-blinded are you by your pride;
Look up thro' night; the wold is wide.
'This truth within thy mind rehearse,
That in a boudless universe
Is boundless better, boundless worse.'

"Think you," it added, "in yonder hundred million spheres there are not others higher than you? What if you were scattered to the wind? There would still be plenty of the kind!"

"But no two beings are altogether alike—a specific value attaches to each personality."

The cynic simply scoffs—

Will one beam be less intense,
When thy peculiar difference
Is cancell'd in the world of sense?

Poor Faith is silenced awhile—

I would have said, 'Thou canst not know'
But my full heart, that work'd below,
Rain'd thro' my sight its overflow.

Taking advantage of the silence, the Voice continues—steeped in misery as thou art, surely it were better not to be.

Matters may mend, trusts Faith, " Some turn this sickness yet might take."

" What drug," asks the Voice, "can make a withered palsy cease to shake ? "

" Life is but a process of evolution " says the other—

And man thro' novel spheres of thought
Still moving after truth long sought,
Will learn new things when I am not.

Besides, the process is constant. Human progress is unceasing. If I bide my time I may see " how glows the day of human power."

Vain hope this, Doubt. Even the highest-mounted mind sees only the dawn and not the day, Then

Will thirty seasons render plain
Those lonely lights that still remain,
Just breaking over land and main.

Even if vour soul were winged with knowledge that can be acquired millenniums hence, you cannot be nearer the light for the simple reason that *this scale is infinite.*

This is not a strictly logical argument. The plea for life was the hope to watch the growth of the finite towards the infinite and to find the Absolute in this life. However Faith seems to waver under this thunderbolt and the argument takes another turn.

Almost tempted to self-destruction, the soul is afraid of what people will say—he was a coward—he dared not tarry !

But, points out the other, this is double cowardice—heaping on the fear of ill the fear of men !

Go, vexed Spirit sleep in trust;
The right ear, that is fill'd with dust.
Hears little of the false or just.

Stirred by this cynical taunt of being doomed to forgetfulness, the soul results the warm hope of youth to forge a name for all times by fighting with falsehood, by searching through all the springs of life, the depths of awe, by sowing generous seeds, and dying in some good cause—"wept for, honoured, known."

Yea! retorts the Voice: Thy *dream* was good! But as age advances and the heart-fires burn low, such dreams must vanish. Truth is unattainable. It gleams for a moment upon the mist and darts its crimson light along the gloomy crag, but were you to leap forward it would merely be to find "the fold is on her brow."

...Cease to wail and brawl!
Why inch by inch to darkness crawl?
There is one remedy for all.

And that is Death!

But men have striven—says Faith—achieving calm.

But the sullen answer slides betwixt: These were but mere happy phantasies of happy temperaments!

Again the argument changes. Says the Soul: I toil beneath the curse, but I fear to slide from bad to worse—

For I go, weak from suffering here:
Naked I go, and void of cheer:
What is it that I may not fear?

Look on one dead, says the Voice. He is chill to praise and blame—

He will not hear the north wind rave,
Nor, moaning, household shelter crave
From winter rains that beat his grave.

How canst thou show the dead are dead? asks Faith. The evidence of the senses are on your side, but the evidence of the Soul betrays you. In spite of seeing the shadow creep from grave to grave and the daisey dying beneath the touch of death, the heart of man has always conceived an eternity—

Who forged that other influence,
That heart of inward evidence,
By which he doubts against the sense?

Man conceives too an ideal, a type of perfection not realised on earth—whence came it? He seems to hear a Heavenly Friend and "a labour (purpose) working to an end." He feels too a power within that wars with his lower self. What is it?

The Voice staggers and changes the argument once again. From nothing you sprang—to nothing you must return.

"Hew do you know," asks Faith, "my birth was my beginning? I may have had a life before although my memory is so cold in regard to that pre-natal life—

As old my thelogies relate,
Some draught of Lethe might await
The slipping thro' from state to state.

As here we find in trances men
Forget the dream that happens then,
Until they fall in trance again.

I may have fallen from a noble place from a higher state of being and the soul's yearnings after the good and the beautiful may be sparks of that higher life. Or I may have come up through and from lower forms or perchance I may have been "naked (unbodied) essence" and necessarily incapable of memory. Yet, nevertheless, at times I do seem to recall some experience of a pre-natal life.

That touches me with mystic gleams
Like glimpses of forgotten dreams—
Of so nothing felt, like something here
Of something done, I know not where;
Such as no language may declare.

Stop a moment, cries Doubt, I talk of realities, not of dreams!

'But thou,' said I, "hast missed thy mark,
Who sought'st to wreck my mortal ask,
By making all the herizon dark.
'Why not set forth, if I should do
This rashness, that which might ensue
With this old soul in organs new?

The universal longing is always for life—
'This life whereof our nerves are scant,
Oh life, not death, for which we pant;
More life, and fuller, that I want.

Doubt is silenced at last. The inner evidence of soul against sense makes it say in quiet scorn. "Behold, it is the Sabbath morn." Faith is victorious, but not the less is he desolate. He sits as one forlorn. The sweet church bells begin to peal. On to God's houses the people press and he looks out upon a domestic picture—father and mother and child going to church.

These three made unity so sweet,
My frozen heart began to beat,
Remembering its ancient heat.
I blest them, and they wander'd on;
I spoke, but answer came there none:
*The dull and bitter Voice was gone.*

Then comes the *Second Voice* whispering to him to be of better cheer.

'What is it thou knowest, sweet Voice?' I cried.
'*A hidden hope,*' *the Voice replied.*

So heavenly-toned was the message that from his heart a power "broke like the rainbow from the shower."

I wonder'd while I paced along:
The woods were fill'd so full with song,
There seem'd no room for sense of wrong;
And all so variously wrought,
I marvell'd how the mind was brought
To anchor by one gloomy thought;
And wherefore rather I made choice

To commence with that barren voice,
Than him that said, 'Rejoice! Rejoice!'

વ્યથાને દુર કરવા, યત્નને કંઇક સારી સ્થિતી પર મુકવા, આખરે સુખનો સીધો માર્ગ હાથ કરવા કલ્પના તો થઇ, પણ મગજ પર જે માઠી અસર થઇ ગઇ, .અને શારિરીક શક્તિઓ પણ નબળી પડી ગઈ, તેથી નવલ કેવળ શાન્તિહીન થઇ ગયો. રઝળી ગયો. "શું સ્ત્રીઓ બેવફાજ છે ?" હેમલેટ પેઠેમ તેનો બકારો શરૂ થયો.

"O woman! how true should be your judgment, when
your resolution is so weak!"

* * * *

"Women have no settled principle; they like to-day
and dislike to-morrow."

* * * *

"Oh! women have fantastic constitutions,
In constant in their wishes, always wavering,
And never fixed—"

* * * *

નવલ તો ભાવીને હાથે કરીને અથડાવ્યાથી તેનાં કર્મનો ભોગ થયો. પણ નિર્દોષ બિચારા સ્વામીજી પર વૃથા મનુષ્ય વધનો અપવાદ આવ્યો, તેનું શું થશે, એ જાણવા જેવું છે. શાન્તનુ ખરેખર ભાગ્યવંત-પુન્યવંત પુતળી કહેવાય ! મહા પાપાદિ નર્ક કુંડમાંથી એકદમ પરમ–પ્રભુએ કૃપા કરીને તેને તારી લીધી. જેના સાતે જન્મ કેવળ અશુદ્ધ, અપવિત્ર અને અરિષ્ટ કર્મમાં વ્યતિત થાત, તેમાંથી તે બચી ગઈ. રનાદેવડી પોતાના પ્રેમીના પાશમાં પડી ગઈ, ત્યારે હવે અયોધ્યાની સીમમાંથી નીકળીને વીરપુર તરફ દૃષ્ટિ કરીએ.

---

# પ્રકરણ ૧૩ મું.

---

## રનાદેવડીને અભયવચન.

" પ્રેમનો કોલ આપો રાજકુમાર "

* * * * *

" મયઁ તો આશક તેરે નાજકે ઉઠાને વાલે ! "

દિલબરની દીલદારીમાં મસ્ત બનેલો એક આશક, પોતાની વ્હાલીના વિયોગ પછી પડેલાં સંકટનો અફસોસ કરતો હતો. હિમ્મતનું હલેસું હાથમાં લઇને દુઃખ–સાગર કેવી રીતે તરીને કિનારે પ્હોંચ્યો, તે વિષે આનંદની બે લીટી બોલતો હતો. પહેલી નિરાશા વેળાનો ઉદ્ગાર કહાડતાં બોલ્યો:–

બહરે હસ્તીમેં મેરે દિન રાત તુંફાંહી રહા,
રંજક ગિદગિકા હર વક્ત સામાંહી રહા;
મિસ્લે દરિયા મયઁ હમેશાં ચસ્મે ગિર્યાંહી રહા,
જબ રહા તો મૌંજે કાકલસા પચિશાહી રહા.
હાથ આયગા કિનારા અમ્નકા અબ ફૌતસે,
મેરી કિસ્ત પાર હોગી નાખુદાયે મૌતસે.

આ નિરાશા પછી હિમ્મતનો પડઘો સાંભળ્યો. નવલને જેમ "ટેનીસન" નાં વચનો યાદ આવ્યાં હતાં, તે રીતે આ આશકને મુનશી રોનકની બયત યાદ આવી.

સપ્પસે ગોતા ન મારે કુબને વપલા અગર,
દામને દરિયાસે હાથ આયે ઉસે ક્યુંકર ગહર ?
મૌંજકે તૂફાનસે ગર નાખુદા રખે ખતર
બીચ દરિયાંસે નહો ઉસ્કા કિનારે તર ગુજર.
હોતી હય રહમત ખુદાકી સઅ્ચોંપર જહમતકે બાદ,
મંજિલે રાહત હય બેશક મંજીલે આફતકે બાદ—

આ મુસીબતનો ટોપ માથે ધરીને નીકળેલો આશક તે વીરપુરનો પ્રીન્સ ઇન્દ્રસેન હતો. રનાદેવડીને ઉંચકીને સવારીના મુકામે લાવતો હતો. પચાસ કદમ જતાંજ રનાદે જાગૃત થઈ. પોતાના વ્હાલાને અકસ્માત નિહાળ્યો—ને જેમ ઉંડા સાગરમાં ડુબતાં ગેબી પાટીયાની મદદ મળી જાય, તેમં વ્હાલાની સહાયતા વ્હાલીને મળી ગઇ, ને તેનાં હર્ષાશ્રુ ગળી પડયાં—

'કોણ રઘુરામજી ? સીતાની સહાય કરવા આવ્યા ?—

કોણ કૃષ્ણ પ્રભુ ? દ્રૌપદીની વ્હાર કરવા આવ્યા ?'

" રસીલી રાધે ? ત્હારો દીલદાર ત્હારા પ્રેમના ખેંચાણથી સેંકડો કોસ પરથી ઉડીને આવે, તો તને નવાઇ શેની લાગે છે ? પ્રિયાના પ્રેમનો તાર એવો તો તીવ્ર છે, કે એ પ્રેમનું શર, મોટા મોટા ખડકો ભેદીને પ્રિયાના કોમળ અંતરમાં કુસુમની મીઠ્ઠી વાસ પેઠેમ પ્રવેશ કરે છે ! કેવું કઠણ શર ! ખડકને ભેદનાર, અંત્તરમાં ફૂલરૂપે કોમળ થઇને પેસે છે ! એજ—એજ હું ત્હારો આશક છું ! " ઇંદ્રકુમારે તેના દેહને બે હાથે ઉચકેલો હતો, તે હાથ ઉંચા કરીને મનોહરીના ગોરા ગાલ પર હસતે હોઠે ચુંબન કર્યું...

" મ્હારો ભાર બોજારૂપ લાગતો હશે. હવે મને હેઠે ઉતરવા દો, મને હવે ભેટવા દો. જમીન પર બેસીને તમારો ચ્હેરો નજરે નજર જોવા દો ! " રનાદે જોરથી વિછુટી પડી.

" પ્રિયે ? પ્રેમની કને શરીરનું જોર શું ભારરૂપ થઇ પડે ! જેને રાજનગરીની સત્તાનો બોજ ભારરૂપ થઇ પડયો છે, તે બોજ આ પ્રેમ—રાજથી વધારે ગણું છે !— જો કે આ બોજ ભયંકર છે, છતાં તે સહેલો છે. પ્રિય વસ્તુમાં દોષ કે બોજ હોઈ શકેજ નહિ !

" કહો, હવે મને ક્યાં લઇ જશો ? "

" સ્વર્ગ સમાન રાજભુવનમાં ! "

" કૃષ્ણના મંદિરમાં કુબ્જા શોભશે ? "

" સ્વરૂપથી કે સ્નેહથી ? "

" સ્નેહનો ભાવ સ્વરૂપમાં મળી જતો નથી ? "

" સાચા સ્નેહીઓને સ્વરૂપની દરકાર નથી ! વિરાંગને ? કાશી રાજાની કુંવરી સ્વરૂપમાં ચંદ્રથી ઉતરે તેવી નથી ! ગુણમાં હડે તેવી નથી. પ્રેમમાં સત્યભામાથી પાછી વળે તેવી નથી. સુખમાં સાવિત્રીથી અળગી થાય તેવી નથી. પણ લગની લાગી લોચનની, ત્યાં દીલડું કહો, કેમ કયાંય ઠરે ? "

" જગત તમને મેણું મારશે, કે લુંટારાની દીકરી–"

" બસ–બસ, રાધે ? વધુ ન બોલો ! જાંબુવન વાંદરાની દીકરીને કૃષ્ણ પ્રભુ લાવ્યા હતા. સ્નેહનું પરિબળ મોટું છે."

" રાજભૂવનમાં ઉત્તમ કૂલવધુ જોઇએ. ખરી ક્ષત્રિયાણી જોઇએ."

" તું કયાં ક્ષત્રીબાળા નથી ? આજકાલ રાજવંશીઓ વળી કયા ખરા ક્ષત્રી બચ્ચા રહેલા છે ? કોઈ ઘાંચીનો, કોઈ મોચીનો, કોઇ સુઇનો, કોઇ સુતારનો, કોઈ બ્રાહ્મણ, કોઇ ભરવાડ, ને કોઈ વાઘરીનો દીકરો કુંવરડો થઇ બેઠો છે ! તે રીતે રાણીઓમાં પણ સમજવું ! એક રાજા ખવાસણને રાણી તરીકે રાખે છે; તો બીજો ગુલામડીને બીબી બનાવે છે ! એ સર્વ કરતાં તો તું ચડતી છે."

" રાજમાતા–રાજકુળ તમને નિંદશે, પ્રજામાં તમારૂં તેજ ઓછું થઇ જશે, ને ઉપરી સાહેબો ખિજશે."

" ત્હારા પ્રેમ કને મને કોઇની દરકાર નહિ રહે ! "

" કાશી રાજાની પુત્રીનો શ્રાપ પડશે. "

" રાજાઓ કયાં એકજ રાણીએ જીવન પુરૂં કરે છે ! "

" ત્યારે મ્હારા પર શોકય આવશે કે ? "

" માનીતી રાણી તો તુંજ હોય, પછી ગમે તેટલી આવે!"

" મ્હારા કરતાં ચડીઆતી કોઇ નહિ મળે?"

" પ્રેમનો પ્રથમ તાર ત્હારી સાથે સંધાયલો છે."

" તે તાર તોડનાર કોઇ બીજી વીજળી નહિ હોય?"

" શંકાના સાગરમાં ગોથાં ખાઇને, કુદરતની કલ્પનાનો અવળો અર્થ કરવાની ત્હારે જરૂર નથી. પ્રિયે! તું બહુ શ્રમિત થઈ ગઈ છું; ત્હારા મુખ-કપાળ પર પ્રસેવ બિન્દુ ટપકી રહેલાં છે. ત્હારૂં શરીર પરસેવાથી ભીંજાઈ ગયું છે. હવે જલદી આશ્રમે પહોંચી જઇએ. પટણા સ્ટેશન નજીક એક ધર્મશાળા છે, ત્યાં ઉતારો રાખ્યો છે. કાશી રાજાને ખબર પડી જાય, તે માટે ગુપ્તવેશે રહેલા છે. સાથે મ્હારો પ્રાઇવેટ સેક્રેટરી, એક રસોઇયો, ને બે સિપાઇ છે. એક સિપાઇ શીકારી છે. બીજો ઉતારાનો રક્ષપાળ છે. ચાલો, આપણે જલદી જઇએ, અહીંથી થોડુંજ હવે બાકી છે-"

" તમે થાકી ગયા હશો-જો હું તમને ઉચકી લઉં તો!"

" મને ઉંચકી શકો, એટલું બળ આવ્યું કે શું?"

" હા-હું ગરીબ વનવાસિની કહેવાઉં! તેને વળી રાજપદનું સુખ મળશે-એ બળ કેટલું વધ્યું ગણાય! વળી મન સૂખનો વેગ એટલો જોરમાં છે, કે પિયુનું પ્રેમ-પ્રબળ મોટા પહાડ પણ તોડશે. આપ રાજ ફુલડાં છો; તોપણ તાપ-તડકો ન ગણતાં પર્વતોની અંદર ચાલતા હતા કની?"

" રસીલે? મેં સિપાઇને પહેલો રવાના કર્યો છે. જો સામે એજ માણુસ ગાડી લઇને આવે છે! ચાલો-આપણે ચાલતાં જઇએ ને ગાડીમાં બેસી જઇએ—"

" હું રાખેલી ગણાઇશ, કે પરણેલી?"

" ગાંધર્વ લગ્ન થઈ ગયાં છે. તું મ્હારી શકુન્તલા છે!"

"શકુન્તલા ને દુષ્યન્ત વિસરી ગયા હતા, તે સ્મરણમાં છે?"

"જો વિસ્મરણ થયું હોત, તો અહીં સુધી કેમ આવત!"

"ભૂખમાં અન્નનું સ્મરણ થાય છે, મોં કને આવતાં ભૂખ ટળી જાય છે, ગામ જ્યાં સુધી નજરે નથી પડયું, ત્યાં સુધીજ થાક લાગે છે. નજીક આવ્યા પછી અશાન્તિ નથી!"

"પ્રિય? પ્રથમ તો આ ત્હારી મધુરી આંખ અને રસીલી કીકીએ મને મોહ લગાડયો છે–ને તે પ્રેમના તારમાં ગંડાઇ ગયો છે–હવે તો આ દેહના દોરામાં ગુંથાયલાં પ્રેમનો મોહ, ચેહમાં સાથેજ બળશે!"

"પ્રતિજ્ઞાપૂર્વક?"

"અવિશ્વાસથી પ્રેમ નીભતો નથી!"

"કૂટીલ સંસારમાં સ્પર્ધા, અદેખાઇ, મોહ ને માયાનું આવરણ બહુ હોય છે. વિપત્તીએ મને આ શીખવ્યું છે."

"દૃઢ મનના માનવો ચળે એ કલ્પના ખોટી છે."

"શું હું તમારીજ છું?" રનાદે ઉમળકાથી પિયુને ભેટી પડી!

"હા, તું મ્હારીજ છે!" કુમારે તેને છાતી સરસી ચાંપી, બન્ને જાણે પરસ્પર કોલ લીધો–દીધો સૂર્ય સામે ઉભીને પ્રતિજ્ઞા કરી--ગાડી આવી, ને બન્ને બેઠાં! ગાડી રવાના થઇ—

પ્રેમીઓનાં દીલ અજબ તરેહનાં હોય છે—

કુમારના મનમાંથી રનાદેવડી વિસરાણી ન્હોતી. તે જો કે રાજપદ પામ્યા, રાણી પરણ્યા; પણ એક દહાડો એ કિશોર નન્દનીની કુમારીલ અવસ્થા ભુંટી નહિ! બે ખાટા–મીઠા શબ્દો પણ બોલ્યો નહિ! જસાજીની શોધમાં, ને રનાદેની મુલાકાતમાં ભ્રમિત ચિત્ત, રાજપદ છોડીને ભટકવા લાગ્યું—

કુંવરના મનની નબળાઇ વધી ગયલી જોઇને રાજમાતાએ ઘણા વૈદો ફેરવ્યા, પણ તેનું સાંકડું ને ગુહ્ય મનનું સંકટ કોણ પારખી શકે ? એક કુન્દનલાલ અને બીજી માણેક જાણતી હતી. માણેક જેવી સુશીલ અને સાધ્વીને કુમારે પોતાની ભગિની માનેલી હતી. કુંવર હમેશાં એકવાર, બે ઘડી માણેક કને જતો હતો, અને બે સુખ દુઃખની વાતો કરતો હતો. સુજ્ઞ માણેકે તેને ભાઇ માન્યો હતો. અહીં રાજા કે નોકરનું પદ ન્હોતું. કુન્દનનો પણ ઇંદ્રસેન પર ભરૂસો હતો. માણેક કુન્દનની એકાન્ત મુલાકાત માટે લોકનિંદા બહુ થતી હતી. પણ વાઘને કોણ કહે, કે તારૂં મોં ગંધાય છે ? દિવાનને ચિન્તા હતી, કે એક દહાડો કદી માણેકના બળે કુન્દન દિવાન થશે !—

માણેક વારંવાર કુમારને ઉપદેશ કરીને કહેતી, કે " કિશોરનંદની જેવી સુકુમાર ને ડાહી કુમારીનો પ્રેમ સ્વિકારો—ને તેમાં મન પરોવી દો," ત્યારે કુમાર કહેતો કે, "જ્યાં સુધી એ રનાદેવડી નહિ મળે, ત્યાં સુધી મન સ્થિર થવાનું નથી." અંતે તેણે યત્ન આદર્યો, ને એજ ખટપટમાં છેવટે રનાદે મેળવી—

કાશીકુંવરીને પરણ્યાને કુમારને બહુ વખત વીતિ ગયો હતો—ને રનાદેને મેળવતાં સુધી તે સ્વપત્નિને ચાહતો નહોતો—કિશોરીએ વધુવાર કુમારને વિનતી કરી હતી. કુંવરે તેને તરછોડી ન્હોતી—પણ દીલ વગરનો કુમાર સ્વપ્રેમ જોઇ શકતો ન્હોતો. કિશોરીએ કુમારને એમ પણ કહ્યું હતું, કે " આપ કહો, તો હું જાતે તે કરતાં સરસ બીજી પરણાવું; પણ હલકી કૂળની બાળાને શા માટે જગ્યા દેવી જોઇએ ! મૃત પિતા ને હૈયાત માતાનો પણ અનાદર છે !." ત્યારે કુમારે કહ્યું કે, "જો હૃદય-મંદિરમાં તે પેસી ચુકી છે, તો રાજમંદિરમાં લાવવાની શી હરકત હોય ! " આખરે કુંવરે તે કામ કીધું, કિશોરી

છતે ધણીએ નીલમ પેઠે પીડાવા લાગી–ને માણેકનેજ હવે તો પોતાની હિતેચ્છુ માની–રાજ માતાની પ્રીતિ સંપાદન કરી.

ધીમે ધીમે કુંવરને ઠેકાણે લાવવા વિચાર કર્યો. એકજ પતિ ને એકજ પ્રભુને ભજવા લાગી. માણેકે વિરજ દીધી, ને પોતાથી બને તેટલું કરીને દમ્પતી સ્નેહ વધારી દેવા કર્યું. આખરે પટણાથી તારમાં ખબર આવી, કે " રનાદે હાથ આવી છે. યોગ્ય સત્કાર કરવા દિવાન તથા રાજમંળને તૈયાર રહેવું–નવો રાજ મહેલ શણગારી તૈયાર અલ્હાયદો રાખવો. "

'રાજાને ગમે તે રાણી ને છાણાં વીંણતી આણી' કુમારના હુકમથી દિવાને સર્વ સામગ્રી તૈયાર રાખી, અને બીજે દિવસે ઇંદ્રસેન કુમાર પોતાની પ્રિયાંગનાને લઇને પધાર્યા. જો કે રાજમંડળ, રાજકુળમાં કે પ્રજા વર્ગને તે રૂચ્યું નહિ, પણ સર્વે જણને આશિર્વાદ દેવો પડયો– રાજમાતાએ રનાદેને વધાવી–ને દમ્પતી એકાન્ત રાજમહેલમાં આનંદ કરવા પધાર્યાં. કુંવરનું મગજ હવે શાન્ત થયું ! પોતાનો મિત્ર માધવ મળ્યો–ને તેને હવે 'કમ્પેનીયન' તરીકે રાખીને નિવૃત્તિએ આનંદ કરવા લાગ્યા–

રનાદેવડીની સખી રાધાને પાસેના ગામમાં પરણાવી હતી. તેને તેડાવીને રનાદેવીએ ગોઠણ તરીકે રાખી. વાંચનાર ? આજનો મંગળ પ્રસંગ રનાદેવડીને તો સફળ થયો.

---

## પ્રકરણ ૧૪ મું.

---

### ભાગ્ય યોગ !

### ઇન્દ્રસેન ને રનાદેવડીનો સ્નેહ–સમાગમ !

**भाग्यं फलंति सर्वत्रं न च विद्या न च पौरुषं ।**
**समुद्रं मथनं लेभे हरिः लक्ष्मी हरो विषम् ॥**

ભાગ્ય–યોગની બલિહારી છે! વનવાસીની બાળા રાજપદ પામી. ધુળને કાંકરાની શૈય્યામાંથી મખમલની ગાદીપર જઇ સુતી. રનાદેવડીયે પ્રાણ ગત થતાં સુધી હજારો પોકાર કર્યા, પણ એક દેહ-પંખી, જે સ્થળમાં પ્રત્યુત્તર દેવાને હાજર ન થાય, તેને હજારો નોકર ચાકર ખમાં ખમાં કરવા લાગ્યા. જંગલમાં મંગળ થઈ ગયું! શરીરને બિલોર કાચ પ્રમાણે સંભાળવા લાગ્યા–કુદરતનીજ કૃપા થઈ, તો પછી માણસનો મોહ કેમ અટકે? રનાદેવડી એક મહાદેવી, રાજદેવી તરીકે પુજાવા લાગી. ઇન્દ્રસેન કુમારના માનીતી રાણી રાજ-ભૂવનમાં રમણ કરવા લાગી. ચંદ્રરજનાનો લ્હાવો લેવા લાગી. સ્નેહ સમાગમમાં લીલા કરવા લાગી. “ રનાદે? વ્હાલી રનાદે?–મને હવે તું ત્હારા મીઠા નામથી બોલાવા દે; દેવડી? ત્હારા આવાગમનથી આ શુન્ય-હૃદય અને સ્મશાન–મહેલ કેવો કલ્લોલ કરતો થયો છે?” કુમારે સ્નેહથી કહ્યું. મહેલની એકાન્ત અગાસીમાં, પશુ પક્ષી ને જન–પ્રાણીની શાન્ત નિદ્રા વેળા જાગૃત જોડાંએ વિનોદ કરવા માંડયો. “પ્રેમીયોની પહેલી મુલાકાતમાં નિદ્રા પ્રવેશ કેમ કરી શકે? કૃપાનાથ? અંધારી રાત્રીમાં આ પ્રકાશ આપની કૃપાનો છે, પૃથ્વીમાં તેજ નથી; તેમાં તો આપ જેવા સુર્યના પ્રકાશનો અંશ છે. ચંદ્રની ગતિમાં, તારાના તેજમાં ને વિજળીની ચમકમાં પણ આપ જેવા સવિતાના-થનો પ્રભાવ પથરાએલો છે. હું એક કંગાલ બાપની કન્યા, વન–વગડામાં, પશુ–પ્રાણી જોડે વિનોદ કરનારી, પર્ણકૂટીમાં પથારી કરનારી, અન્ન–ફળ આહાર કરનારી, ને એક ગરીબ રજપુતની બૈરી થનારી, આ પદ પામી; એ સર્વે આપ જેવા શીરછત્ર મુકુટ-મણી દયાળુ દેવનો પ્રભાવ છે. મ્હારા દેવના દેવ? મ્હારા જીવન રક્ષક? મ્હારા હૃદયાધાર? મ્હારા સુખના સૂર્ય? હું તો આપની કિંકરી છું, તમે મ્હારા કૃષ્ણ પ્રભુ છો; હું તો આપની ઇંદ્રિય

૨૫ ગોપીકા છું, માત્ર મ્હારી પ્રેમ લક્ષણા ભક્તિનોજ પ્રસાદ ધરવાને શક્તિવાન છું—મને બીજી કશી આવડત નથી. રાજમાં પ્રપંચ બહુ રહેલો છે. માનીતી રાણી અણમાનીતી થતાં વાર લાગતી નથી. રાજાઓ ચલિત મનના છે. ક્ષમા કરજો, કૃપાળુ કાન્ત ? તમને અણઘટતાં કે અવિચારી વચનો કહેતી હોઉં, તો ક્ષમા કરજો. આપ દયાળુ દેવ દયા કરવાને લાયક છો ! આપ રાજા છો; અપરાધીને ક્ષમા કરવી, એ આપનો ધર્મ છે; હું બોલાવાની છુટ માત્ર આજેજ લઉંછું, મને સ્વતંત્રતાથી બોલવું ગમતું ન્હોતું, દીલ સાથે દીલ મળી ગયું છે, ત્યારેજ મ્હારા મનની વાત ખુલ્લી કરૂં છું: હું ભોળી બાળા છું. વિવેકમાં, વિચારમાં હું અજ્ઞાન છું. જે મને કંઇ પણ જ્ઞાન થયું હોય, તો તે આપનો પ્રતાપ છે. મને નવા નવા તરંગો પેદા થયા હોય, થતા હોય, તો તે આપની લગનીનો પ્રભાવ છે. રાજ–ખટપટથી મ્હારા જેવી અજાણ ને અજ્ઞાન, નિરાધાર ને નિર્દોષ બાળા આપને શરણે પડી છું. એક ગાયને બચાવવાનું આપને પુન્ય મળ્યું છે. આપને સમજાવનાર, મોહાવનાર, ને ચળાવનાર ઘણા મળશે. આપ ગામ ધણી છો. મ્હારા જેવી ગરીબ કુળની કન્યા વરવા માટે આપને ઠપકો આપશે, દોષિત કરશે ! જો કે આપણે તો ગંગા કાંઠે સૂર્ય દેવ સમક્ષ, બ્રહ્મ વચને વર્યાં છીયેઃ ખાંડે નહિ, પણ હસ્તમેળાપે હૃદયધારે વરેલાં છીએ–તોપણ લોકાપવાદથી બુરૂં બોલાશે. કાશી રાજા જેવો ધુરંધર મહિપતિ, પોતાની કુંવરી પર આવનારી શોકનો ધ્વંસ કરવા મનન કરશે. એવા કઠણ કાળમાં મ્હારૂં કોઇ નથી, દીનાનાથ ? મ્હારૂં કોઇ નથી. એક આપ ગામ ધણી અને બીજો રામ ધણી !" એટલું કહીને રનાદે રડી પડી. કુમારે તેનું માથુ ખોળામાં લીધું, ને ગોરા ગાલ પર હોઠ લગાડી, બે બોલે ધિરજથી કહ્યા–" દેવડી ? ત્હારૂં અંતઃકરણ કોમળ–ગુલાબ જેવું

છે; ગુલાબના કાંટા પ્રેમી ગુલાબને પ્રિય છે. ત્હારૂં હૃદય દયાથી ને માયાથી ભરેલું છે. તું એક ખરેખર પ્રેમની પૂતળી છું. ત્હારી રગેરગમાં પુન્ય પ્રેમ ભરેલો છે—અને એવા તારા સત્ય પ્રેમે મ્હારા અંગમાં અજબ અસર કરી છે. ગમે તેવા પ્રપંચી સંગ્રામમાં ભેદનાં બાણો ઉડે, પરંતુ ત્હારા પ્રેમરૂપી બખ્તર પર કશી અસર થવાની નથી. તું મ્હારી છું. આ પ્રાણ ત્હારો છે. હું મોહથી નથી કહેતો, પ્રેમથી કહું છું, તને યાદ હશે, કે આજ સુધી મેં કાશીરાજાની પુત્રીનું પ્રેમ–પાન કર્યું નથી. મને અનેક રૂપાળી રાજકન્યા મળતી હતી; પણ જે દિવસથી મેં ત્હારૂં નિર્મળ દર્શન કર્યું છે; ત્યારથી તુજ સરખી અખંડ પુન્ય બાળા રાજ-રત્નનોજ ભોગી થવાનું મેં નક્કી કરેલું છે. ત્હારી નિર્દોષ મુલાકાત વેળા તેં મને પ્રેમથી જે પાણી પાયું હતું; પાણી આપતાં દુધ પાવાનો આગ્રહ કર્યો હતો, તે સમય હું વારંવાર યાદ કરૂં છું. માનવનું મન તેની ભાષા પરથી સહજ પારખી શકાય છે. નેતરની કોમળતા એક છે. સોનાની કોમળતા બીજી છે. સ્ત્રીઓ કોમળ છે, પણ જે કેવળ નિર્દોષ રત્ન જેવું જેનું હૃદય હોય છે, જેનામાં પ્રભુત્વ હોય છે; જે કેવળ પ્રપંચ રહિત–નિર્મળ ગંગા–જળ જેવું હોય છે, તેની તો બલિહારી છે. સ્વાર્થ ખાતર પ્રપંચી હૃદય બનાવનાર ખુદ પોતેજ પાપી હૃદયના છે. ત્હારા શુદ્ધ અંતઃકરણની મેં સારી રીતે કસોટી કરી છે.

* * * *

"ત્હારી જીંદગી એ મ્હારા સુખનો તાર છે, કાશી કુંવરીને હું પરણ્યો છું. ના; મ્હારો દેહ પરણ્યો છે. મ્હારૂં અંતઃકરણ વર્યું નથી. સત્તાના બળે માનવને એક અપરાધ કરવો પડે, તો તે કરનાર નહિ, પણ કરાવનાર ગુન્હેગાર છે. હું તો પ્રથમજ તને વર્યો છું. સદેહે જીવતાં ને મરતાં હું તો ત્હારી સાથેજ ડુબવા, દટાવા, ને

બળવા તૈયાર છું, જળમાં, ભૂમિમાં કે અગ્નિમાં સાથેજ રહેવા ખુશી છું, આ વચન રઘુરામનું સમજી રાખજે. મ્હારે એક પત્નિવ્રત્ત છે। સીતા જેવી સુંદરી માટે રામને સેતુ બાંધવો પડયો છે. પ્રભુ ને પ્રેમ એકજ છે. તેનાં અંગ જુદાં છે, પણ અંતે એકજ છે. હું જુદાં જુદાં દેવ દેવલાં ઇચ્છતો નથી. મ્હારે મન તુંજ એક મ્હારી દેવડી છું; પ્રભુના અંશથી જો દમ્પતી ધર્મ સાચવીશું, તો પરમાત્માના ધામમાં સહેજે પ્હોંચીશું. મને કોઇ ચળાવે તેમ નથી. તું નિશ્ચિંત રહેજે, દેવડી? તું બેફિકર રહેજે."

"હું નિશ્ચિંત છું. ભાવી ભગવાન પર મ્હારો વિશ્વાસ છે, પણ આ માંસલ શરીર નબળું પડી જાય, કોઈ પુર્વના પાપે રોગથી ઘેરાઈ જાય, મળ મુત્રાદિ વ્યાધીને લીધે શરીર ક્ષીણ થઇ જાય, ગંધ મારતું થાય, તો તે પર કેમ પ્રેમ રહે? આપ જેવા કોમળ રાજવંશીને એ વ્યાધી શા માટે જોઇએ? શું તે વેળા રાજ વૈભવની વાન્છના વાળી અનેક રાજકન્યા, જેનું માંસળ ગાત્ર ચન્દ્રનાં કીરણ માફક ચમકતું હોય, તે નજર આગળ ખડી થઈ જાય, તો વ્યાધીકારક ગંધાતા દેહની પરવા રહે ખરી! મ્હારા સમ! સાચું કહેજો, તે વેળા મન દૃઢ રહે ખરૂં?"

"દેવડી! તું બહુ ઉંડા પાણીમાં ઉતરવા લાગી—રાજવંશી નબળા મનના હોવાથી, અને હાલના નાજુક સમયમાં ગોરી ચામડીના દુઃસંગતથી કેવળ વિલાસી વૈભવની માયાનો પાશ લાગવાથી કોઇ સ્ત્રી—ભોગી હશે, ગવૈયા નિમિતે નાયકાના છંદમાં પડતા હશે, પુરૂષ પ્રેમને લીધે નાટકવાળા રૂપાળા છોકરાઓના સંગમાં પડયા હશે, શોખને બ્હાને નાટક મંડળીઓ કહાડીને, મોહ પુરો કરતા હશે, ખવાસણો ને હલકી છંદી સ્ત્રીઓના રાસ જોવા માટે રમણ કરતા હશે— ને તેથી લોકાપવાદ લાગતો હશે; પણ દેવી? મ્હારામાં તે

છંદ નથી. હુ તેને વરવા માટેજ અપરાધી અપવાદી ઠરેલો છું—તે પુરતું છે—હવે મને કંઇ ન પુછશો. હું તમારો છું; પ્રભુ પ્રતિજ્ઞાથી કહું છું કે હું તમારો છું—હવે કહો, તમને શું જોઇએ છે ?"

"તમારો સદાનો શુદ્ધ પ્રેમ–સિવાય કશું નહિ !"

"રાણી ? દેહ–શરીર એકલું, અલંકાર વગર શોભતું નથી. મિષ્ઠાન સાથે વિવિધ રસના પદાર્થોની જરૂર હોવીજ જોઇએ, તું હવે વીરપુર રાજની પટરાણી છું—તને ઘણાં જનો સાથે મળવા ભેટવાનું છે, આપણે જનાનાનો રિવાજ રાખ્યો નથી—ત્હારે માટે વસ્ત્રાલંકાર જોઇએ, તે મંગાવી લ્હો. કહો તો મુંબઇ જઇએ. કહો તો વિલાયત જઇએ."

"મ્હારે મ્હારૂં સૌંદર્ય શણુગારીને આપ સિવાય બીજા કોને બતાવવાનું છે ? મુર્ખ ને લોભી સ્ત્રીઓ જગતની નજરમાં રૂપાળી દેખાવા ઠણુકો કરીને ધણીને તો ગણુતીએ નથી, તેવી સ્ત્રીયોના જીવતરને શું ધન્યવાદ આપીશું ? પારકા પુરૂષની મોહિની નજર જોઇને પોતાના સૌંદર્યને પોતે ધન્યવાદ આપે છે, એવી સ્ત્રીઓ સતી નથી; પણ માત્ર મોહની મુર્તિ છે ! મ્હારે મન તમેજ મોહક છો. મ્હારે બીજાને મોહ લગાડવો નથી."

"દેવડી ? તમારી ભૂલ છે. જે સૌંદર્ય પર વિવિધ અલંકારનું આચ્છાદન કરવામાં આવે છે, તે પરપુરૂષને મોહવા કે અંજાવા માટે નથી; પણ પોતાના વરનો વ્હાલ, ઘરની રીહાસત, રાજનો વૈભવ, ઘરમાં સ્ત્રીની સત્તા, કુટમ્બ અને સગાઓમાં પતિની ઉત્તમ છાપ બેસાડવાનો એ માર્ગ છે. લોકો શું જાણે, કે પોતાની સ્ત્રીને તેનો વર ચાહે છે. કંઇક અંતરમાં ને કંઇક પ્રકાશ બહાર પડવો જોઇએ."

"મહારાજા ? સાદાઇમાં સુખ છે. સાદા અન્નમાં વિકાર નથી. જોકે અલંકાર વગરની નાર શોભતી નથી, પણ ધણીના પ્યારની

હદ અલંકારમાં સમાયલી નથી, જો તેમ હોત, તો સીતાને વનમાં જવું ન ગમત ! સાવિત્રી અંધ અને પદભ્રષ્ટ રાજાના પુત્રને ન વરત ! પછી તો હું આપના વચનને તાબે છું. ”

“ હું એટલુંજ સાંભળવા માગતો હતો, પણ મારૂં વચન પાળજે.’

“ જો તમને એમ રૂચે છે, તો ભલે—”

“ પ્રભાત થવા આવ્યું છે. રાજમાતાને મળવા :પધારજો—તે તમને મળવા આવે, તેની મુલાકાત લ્હેજો. વિવેકમાં તો ખામી નહિ આવે, પણ તમારો દરજ્જો હવે મોટો છે. તે સંભાળજો—”

“ ચિન્તા નહિ. હવે નિદ્રા નહિ આવે. માટે—”

“ મને વ્હેલાં ઉઠવાની ટેવ છે. નોકર-ચાકરો સૌ જાણે છે. ગરમ પાણી તૈયાર હશે. આપને જે વસ્ત્ર જોઇયે, તે તૈયાર છે. બીજાં મંગાવું છું. ”

“ પધારો, પણ મ્હારી એક વિનંતી છે, કે મને સદા આપનું-પુજન કરવા દેવું-એકવાર પ્રભાતમાં પગે પડવા દેવું. ”

“ જેવી ઇચ્છા, મ્હારી રસિલી રાધે ! ” કુમારે તેણીના બન્ને હાથ પકડીને છાતી સરસી ચાંપી-રનાદેએ પતિની પીઠ પાછળ જમણો હાથ રાખ્યો. કુમારે તેણીની પીઠ પકડી, ને ડગ ભરતાં બન્ને અંદર ગયાં.

વાહરે પ્રેમ, વાહ ! વાહરે ત્હારો દોર, વાહ ! સંસ્કાર વિના આ સુખ કયાંથી પમાય ?—ધન્ય છે પ્રેમાળ દમ્પતીયો ? ધન્ય છે સુકુમાર રાજવંશીઓ ? ધન્ય છે તમારા પૂર્વનાં પુન્યને ! ભલા ભારતના ક્ષત્રીજનો જ્યારે ખરા રાજકૂળના હોય, ને આ રીતે એકજ પત્નિ વૃત્તધારી નીકળે, ત્યારે કોણ ના કહેશે, કે ભારતનો ઉદય થવાનો નથી ? જીવતા રહો, મ્હારા પ્રતાપી રાજાઓ ? રાજકુટમ્બની સ્વતંત્ર જાહોજલાલી અને ધર્મજ્ઞતા જાળવીને ચિરાયુ રહો ! !

# પ્રકરણ ૧૫ મું.

---

## રાજ-તંત્ર-શોકય તે શોકય !!

મહારાજાશ્રીના નવા આનંદનો ઉત્સવ જાહેર કરવા માટે, અને નવાં ઠકરાણીના પ્રવેશની યાદગારી જાળવવા માટે દિવાન સાહેબે, હજુર હુકમથી એક વધારો બહાર પાડયો; તેમાં તે દિવસે જાહેર તહેવાર પાળવાનો ઢંઢેરો પીટાવ્યો. શાળાઓ, કોર્ટો અને બીજાં ખાતાં બંધ રખાવ્યાં—એટલુંજ નહિ, પણ દરબાર ભરવામાં આવી, ને વાજીંત્રો પણ વગડાવ્યાં. બારોટ, દાંસોદી ને ગરીબ ભિખારીઓને સોના રૂપાનાં દાન આપ્યાં—મહારાજાશ્રીને શેઠ-શાહુકારોએ નજરાણાં કર્યાં—તે પછી બન્ને જોડલાં રાજમાતાને મહેલે તેમને પગે પડવા ગયાં—માતુશ્રીએ અખંડ સૌભાગ્ય ચહીને તેમનો યથેષ્ટ સત્કાર કર્યો—ઓવારણાં લીધાં—ને રાજ મહેલમાં પધાર્યાં—રાણીબાને ભેટવા માટે રાજ-સેવકીઓ આવી. ધોળ ઉતારીને યથાશક્તિ દામ પગમાં મુકયા—ખવાસણોએ ખુશામત કરી. રૂપ-ગુણનાં વખાણ થયાં—રાજ રીત પ્રમાણે-યથેષ્ટ મહિમા દર્શાવ્યો—મહારાજાશ્રીએ આ પ્રસંગે રાજ કારભારીઓને સૌ સૌના દરજ્જા પ્રમાણે ઇનામો આપ્યાં—આ ઇનામોમાં દિવાન સાહેબને છસો રૂપિયાની એક સાદાં મોતીની માળા આપી, અને કુન્દનલાલને એક હજારનો હાર આપ્યો. દિવાનની આંખમાં તે ખુંચ્યો, ને જાહેર અપમાનનું વૈર લેવાનો તેણે આડકતરો ઉપાય શરૂ કર્યો.

રનાદેવડીને મળવા માટે માણેકગવરી આવી. માણેક જેવી શુદ્ધ સાધ્વીનો ચાહ કિશોરનન્દીની ઉપર હતો. કિશોરી ખરી કુળવાન ને રાજવંશી કુંવરી હતી. રાજકુટમ્બમાં એવીજ કુંવરીઓ હોવી જોઇએ. તેણીનામાં ગર્વનો અંશ ન્હોતો ! રાજબાળક છતાં

ખડતલ અને ઉમદા વિચારની નિષ્કપટી બાળા હતી. રાજકુળને શોભાવે–તારે તેવી સુશીલ, શાન્ત, સુકુમાર રાજબાળા હતી. માબાપની લાડકવાઇ, અને ચડતા રાજની પુત્રી છતાં, અભિમાનથી બીજાને તરછોડતી નહતી. પણ સગુણથી તાબે થઇને નમ્રપણે વિવેક કરતી હતી. ભાગ્યયોગે વીરપુર કુંવરનો સંસ્કાર નબળો હોવાથી માત્ર મન તનથી રિબાતી હતી, તેના અંતરમાં આપદાના ઉમળકા ઉભરાતા છતાં તેણે માતપિતાને કશી ફરિયાદ કરી નહતી. ઇન્દ્રિસેન અયોધ્યા• તરફ રનાદે માટે ગયા હતા; તોપણ પોતાના પિતાને તેની ખબર આપી ન હતી. આ કુમારશ્રીનો સ્નેહી માધુભા હવે ખાનગી વાતોનો સાથી થઇ પડયો, અને રનાદેવડીની સખી પેલી રાધા પણ વાતનો વિસામો થઈ પડી. બાળમિત્રો ને રાજ સ્નેહીયો પોતાના રાજમિત્રની ચડતી વેળા મુખપદ ન મેળવે, તો અન્યકાળ કયો હોય?–માધવ ને રાધા તો રાજ દમ્પતીનાં પ્રીતિપાત્ર થઈ પડયાં–દમ્પતીએ પરસ્પર બન્નેને મિત્રપદ આપ્યું. કાશી રાજાની ભલી રાજકુંવરી ચાહતી હતી, કે કોઇ પણ પ્રકારે મ્હારા સ્વામીને સુખ મળે! આ સદ્ગુણથી માણેકનો તેમજ રાજમાતાનો તેણીના પર બહુ ચાહ વધ્યો હતો. કુમાર જો કે તેને તરછોડતો નહતો; પણ તેના મગજમાં રનાદેની ધુની લાગી રહી હોવાથી, કિશોરીના સદ્ગુણને તે અનુભવી શકયો ન હતો. જો તેણે અનુભવ લીધો હોત, તો રનાદે ગમે તેવી રૂપાળી છતાં તેના મોહમાંથી છુટો થઇ જાત; કેમકે કુમાર કદરદાન ને સાત્વિક ભાવનાવાળો હતો. દયાળુ દીલનો ને માયાળુ મનનો હતો.

માણેકે અગાઉથી મળવા આવવાની ખબર આપી હતી. પોતાની એક પ્રિય ભગિની જેવી માણેક છે, એવો વિશ્વાસ રનાદેને કુંવરે બેસાડયો હતો, ને તેથી માણેક આવતાં રનાદેવડીએ હર્ષથી

સત્કાર કર્યો હતો. મહારાજા પણ ત્યાં આવ્યા, ને માણેકે હસતે મુખડે કહ્યું.

"મ્હારાં બ્હેન બહુ વિવેકી ને શાણાં છે!"

"હવે તેને વિશેષ વિવેકી બનાવવાનું તમારે માથે છે."

"અમે તમારાં ઓશીંગણુ છીયે."

"રાણીને ગુજરાતી સારૂં આવડે છે, અંગ્રેજી શીખવવાનો મ્હારો વિચાર છે. આપણે હવે જનાનો રાખવો નથી."

"ત્યારે તો આપની કીર્તિ થશે. દેશી રજવાડામાંથી જનાનાનો રિવાજ પહલવહેલો આપના હાથેજ દુર થશે!"

"હું તો તે વધારે પસંદ કરૂં છું."

"પણ તેમ કરતાં પરપુરૂષોના હાથમાં હાથ આપીને શેકહેન્ડ કરવાનું મને નહિ ગમે!" પ્રેમી મુગ્ધાએ નિશ્ચય કર્યો.

"મને પણ તે ગમતું નથી—સ્ત્રીઓએ માત્ર માથું નમાવવું, એ પુરતું છે—" કુમારે ઠરાવ કર્યો.

"દેવી? તમે માણેકબાઇના પ્રસંગમાં જેમ જેમ વધુ આવશો, તેમ તેમ તમે નવા નવા અનુભવમાં પ્રવેશ કરી શકશો, ને તે પછી તમે જાણુશો, કે તમે નવીજ જીંદગી શરૂ કરી છે."

"આપની વડીલાઇનો એ ધર્મ છે, હું તે કોણ? રાણીબા તો મ્હારાં બહેન છે, ને જે કરીશું, તે હમારી ફરજ છે."

માણેકે ઉત્તર દીધો—

"કાશી કુંવરીને પણ તેમણેજ વિવેકી બનાવ્યાં છે." કુંવરે કહ્યું.

"તમારે તેમની જોડે બહુ બનતું હશે," રનાદેએ પુછ્યું.

"તેમનો સ્વભાવ એવો મળતાવડો છે કે જેમના પ્રસંગમાં આવે છે, તેમને તો તે સાકર પેઠે ગળ્યાં લાગે છે." કુંવરે વચ્ચે કહ્યું.

"એ એક ખુબી છે."

" ખુબીમાં ખુશામત કરતાં નથી. તેમના વર કુન્દનલાલ પણ તેવાજ છે."

" હા–તે તો મને અનુભવ થયો–આપણી સાથેજ હતા–બહુ સારા માણસ છે."

" કિશોરીબા મળવા આવવા ઈચ્છે છે," માણેકે કહ્યું.

" હું તો ધારૂં છું, કે દેવડી ત્યાં જાય!"

" હા–હું જઈશ—" રનાદેએ ધીમે સાદે ઉત્તર દીધો.

" ના–તે પોતેજ આવવા ચાહે છે–મને કહેલું છે, કે જો મહારાજા સાહેબ આજ્ઞા કરે, તો મને ખબર કરવી."

" તેમને ખબર કરાવો." માણેક ઉભી થતાં દાસી ખબર લાવી, કે દિવાન સાહેબ અગત્યના કામસર મળવા પધાર્યા છે. કુંવર અંદર ગયા–ને માણેક તથા રનાદે પાછળના ખંડમાં ગયાં. થોડી વારે કિશોરી મળવા આવ્યાં–અને રીતસર હળીમળીને માણેક તથા કિશોરી રવાના થયાં. રનાદે અને કિશોરી ભેટયાં, પણ મનમાંથી હર્ષ બહાર પડયો નહિ. કિશોરી અદેખી ન હતી, તોપણ ઉત્તમ રાજકુળમાં ઉએક કુળના કુંવરી આવ્યાથી તેની પ્રજા વડે ઉત્તમ રાજધર્મ નહિ સચવાય, એજ માત્ર સંકોચ થયો–અને સખેદે તે છુટાં પડયાં–બન્ને જણી રવાના થઇ, અને પરભારાં રાજમાતાને મહેલે ગયાં, ને કુંવર અંદર આવ્યો. " કિશોરીની ભેટ થઇ?" કુંવરે પુછ્યું.

"હા–" દેવડીએ ધીમો જવાબ દીધો–કુંવર સમજી ગયો, વાત ઉડાવી દીધી–અને બાગમાં ફરવા ચાલ્યાં–એવામાં દાસી જમવાની ખબર લાવી—

રાજ જોડલાં જમ્યાં–ને શયનગ્રહમાં પધાર્યાં. મોટાં લોકોનો કાળવ્યય બીજો શો હોય? વાર્તા, સંગીત, વિલાસ, શિકાર, નવા નવા

પદાર્થો સાથે રમણ અને ખેલ સિવાય કશું નહિ! એક અવતારમાં ધંધો કર્યો–બીજામાં ભિખારીને ત્યાં અવતર્યો; ત્રીજામાં પુન્ય–તપ કીધું, ને ચોથામાં રાજપદ પામ્યા–હવે છેવટે ?—નર્ક ગતિ!!—

# પ્રકરણ ૧૬ મું.

## કિશોર-નન્દિનીને રાજમાતાનો દિલાસો.

"બેટા ? નવી રાણીને મળી આવી, ત્યાંથી શું લઇ આવી ?" રાજમાતાએ પ્રશ્ન કર્યો.

માણેક ને કિશોરી રાજમહેલમાંથી રાજમાતાને મળવા આવ્યાં હતાં.

"સુખ ને આનંદ!"

"અંતરનો કે મર્યાદાનો ?"

"આપ જે કહો, તે!"

"માણેકબાઇ ? તમને શું લાગે છે ?"

"ભાઇશ્રીને ગમે તે ખરૂં! બાઇ તો ગુણી લાગે છે. પછી લાડી–પાડીનાં નીવડયે વખાણ!"

"મ્હારી કિશોરી જેવી ખરી ?"

"અનુભવ વગર કેમ ખબર પડે ? પણ સોનું તે તો સોનુંજ કહેવાય કની ?"

"બસ, મ્હારૂં પણ એમજ કહેવું છે."

"માતાજી ? મને હવે શો માર્ગ બતાવશો ? હું મહારાજને નડતર રૂપ ન થઇ પડું, તેના સ્નેહી સંસારને કણારૂપ ન થઇ પડું, તેવું શું કરશો ?" કિશોરી આંસું ઢાળતી બોલી.

" તું મ્હારી ઇન્દ્રસેન કુંવરીથી ઓછી નથી. ત્હારે શોચ ન કરવો. મને કુંવરની નાદુરસ્ત તબીયત લાગ્યાથી વશીકરણ સંબંધી ત્હારા પર વ્હેમ આવ્યો હતો; પણ હું સત્ય કહું છું કે, ત્હારા જેવી સુભાગી પુત્રવધુથી મને શાન્તિ થઇ છે. ધિરજનાં ફળ મોટાં છે. ત્હારી વૃત્તિ સાત્વિક છે. ત્હારો પતિભાવ અખંડ છે, તું કુળવાન રાજકન્યા છે. રાજમાં તો અનેક રાણીઓ હોય છે. ત્હારાપર પ્રભુ પ્રસન્ન થશે, ભાવી કોઈ મિથ્યા કરી શકતું નથી. તું સાસરામાંજ શોભિશ, ત્હારા પિતા મોટા છે; તોપણ ત્યાં સારી નહિ લાગીશ. હાલ તો અહીં રહે. તું મ્હારી પુત્રી છું. "

" પણ મ્હારી હાજરીથી મહારાજાનું દીલ દુઃખાશે, અને નવી રાણી પણ સંકોચાશે. કોઇ પણ રીતે હું મ્હારા સ્વામીનું દીલ દુખાવા રાજી નથી. તેઓ સ્નેહ સમાગમથી પરણ્યા છે. પેલી જો મ્હારી હાજરીથી કચવાય, ને તેને લીધે મહારાજાને મનગમતું સુખ ન મળે, તો પછી હું શત્રુરૂપ થઈ પડીશ. તેના સુખમાં વિચ્છેદ કરવાનો મને શ્રાપ લાગશે, માટે હું યાત્રાર્થે નીકળી જાઉં તો ? "

" હમણાં જવાથી નિંદા થશે. પછી આપણે સૌ સાથે જઈશું."

" મ્હારૂં અને મહારાજાનું સુખ એકજ ગણનાર આપ રાજમાતા છો. જો મને અને તેમને શાન્તિ મળે, એમ ચ્હાતાં હોય, તો અમે સુખી થઇને રહીએ, તેવો માર્ગ બતાવો. "

" કિશોરી ? બેટા ? તું ડાહી ને શાણી થઇને આમ નાદાની કેમ કરે છે ? ત્હારા ઉદરમાંથી ઉત્પન્ન થયલું બાળક ત્હારા સસરાનું નામ વધારશે. લુટારાની કન્યાથી કંઇ આપણાં કુળનું તારણ થશે નહિ ! તું કુળવાન છું, ગુણવાન છું, અને સહનશીલતા છોડીને ગાંડી હઠીલાઈ કેમ કરે છે ? મને ત્હારા વિના ગમે ખરૂં કે ? તું મને કેટલી પ્રિય થઈ પડી છું ? ત્હારૂં મોં જરાવાર જોતી નથી, તો મને ચેન

પડતું નથી. ઈંદ્રસેનનો સ્વભાવ ઉલટાઇ ગયા પછી જો કે ત્હારૂં અંતઃકરણ આનંદમાં રહેલું જણાતું નથી, એમ મોં પર સ્પષ્ટ દેખાય છે; તે છતાં તેં કોઇ દહાડો મ્હારી કને કુમારની મુર્ખાઇની ફરિયાદ કરી નથી; એટલી હદ સુધી જો તું સહનશીલ છે, તો હવે થોડા સમય સારૂ શા માટે ગભરાય છે? શાન્તિ લ્હેવાથી ત્હારી દૃઢતા પર ઇશ્વર પ્રસન્ન થશે, ને ત્હારી ધિરજ તને ધારેલું ધન આપશે. કુંવરને પણ સારૂં લાગશે. તું બહાર યાત્રાર્થે જઇશ, અને હું સાથે નહિ હોઉં, તો તને લોકો નિંદશે, અને મારે ઠપકાપાત્ર થવું પડશે. હું સાથે હઇશ, તો તને બેવડો યશ મળશે, ને ત્હારી ધારણા પાર પડશે."

"રાજમાતાજી કહે છે, તે મને તો યોગ્ય લાગે છે." માણેકે સાક્ષી પુરી.

"મ્હારી ઉતાવળ માત્ર મ્હારા ધણીને આનંદમાં મુકવાની છે. ગમે તેમ હો, ગમે તો તેમનો આનંદ ત્યાં રહે; તોપણ સંસ્કારી સંબંધનો કંઇક તાર, ભણકારદ્વારા તેમના કર્ણમાં જાય, તોએ હું તેમના સુખમાં વિઘ્નકર્તા થઇ પડું, એટલું પણ હું તેમને નડવા ઈચ્છતી નથી, ને તેથીજ, માતાજી ? હું આપની કને રજા ચાહું છું."

"ત્હારા પતિ પ્રત્યેની ત્હારી અખંડ ભક્તી જોઇને હું બહુ પ્રસન્ન થાઉં છું. કુંવર સદ્દ્ભાગી કે ત્હારા જેવી ધર્મજ્ઞ કુંવરી-રાજ કન્યા પુત્રવધુ તરીકે સાંપડી ! અભાગી દહાડાની ચાલથી કુંવર હાલ તરત વિમુખ થઇ ગયો છે; પણ વખત આવ્યે સૌ સારૂં થશે."

"હા, માતાજી ? તમારા જેવી મહાદેવીના ઉદરમાં પાકેલો ગર્ભ કદી પણ નિર્દય ન્હોય ! મ્હારે માતા નથી, ને તેથી હું તમનેજ માતા કહું છું, હું કહું છું એટલુંજ નથી; પણ તમે મને પુત્રી પેઠે પાળી છે. માતા તરીકેનાં લાડ લડાવો છો. કદી પણ મને ઓછું આવવા દીધું નથી. માતાજી ? મ્હારો કહેવાનો મર્મ આપ કળી ગયાં

છો, એટલે વધુ શું કહું? એમને હું દુઃખકર નથી થવાની, એટલુ જો મને એમની તરફથી જણાય, તો હું એકાન્તવાસમાં અહોકાળ એમની ભક્તિ કરીશ."

"જો ત્હારી એવીજ ઇચ્છા છે, તો એક વખત હું તેને ત્હારે ત્યાં મોકલીશ."

"તેમ કરતાં એમણે પરાકાષ્ટાએ સંપાદન કરેલું સુખ વિમુખ ન થઇ જાય, હોં!"

"આહાઃ! હદ કરો છો, કિશોરી બ્હેન! ધિરજની હદ કહેવાય. એક અંગ્રેજી કવિતા મેં વાંચી છે, તે તમને સંભળાવું. સ્ત્રીઓમાં આ રીતે ધિરજ ને મોટું મન કોઇક પુન્યશાળીનેજ રહેતું હશે; નહિતો વેર લઇનેજ એ નાગણ જાત સંતોષ પામે છે. સ્ત્રીયોની કેવળ ઇર્ષિત પ્રકૃતિ વિષે એક લેખક કથે છે કે!

Oh, Jealousy! thou bane of pleasing friendship,
How does thy rancour poison all our softness,
And turn our gentle natures into bitterness.

JANE SHORE, ACT. III, I.

માણેકે તેનો ગુજરાતી તરજુમો કરી સંભળાવ્યો.

"એ આપણી આર્ય માતાઓના અંગમાં પ્રવેશ થવા પામ્યું નથી; એ પશ્ચિમની માંસાહારી પશુ સ્વભાવની પ્રજામાં વારસો ઉતર્યો છે એ બસ છે. આર્ય સ્ત્રીઓમાં ધિરજ, સહનશીલતા, ધર્મ, અને પુન્ય એ ચાર વસ્તુ વાસો કરી રહ્યું છે, ત્યાં સુધી કદી પણ પતિ પ્રત્યે માથું ઉચકવાની નથી. પ્રભુ સૌને સદ્બુદ્ધિ આપે—

"વાહવા! ધન્ય છે, તમારા સુવિચારને! કાશીક્ષેત્રનાં પવિત્ર ને નિર્મળ જળ પીને ઉછરેલાં; કાશી નગરીના ખુદ રાજપતિને ત્યાં અવતાર લઇને, અને મહાદેવ જેવી સતી રાજ માતાના પેટમાં પા-

કીને આપે અનુભવ લીધો છે; તેમાં શું ખામી હોય ! બા ? માતાજીનું વચન માન્ય કરો. વડીલ માતાજી પ્રસન્ન છે, તો જગત જખમારે છે.”

“મહારાજ મ્હારે ત્યાં પધારવાથી નવા સુખને તો હાની નહિ પહોંચે કની ?”

“તેની ત્હારે ચિન્તા નહિ, બેટા તું નિરાંતે જા—”

રાજ માતા ઉઠયાં—અને માણેક તથા કિશોરી રવાના થયાં. કુન્દનલાલ વાટ જોઇ રહ્યો હતો—માણેકનો બંગલો માર્ગમાં હતો—કિશોરી તેણીને ગાડીમાં લઇને ઉતારતી ગઈ—માણેકે આ ભલી સાધ્વીનો સઘળો વૃતાંત કુન્દનલાલને કહ્યો; અને બન્ને જણે તેમનાં વખાણ કર્યાં.—

## પ્રકરણ ૧૭ મું.

### “ભલા કર ભલા હોગા !”

પ્રભુ એવો નિર્દય ને કઠોર નથી, કે ભલા કરનારનું ભૂડું કરે ! કરણ, બળિરાજા, મોરધ્વજ ને હરિશ્ચંદ્રને તાવવા પ્રભુએ તાણ ખેંચ કરી છે; એ બનાવ વેળા ક્ષુલ્લક મગજના માનવીઓના સ્વભાવમાં પ્રભુ એક બહુજ કઠોર લાગે ખરો; પણ ખરી વાત છે, કે પ્રભુને પોતાનો બનાવવો એ કામ કંઇ સ્હેલું હોઇ શકે નહિ ! “ભક્તાધીન સદા હું છું !” આ પરમ પરમાત્મા શ્રી કૃષ્ણ પ્રભુનું વાક્ય એવું સ્હેલું છે, કે જેમણે કઠણ કષ્ટો વેઠયાં હશે, તેના સેવક તરીકે શ્રી પ્રભુ હાજર રહેશે ! ભક્તના સંકટ ટાણે, રૂકમણી ને સત્યભામા જેવી સુશીલ સતીઓનાં સુખ છોડી દીધાં છે. નરસિંહ મેહતા જેવા ગરીબડા ભગતને માટે એ વ્હાલા વરે, એ શામળીઆએ, વાણીઆનો વેશ લીધો છે; એવા ગુણીયલ પ્રભુને કઠોર કેમ કહીએ ?

કઠોર દુ:ખ સહીએ, તો પ્રભુનું માન લઇએ ! શુદ્ધ અંત:કરણમાં જેવી પ્રેરણા થાય છે; તેવુંજ તેને તત્કાળ દર્શન થઇ શકે છે, સાચા ભાવની ભક્તિજ જુદી છે, તે સ્વાર્થી ગમારને શી ખબર પડે !

"રાજકુંવરી કિશોરનન્દનીની પતિ ભક્તિનો ઉદ્દગાર, ને સ્વામી સુખની ચિન્તા સહિત સાત્વિક ભાવ જ્યારે રાજ માતાએ શ્રવણ કર્યો, ત્યારે તેનું હ્રદય બહુજ ગળી ગયું. કાશીરાજા જેવા મહાન ભૂપાળની કન્યા મેળવવાને વીરપુરનો ગાદીવારસ ભાગ્યવંત થયો, એ મોટેરાના પુન્ય સમજવાં; નહિ તો વળી એક ગરીબડું વીરપુર સ્ટેટ ક્યાં, ને અયોધ્યા નગરીના સુર્યવંશી રઘુરામના ઉતરતા વંશજોની રાજધાની કયાં ?" કુંવર હઠીલો થવાથી રાજ માતા લાચાર થઇ, તોપણ કિશોરનન્દનીને કોઈ પણ રીતે ન દુભવતાં કુંવરનો સાચો કે ખોટો, પણ તેમની પ્રત્યે પ્રેમભાવ છે, એમ બતાવવાનો યત્ન કર્યો. કુંવરને પોતાની કને બોલાવીને બે વચનોનો બોધ કરવા ચાહે, ત્યાં તો ખબર આવી કે કુમારશ્રી પધારે છે. માતા હર્ષ પામ્યાં. પ્રભુની ગતિ તો જુઓ ! અરે એ કોડીલા કાળા કાનુડાનાં કામ તો જુઓ ! દેવીના દીલમાં જે ભાવના ઉત્પન્ન થઇ, તે પદાર્થ વગર માગ્યે હાજર કરી દીધો. માતાજી વૈષ્ણવ હતાં–પોતાની વૈષ્ણવી ભક્તાણીનાં સદ્દ-કર્મને જો શામળો સહાયતા ન કરે, તો પછી એ ગોપીયોના વ્હાલા કપટી કાનુડાને ગણે કોણ ? એ માખણ ચોરને માને કોણ ?—

"રાજમાતાની મૂળ અન્તર ઇચ્છા એવી હતી, કે કોઇ પ્રકારે કિશોરીપર કુમારનો પ્રેમ તરાપ મારે, ને તેને ગર્ભ રહી જાય. આજ-કાલ દેશી રજવાડા માટે ને પાટવીઓ માટે અન્ય ઉતરતા કૂળની સ્ત્રીના ગર્ભનો અપવાદ ચાલુ છે, તે ટળી જાય–અને ખરા ક્ષત્રી બચ્ચાનું વીરત્વ વીરપુરની ગાદી ઝળકાવે ! અંતે પ્રભુ સૌની લાજ રાખશે. એ પતિત પાવન છે; સાચાની પત રાખશેજ !!–

# પ્રકરણ ૧૮ મું.

---

## મા'નો પ્યાર—પુત્ર-બોધ.

And when I see thee hang thy head,
'Twill be my turn to watch thy bed;
And tears of sweet affection shed.

My Mother,
Jane Taylcr.

"જો આખા જગતમાં જગેજગ ફરે,
પણ માના જેવો પ્યાર કહીં ના મળે—

*　　*　　*　　*　　*

"*Miss Collet.*"

માતાના પ્યારની સ્વર્ગીય સુગંધી લ્હેનારાં ભાગ્યવંત બાળકોની જીવન-પ્રભાને ધન્ય છે ! જન્મતાં વાર ભલી માતા મરી જવાથી જે બાળક એ સ્વર્ગીય સુખ સંપાદન કરી શકતું નથી, તેને તો એ અમૃત રસના મનોહર સ્વાદની ખબરજ ન્હોય; પણ બચપણમાં ધુળમાં લપેટાયલાં બાળકોની તરફ ઉશ્કેરાયલો માતાનો પ્રેમ, યુવાનીમાં તેમના ચડતા ભાગ્યના ચ્હેરા તરફ ટીકીટીકીને જોનારી માતાની આશા, અને સંસાર સરોવરના પગથીયાં પર કલ્લોલ કરતાં પુત્ર ને પુત્રવધુનો સંતોષ, જે માતાએ ભોગવ્યો છે, તે માતાને પણ ધન્ય છે. પ્રદેશમાંથી આવતો પુત્ર માતાને મળવાને જેટલો આતુર છે, તેટલીજ રીતે માતાજી, બાળકપણમાં બાળકને 'કીસ' કરવા આતુર હોય છે. કુમાર્ગી, કપૂત કે દુરાચારી પુત્રના પર માત્પિતાનો પ્રકોપ છતાં, તેનું શુભ કરવાની તેમની અહોકાળ ઇચ્છા જે પ્રબળતા ધરાવે છે, તેવી કાળજી કોઈ પણ અન્ય પ્રેમીમાં નથી. અભાગી બાળકો !

માતાના સુખની લ્હેરો, વૃધ્ધાવસ્થામાં પણ આનંદ આપે છે, હસતાં મુખડામાં સમાયલા માતાના શબ્દોનું તોલન શું થઇ શકે ? " તું આવ્યો મ્હારા દીકરા ?" આહા ! દેવી સમાન માતા ? તુંજ આ શબ્દો નિર્મળ ભાવે બોલીને છાતી સાથે વ્હાલથી હેત દેખાડી શકે ? છોકરાઓ કપૂત કહેવાય ! માબાપ કુંમાબાપ થાય ?"

કુમાર જોકે રાજમાતાની આંખની કીકી સમાન પ્યારો હતો. એકના એક શુદ્ધ ક્ષત્રીય બીજપર મહારાણીનો અત્યંત પ્યાર હતો. કુમારની કેટલીક સ્વચ્છંદી વર્તણુક જોકે માતાને પસંદ ન હતી, તોપણ તેણીએ કુંવરને કોઇ દિવસે કટાક્ષ વચને ઠપકો આપ્યો ન હતો. સાસુ તરીકેની ઉત્તમ શોભા આપનાર, માતા તરીકેની અદ્દ્ભુત લાગણી દેખાડનાર, અને મહારાણી તરિકેની ઉમદા ઉદારતા બતાવનાર તે આ રાજમાતા હતી. મહારાજા ગુજરી જવા પછી તેમણે મહારાજાના પલંગ કને પથારી કરી હતી, ને તેમની પુજા–તથા પાદુકાની પુજા કરીને ભોજન લ્હેતાં હતાં. પ્રજાનો તેમના પર પુર્ણ પ્યાર હતો, ને તેથીજ ઇન્દ્રસેન કુમારની ભટકતી કલ્પનાઓ છતાં, તથા રાજકાર્યભાર પર પુરતી દેખરેખ ન છતાં, રાજવહિવટમાં કશી ખામી આવતી નહતી.

કુમાર અનાયાસે માતાને મળવા આવ્યા, મનની નિવૃત્તિ થઇ, અને ચિન્તાની શાન્તિ થઇ ગઇ.

માનવ સ્વભાવનું એક ઉપલક્ષણ છે, કે તે મનને પસંદ પડેલી વસ્તુ પર, ફૂલકળી પર ભમરા સમાન ટળવળે છે, જ્યાં સુધી તે પ્રાપ્ત થતી નથી, ત્યાં સુધી તેની ચિત્તવૃત્તિ સદા ખિન્ન રહે છે; પણ જ્યારે તે હાથ ચડી જાય છે, ત્યારે તેની કિમ્મત બહુ થોડી થઇ જાય છે. જો કે તેથી પ્યાર ઓછો થતો નથી; પણ અધિરાઇ શાન્ત પડી જવાથી મનને નિવૃત્તિ અને આત્માને આનંદ આવે છે.

લગ્નમંડપમાં પ્રવેશ કરનારા વરની કન્યાનું પ્રેમપાન કરવાની અધિરાઇનો વેગ, પરણીને શયનગૃહમાં ગયા પછી કેટલો ઓછો થઇ જાય છે; એ તો વાંચનારાઓને સમજાવું પડશેજ નહિ! જો કે તે વેળા કંઇ પ્રેમ કે મોહ ઓછો થઇ ગયલો હોતો નથી, પણ અધિરાઈ ઓછી થઇ જાય છે–લોભ દૂર થાય છે, ને હાથમાં આવેલી વસ્તુ સ્વતંત્રતાથી ગમે ત્યારે ઉપભોગ કરવાની સત્તા વધી ગયલી હોય છે; પછી કિમ્મત શી હોય?—

કુમારના સ્નેહ સંગમમાં જ્યાં સુધી રનાદેવડીનું દીલ મળ્યું ન હતું, ત્યાં સુધી દુરથી ડરામણો દેખાવ લાગતો હતો. ક્ષુધાતુર પારકા કનેથી અન્ન-ફળ મેળવતી વખતે જે ચિન્તા તથા આતુરતાથી વ્યાકુળ હોય છે, તેવો હાથમાં આવ્યા પછી નથી હોતો, એ તો સ્વાભાવિક દૃષ્ટાન્ત છે; પછી વધુ પુરાવાની અગત્ય રહેતી નથી.

કુમારની શાન્તિ છેક સીમાડા સુધી પ્હોંચી ગઈ. આજે નિવૃત્તિથી માતાને મળવા, તથા પોતાની શાન્તિ જાહેર કરવા તે પધાર્યા– માતાએ કુમારને આવતો જોઇને ઘણા વ્હાલથી હસતા ચ્હેરાએ બોલાવ્યો. કુમારનું મન આજ સુધી ખિન્ન રહેતું હોવાથી તે મન ખુલ્લું કરીને વાત કરી શક્યો ન હતો. આજે તો તેનો ચ્હેરો ખુશનુમાં હતો. માત્ર ખિલેલા કમળની પાંખડીની કોર સહજ કરમાતી હોય, એવો ભાગ લાગતો હતો.

" માજી ? " વાદળામાં છુપાયલી વીજળી પેઠે શબ્દો દોડતા ગયા–તારમાંથી છુટેલા સ્વર પ્રમાણે જવાબ મળ્યો.

" બેટા ? હું તને સવારે બોલાવવાનીજ હતી–તું સારો તો છું કની ? "

" હા, માજી! બેસો હું તો સારોજ છું, " પોતે ઝુલાપર બેઠો, ને માતાજી જમીનપર પાથરેલી સાદડીપર બેઠાં.

" દીકરા ? હવે તને સારી રીતે શાન્તિ થઇ હશે. "

" મા ! મન તો ઘેલું છે ? " કુમાર હસ્યો.

" એટલીજ વારમાં ડહાપણુ આવી ગયું ? "

" બાળકનું મન તો જાણો છો, કની ? હઠીલું મન હઠમાં દોડે, ને મનગમતી વસ્તુ મળી, કે ઢીલું પડે ? "

" તેથીજ હું શાન્તિ થયલી પુછું છું. "

" હા–પણુ— "

" બેટા ? પાણી પીને ઘર પુછવાનું શું ? બનવા કાળ બને છે. સંસ્કારે સૌ સાંપડે છે. લેણા દેણીના જોગ વિના એક પશુ પંખી કે માનવનો મેળો એકઠો થતોજ નથી. "

" સાહસ કરનારા આંધળા હોય છે–જો કે તે સહિસલામત પાર ઉતરે છે, તોપણુ આજુબાજુની મર્યાદા સંભાળવાને તે બેનશીબ રહે છે. "

" જ્યાં મનનેજ રાજી રાખવાનું હોય છે, ત્યાં બીજાના વિચારની જરૂરજ નથી, અને તેમનાથી મર્યાદા રહી શકતી પણ નથી, કેમકે એ કામ બને નહિ ! એ તો કૃષ્ણ પ્રભુથીજ બને. કૌરવ પાંડવોની લડાઈમાં એક પક્ષ સાચવવો, ને બન્ને ભાવ સરખા બતાવવા.

" પણુ હું નવી રાણી લાવ્યો, તેથી આપ તો મ્હારા પર ગુસ્સે નહિ રહો કે ? "

" વ્હાલા કુમાર ! ત્હારા પિતાના વંશજોમાં તું એકજ આશાધાર વંશજ છું. મ્હારે ત્હારા કરતાં વિશેષ વ્હાલું કોણુ ? પણુ જમાનાનો વાંક ! આજના પુત્રો વળી માબાપને માને છે કયાં, જે તને દોષ આપું ! "

" મા ! હું તેવો નથી. હા, મેં આ એક તમારા વિચાર વિરૂદ્ધ

કૃત્ય કર્યું છે. પણ તે મ્હારી શાન્તિનું હોવાથી તમે ક્ષમા કરો! હવે હું તમારૂં દીલ નહિ દુઃખાવીશ."

"બેટા! સુધારાનો જમાનો આગળ વધવાથી, અને ખરૂં જાતી લોહી ન રહેવાથી વિચાર બહુજ બદલાવ્યા લાગ્યા છે. વિદેશી પ્રજાના સહવાસને લીધે કુદરત્તનાં નિયમોની મર્યાદા રહી નથી. સ્વચ્છંદપણે જે કૃત્ય કરવામાં આવે છે, તે સર્વ પ્રકારે માનવ અધીકારી છે, એવી માન્યતા રાખીને દરેક લોક આગળ પગલું ભરતાં જાય છે. દેશી પ્રજાની રહેણી કરણી અને શારિરીક નિયમનાં બંધારણ જુદાં છે. તેથી પાશ્ચિમાત્ય પ્રજાના આચાર વિચાર આપણને અનુકુળ નથી; તે છતાં ગ્રાહ્ય કરવામાં આવ્યાથી, ને સ્વતંત્ર મનેચ્છા તૃપ્ત કરવાની આતુરતા વધી પડવાથી અનર્થ, અધર્મ ને અવિચારી પગલાં બહુ ભરાય છે. આજ ક્ષત્રીયોમાં ખરૂં બીજ ને ખરૂં લોહી રહ્યું નથી. રાજાઓ ગમે તે જાતની સ્ત્રીઓ સાથે વર્તન કરે છે. કુળવાન ને ગુણવાન ખરી રજપુતાણીની કિમ્મત કરવામાં આવતી નથી. ગાદી નીભાવવા કેટલીક વાર પ્રપંચને શરણે જવું પડે છે; એવો જમાનો આવ્યો છે, ત્યારે હું તને શો દોષ આપું? તું પણ તેવાજ મંડળમાં ફરનારો છું; જનાના ઝાઝીવાર રહે, એમ હું ધારતી નથી —તું મ્હારો વ્હાલો પુત્ર છું, તું આજ્ઞાંકિત છું; પણ ત્હારા પિતાના બોધનો તેં તેના મરણ પછી જે અનાદર કર્યો છે, એ દુઃખ મને પણ બહુ થાય છે."

"હવે તેની શીક્ષા ભોગવવા તૈયાર છું."

"એક વેળા ઉતાવળું પગલું ભરનાર મહા અઘટિત કર્મ કરે, ને તેને વાર્યો છતાં શાન્ત ન રહીને અનર્થ કરે, અને પછી તે શિક્ષા ભોગવવા અથવા તો પ્રાયશ્ચિત કરવા મથન કરે, તેથી શું શુદ્ધ થવાય? પાપ કરીને પૈસા મેળવે, ને તે પૈસા પુન્યમાં વાપરે, એથી શું.

તેનું અઘોર કર્મ પાપ રહિત થશે ? બેટા મ્હારી એકજ આશા છે, ને જો તે પાર પડે, તો ત્હારા બધા દોષ નિર્દોષ થઇ જશે."

"તો તેમ કરવા હું હાજર છું."

"કાશી રાજાની પુત્રી, ને મ્હારી કુળવધુ તરસે છે! કેવળ સતી તુલ્ય તે ત્હારી ભક્તિ કરે છે; માટે ત્હારે તેને ત્યાં જઇને તેના મનનું સમાધાન કરવું."

"મ્હારે કબુલ છે. બીજી કંઈ આજ્ઞા છે?"

"દીકરા, તું જાણે છે કે ત્હારા પિતાના વંશજોમાં એક ઉપર બીજી રાણી પરણવાનો રીવાજ નથી."

"હા, પણ મ્હારૂં સુખ જોવાને તમે રાજી છો, તો પછી–"

"તો પછી હમારૂં દીલ દુખાય, તેમ તું કરવા રાજી છે?"

"ભાગ્ય સુખ મેળવવા માટે યુવાન પુત્રોને થોડી ઘણી સ્વતંત્રતા તો માબાપોએ આપવી જોઇએ."

"પાણીના શોખીનોને તરતાં આવડે, તો તળાવમાં ન્હાવા દેવાને માબાપ શા માટે આડાં ફરે? વળી તળાવનું પાણી નિર્મળ હોય, તો માબાપને ભય શો હોય! માબાપ તો માત્ર દીકરાનાં ઉચ્ચ સુખો જુએ છે. એક નજરે જોનાર પુત્રોજ એમ માને છે, કે માબાપો દીકરાનાં સુખ જોઇ શકતાં નથી! માબાપને તેમાં નફો એટલોજ છે કે દીકરો પાછળથી દુઃખી ન થાય; પણ તે સદ્‌ભાગ્ય વિના સમજાય તેવું નથી."

"વારૂ, હવે આપની બીજી કંઈ ઇચ્છા છે?"

"ના–હવે તું ત્હારા અધિકારમાં આનંદ કરીશ, ને કુળ ધર્મ સંભાળીશ, તો બસ છે."

"વારૂ, તમારી આજ્ઞા હું કદી ઉલ્લંઘન નહિ કરીશ. હું રજા લઉં?"

"હા, જા; સ્ત્રી વશ ન થઇશ. ધણી તરીકેનો દરજ્જો જાળવજે."

"વારૂ, માજી!" કુંવરે સ્મિત હાસ્ય કર્યું, ને તે વિદાય થયો. રાજમાતાએ કિશોરીને ખબર આપી કે કુંવર તેમને મ્હોલે આવશે, તે સાથે કુંવરે પણ ખબર આપી, કે હું એક કલાકમાં આવું છું. માતાની આજ્ઞાનું પાલન કરવાના શુભ હેતુથી, તથા કિશોરી સંબંધી ચિન્તાને લીધે કદાચ રાત્રીએ સ્વપ્નામાં બકવાદ થઇ જાય, ને રનાદે જાણે, તો સુખ બગડે; એ માટે તાકીદે જઇને સમાધાન કરવું, એવા હેતુથી તેણે કહેવરાવ્યું, અને રનાદે સાથે રાત્રીએ ભોજન લઇને અગત્યના કામ સારૂ રનાદેવડીની રજા લઇ કુમાર, કિશોરીને ત્યાં ગયો. નિર્દોષ રનાદે આ રાજપ્રપંચમાં કશું સમજી નહિ, તેનું મન પણ વિરામી ગયું હતું. કંઇ પણ સંશય વગર તે નિદ્રાધીન થઇ ગઇ, કુંવર પોતાની પહેલી રાણીને મહેલે ગયો.

---

## પ્રકરણ ૧૯ મું.

---

### સ્ત્રીઓને પતિ એજ પ્રભુ છે.

"દ્રૌપદી પાંચ પતિએ સતી કહેવાણાં."

પાષાણ મૂર્તિ હો, કે આકાશના દેવ તરીકે સુર્ય, ચંદ્ર, જળ, વાયુ કે અગ્નિને માનો, પણ શ્રદ્ધા એજ પ્રભુનું સ્વરૂપ છે. જ્યાં મનને સ્થિર કરવામા આવે, ત્યાં પ્રભુ તે સ્વરૂપે દર્શન દે છે. પ્રલ્હાદને બળતા સ્થંભમાંથી બચાવવા શ્રી પ્રભુજીએ નૃસિંહ રૂપ ધરી દર્શન દીધું; અને પાન્ચાળીનાં અદૃષ્ય રહી ચીર પૂર્યાં, એજ રીતે સતી સ્ત્રીઓ પોતાના સ્વામીનેજ પુજ્ય પ્રભુ ગણે છે! જગતનો

સ્વામી ને જીવનનો સ્વામી કંઇ જુદા નથી. સાત્વિક ભાવે ભજતાં શામળીયા વર સહાય કરીને ત્રિલોક તારે છે. સતી સ્ત્રીઓ સદા પુજાય છે.

**तासन्तु वाक्यं भवतीहमिथ्या न जातु लोकेषुचराचरेषु ।**
**तस्मात् सजाता परिपूजनीया कामान्समग्रानभो कामयानीम् ।**

મહાભારતનાં આસાત્વિક વાક્યો સતીની મર્યાદાની સાક્ષી પુરે છે. એવી સતી સ્ત્રીઓને પતિ કરતાં અન્ય બીજું કંઈ નથી.

**साध्वी शीलवती दयावसुमती दाक्षिण्य लज्जावती**
**तन्वी पापपराङ्मुखी स्मितवती मुग्धा प्रियालापिनी।**
**देव ब्राह्मण बन्धुसज्जनरता यस्तास्ति भार्या गृहि**
**तस्यार्था गमकाममोक्ष फलदांकुर्वन्ति पुण्यप्रियाः ॥**

જે જનના ગૃહમાં પવિત્ર પ્રમદા દાક્ષિણ્ય લજ્જાવતી,
જ્ઞાની પાપ રહિત સ્મિત મુખની, મીઠી મધૂરી સતી;
રાખે પ્રીતિકુટુમ્બ સજ્જન અને વિપ્ર પ્રભુની પ્રતિ,
તે વરના નિજ ધર્મ અર્થ સઘળા સાફલ્ય થાયે અતિ.

**पतिर्हि देव नाराणां पतिर्बन्धुः पतिर्गतिः ।**
**पत्युर्गतिसमा नास्ति दैवतं वा यथा पतिः॥**

પતિ પ્રભુ પ્રમદા તણો, ઉત્તમ તારક નાવ;
અવર નથી અવનિ વિષે, સુંદરીનો સદ્દભાવ—

કિશોરનન્દિની એવીજ સતી હતી, તેનામાં પતિ ને પ્રભુની અનંન્ય ભાવના હતીજ નહિ. પતિથી વિછોડાયલી દમયંતી જેવી તે સતિ, અહોકાળ પતિના નામનીજ માળા જપતી, અને તેનીજ મૂર્તિ પુજતી હતી—પ્રભાતમાં સૂર્યોદય થયા પ્હેલાં તે સ્નાન ધ્યાન કરતી, ને સૂર્યને અર્ઘ્ય દેતી વેળા પતિનું સ્મરણુ કરીને, પોતાની સદ્દભક્તિની ભાવના પ્રભુ સમક્ષ પ્રકટ કરવા વિનતી કરતી—એટલું

જ નહિ પણ રાત્રીએ પુનઃ પતિ પુજા કરતી-પ્રભાતે સૂર્ય કને અને રાત્રીએ દિપક કને એકજ મનોભાવનાથી આરાધના કરતી હતી.

પુન્યનું ફળ તરત મળી જતું નથી. કસાઇઓ એક જન્મમાં મહા વૈભવ ભોગવે છે; તે જોઇને અજ્ઞાનીઓને ઇશ્વરની અકળ કળા માટે આશ્ચર્ય થાય છે; પણ તેજ કસાઇનું પુન્ય પરવાર્યા પછી તે અધોગતિ પામે છે. પુન્યનો થર ને પાપનો અધ ભોગવવોજ પડે છે. એપરથી એવું અનુમાન થતું નથી, કે પુન્યશાળી છતાં દુઃખ કેમ ભોગવે છે! નિર્દોષ છતાં માર્યો કેમ જાય છે! પુર્વની કરણી, પૃથ્વીની ધરીના પરિક્રમણ પેઠેમ મધ્યબિન્દુ પર આવે છે, ત્યારે પ્રકાશ ને તિમિર થાય છે; તેમાં કશું આશ્ચર્ય નથી!

કિશોરી શુદ્ધ મનથી પતિભક્તિ કરવા છતાં સ્વામીના સંતાપમાં નિમગ્ન કાં રહે છે? જ્યાં સુધી તેના સંસ્કાર આડો કર્મ-પર્વત છે, ત્યાં સુધી ભાગ્ય સુર્યનો પ્રકાશ પડે કેમ? સારાં કર્મનું ફળ કંઇ નાશ થતું નથી. માણુસ માત્રને ધિરજ રહેતી નથી. સદ્કર્મનાં ફળ વહેલાં નહિ તો મોડાં પણ મળવાનાં તો ખરાંજ!

સતીઓની ઉપર પ્રભુ પ્રસન્નતાનો એક અભ્યાસ કરવા યોગ્ય દાખલો ગુણજ્ઞ વાંચનારી બ્હેનો માટે અત્રે પ્રકટ કરવો વાસ્તવિક ગણાશે.

શ્રીકૃષ્ણ પ્રભુનાં માનવંતાં અષ્ટ પટરાણીઓને પોતાના પરમ પરમાત્મા પતિની પ્રેમભક્તિ માટે ગર્વ પેદા થયો. જગત જેને પુજે છે, એવા પ્રભુ પોતાના પતિ છે; પણ તે પ્રભુ ગોપિકા સ્ત્રીઓ પર જેટલી ભાવના રાખે છે, તેટલી રીતે સંપુર્ણ પ્રેમ ભાવના પોતાની પર દેખાડતા નથી, તેનું શું કારણ હશે? આ પ્રશ્ન એકવાર રાધાજીએ શ્રીકૃષ્ણ પ્રભુને કર્યો; ત્યારે તેના ઉત્તરમાં શ્રીકૃષ્ણે જવાબ આપ્યો કે "સતીઓ? તમે સારી રીતે જાણો છો, કે હું ભક્તાધીન છું. ભક્તજન જ્યાં, ને જે ઘડીએ, જે કામ કરવા બોલાવે. ત્યાં જવાને

બંધાયલો છું, તેમના પર સંપુર્ણ ભાવના રાખવી, એ મ્હારો ધર્મ છે." ત્યારે રાધાજી બોલ્યાં–"શું અમે તમારી પર પ્રેમ નથી રાખતાં ?" શ્રીકૃષ્ણે એટલો ઉત્તર દીધો કે, "પ્રસંગોપાત આપોઆપ તે તમને માલુમ પડશે."

કેટલાક દિવસો વીતિ ગયા. એક દહાડે સતી દ્રોપદીજી આ પટરાણીઓને મળવા આવ્યાં, તેઓને પોતાના પતિ–પ્રેમનો કોલ હતો. ગર્વ હતો. તેણીઓએ દ્રૌપદીજીને પુછ્યું કે, "સતી ? અમે તો એક પ્રભુ શ્રીકૃષ્ણ પરમાત્મા સમાન પતિને રિઝાવતાં–પ્રસન્ન કરતાં થાકી જઇએ છીએ, અને જીવ–પ્રાણ આપતાં પણ પ્રભુજી પુર્ણ પ્રસન્ન જણાતા નથી; તો તમે પાંચ પતિને અને પ્રભુજીને બન્નેને શી રીતે રીઝાવી શકો છો ?" ત્યારે દ્રૌપદી બોલ્યાં:—

"સતીઓ ? જે કાળે જે પતિ સાથે સમાગમ થાય, તે કાળે તે પતિને પ્રભુતુલ્ય પુજવા."

"તમારાં સતીત્વ માટે સ્ત્રીમંડળને બહુ સંશય છે !"

"મનમાં ચંગા તો કથરોટમાં ગંગા !"

"શું આપ પતિ તથા પ્રભુને એક ગણો છો ?"

"હા, પતિ એજ પ્રભુ ! પણ પ્રભુ તે તો પ્રભુજ ! પતિના પણ પતિ પ્રભુ, એટલે પ્રથમ પતિ ને પછી પ્રભુ !"

"ત્યારે પતિ ભક્તિ કરતાં નિવૃત થાઓ છો કે, પ્રભુને પણ પ્રસન્ન કરી શકો છો ?"

"હા, આપણે મનને સ્વાધીન રાખીએ તો સૌ થાય."

"અમને તેનો કંઇ પ્રતાપ દેખાડશો ?" રાધાજીએ શંકા કરી. સતી દ્રૌપદીએ આ મહાદેવીઓનો ગર્વ ગાળવા વિચાર કર્યો; એવામાં નારદજી આવ્યા. સતીઓને પરસ્પર પ્રણામ કરીને વિનોદ વાર્તા સાંભળી નારદજીએ દ્રૌપદીનું સતીત્વ પ્રકટ કરાવવા નવો મુદો ઉઠાવ્યો–

મહાદેવીઓનો ગર્વ ગાળવા નવી જુક્તિ કરી નારદ બોલ્યા–"સતીની પરિક્ષા કરવાનો એક ઉપાય એ છે કે, આપ અષ્ટ માતાઓ પ્રભુજીનાં પત્નિ છો, ને એક પતિનાં પુજનીય છો, માટે પ્રથમ તમે પ્રભુજીને પ્રેમથી બોલાવો–જો તમારી સાચી પ્રતિભક્તિ હશે, તો પોતે પધારશે-અગર પાંચ પતિ, તથા પ્રભુજી૰ પર સતી દ્રૌપદીજીની સાચી ભાવના હશે, તો તે પ્રભુનાં દર્શન કરાવશે." આ વાત સર્વને ગમી, અને તે આઠે સતીઓએ શ્રી કૃષ્ણ પ્રભુજીને સ્મર્યા; પણ પ્રભુજી પધાર્યા નહિ–ત્યારે દ્રૌપદીને વિનંતી કરી. સર્વે દેવીઓ હાસ્ય કરવા લાગી. પોતાનો પતિ છતાં ન પધાર્યા, તો સતીએ તેડયા શી રીતે આવશે? દ્રૌપદીએ પ્રભુજીને સ્મર્યા–ને ગુંઠણભર બેસી, બે હાથ જોડીને સ્તુતિ કરવા લાગ્યાં—

શામળીયો સંભાળે સંતને, પ્રેમ ભક્તિ ભાવેરે,
જ્ઞાન તણા ગિરિવરપર ચડીને, પ્રેમ લક્ષણા લાવે;—ટેક.
ચંદ્રહાસ પ્રલ્હાદ ધ્રુવને, પધરાવીયા પ્રભુ પ્રીતે;
અજામેળ ઉગાર્યો અદકો, ચતુર્ભૂજે ધરી ચિતે.–૨
નારદની મર્યાદ ન માની, કુબેર સુત બે કામી;
શ્રાપમિષે શ્રીહરી મેળવ્યા, હરખ્યા ભક્તિ પામીરે.–૩
નંદ દાસને વૃશ્ચિક ડસિયો, વારે વારે ફરીનેરે;
તેને જમના જળમાં ડૂબતો, રાખ્યો કરૂણા કરીને.–૪
અમ્બરિષ જે ભક્ત હરિનો, દુર્વાસાયે ઘણું દમીયો રે;
વર્ષ એક દુઃખ સુધાનું વેઠયું, મુનિ સુખી કરીને જમીઓ રે.–૫
જયદેવને લૂટી કર કાપ્યા, ઠગે કૂપમાં નાખ્યો;
તે ઠગને નૃપ પાસે પુજાવ્યા, મોટો સંશય ભાખ્યો.–૬
વ્યાઘ્ર ભીતિએ વાનરીયે, પારધી રાખ્યો દુઃખ સોષી;
અતી અપરાધ સહિત સુખ દીધું, સ્વર્ગે પમાડયો દોષી.–૭

હરિજન વનમાં દુષ્ટ લૂટયો, નાખ્યું અંગ કાપી;
તદપિ દોષ તેનો નહિ માન્યો, પ્રસન્ન કર્યો મણી આપી.-૮
ઠગ-વૈષ્ણવને વેશે નારાયણ, દાસ તણી સ્ત્રી મારી;
પ્રભુ સમજ્યા તદપિ ન નડયા, સ્ત્રી જીવાડી ગિરધારી.-૯
સાધુપણું તું શીખ વૃક્ષથી, પીડા સહી પર પોષેરે;
'દયા' પ્રાતમને તે જન વ્હાલો, રિપુ રંજે ચિત્ત રોષે.-૧૦
સાવિત્રી સીતા દમયંતી, પતી સેવાથી પંકાણીરે;
પ્રભુજીએ દર્શન દઇ જઇને, આશ પુરી સારંગપાણી.-૧૧
સાચાનો શામળીઓ તું છે, ભક્તાધીન ભગવાન રે;
સતી તણો સ્હાયક તું સારો, પતિત પાળજે માન રે.-૧૨

આ સ્તુતિ પુરી થતાંજ શ્રીકૃષ્ણ પ્રભુ ચતુર્ભુજ સ્વરૂપ ધરીને પધાર્યા. દ્રૌપદીજી પગે પડયાં, નારદજીએ દંડવત્ કીધા, અને અષ્ટ પટરાણીઓ લજ્જાયમાન થઇ.

"પ્રભુજી? આપે પધારીને મ્હારી લજ્જા રાખી!" દ્રૌપદી બોલ્યાં.

"સતી? તમારા જેવાં મહાદેવીને દર્શન કરાવવાં દુર્લભ નથી, તમારા જેવાં સતીનાં દર્શન દુર્લભ છે. હું તો તમારી ભક્તિ કને કાચા સુતરને તાંતણે બંધાયલો છું. પાંચ પતિ છતાં એકજ સન્નિષ્ટાથી તમે પત્નિવ્રત-પતિવ્રત સાચવ્યું છે, ને તે ઉપરાંત તમે પ્રેમ-લક્ષણા ભક્તિ વડે મને પણ વશ કર્યો છે, કે જે શુદ્ધ, અવિચળ, સદૃઢ ને માનસિક ભક્તિભાવના આ મ્હારી અષ્ટ પટરાણીઓમાં પણ નથી; તેવો વિ-શ્વાસ તમે મ્હારા પર રાખ્યો છે, તો હું તમારી વ્હારે કેમ ન આવું?"

શ્રીકૃષ્ણનાં આ વચનો સાંભળીને અષ્ટ પટરાણીઓ આશ્ચર્ય પામી, ને સતી દ્રૌપદીને પાયે પડીને, શ્રીકૃષ્ણ પ્રભુની નિર્મળ ભક્તિ કરવાની પ્રતિજ્ઞા કરી.—

આ રીતે સતીઓને આધીન પ્રભુ છે, ને તે રીતે કિશોરી પણ પતિભક્તિમાં તલ્લીન છે.—

# પ્રકરણ ૨૦ મું.

---

## કિશોરી ને કુમારનો એકાન્ત સમાગમ.

"મ્હારે મન આપજ પ્રભુ છો, કુમાર?"

સંસારમાં શુદ્ધ મનના સંતનો સમાગમ દુર્લભ છે, અને સદ્‌ભાગ્યે જો તે પ્રાપ્ત થાય છે, તો અધમ હિંસારીની મનોભાવના પણ બદલાઇને શુદ્ધ થઇ જાય છે. નારદ મુનીનો સંત સમાગમ, વાલ્મિક ઋષિ, જે પૂર્વાશ્રમ–પૂર્વાવસ્થાના વાલકા ભીલ હતા–તેમને નારદનું દર્શન થયું, અને હિંસા પરથી વૃત્તિ ઉઠી–નારદનો ઉપદેશ થયો, ને હિંસા તથા સંસાર છોડીને તપ માંડયું; સંતનાં દર્શનથી શું થઇ શકતું નથી? પાપ ટળી જાય છે, કુકર્મ બળી જાય છે, ને સદ્‌બુદ્ધિ પ્રાપ્ત થાય છે."

ઇન્દ્રકુમાર પોતાની પ્રિયાના મહેલ કને આવ્યો. માતાજીએ કિશોરીને જે સંદેશો મોકલ્યો હતો, તે તેણીને કાને પ્હોંચ્યો ન હતો, કેમકે કિશોરી પુજામાં હતી–દાસીથી એ ખબર આપવા જઇ શકાયું ન હતું. કિશોરીની સાફ મને હતી, કે પુજા વેળા કોઇએ પાસે ન જવું!

કુમાર મહેલમાં પધાર્યા–કિશોરી પુજામાં હતી–દાસીએ દર્શન કીધું, ને એ હાથ જોડી નમ્ર પણે બોલી– "ગરીબ પરવર? આપ અંદર પધારો–મ્હારાં બા સાહેબ પુજામાં છે–હમણાં પરવારશે! તેમને આપના પધારવાની કશી ખબર નથી, તેથી હાજર રહી શકયાં નથી, માટે ક્ષમા કરશો—"

"ચિન્તા નહિ–પણ મ્હારે તેમની પુજા જોવી છે."

"દરવાજો બંધ કરેલો છે. બારીની જાળી વાટે દર્શન થશે."

(૪)

કિશોર-નન્દિની.



જો મ્હારી સાચી પતિ ભકિત હોય, તો મને સાક્ષાત્કાર
દર્શન દેજો. ભા-૭-પૃ-૨૩૬

“ તેમ જોવાય, તોયે ભલે.” કુમાર, દાસી સાથે ચાલ્યો, ને તેણે કટેરાપર ચડીને અંદર ઓરડામાં નજર કરી—

આહા ! પોતાનીજ છબીને ફુલના હાર પહેરાવેલા છે, બન્ને બાજુ ઘીના ઝળહળતા દીવા બળે છે—કસ્તુરીની બનાવેલી ખાસ અગરબતી બળે છે—સુવાસિત પદાર્થોથી લેપન કરેલી સતી, રેશમી પિતામ્બરી પહેરીને છુટા વાળ મુકી આરતી કરતી દેખાય છે—કુમારની મનોવૃત્તિ કેવળ શુદ્ધ ભાવે કીશોરી તરફ આકર્ષણ કરવા લાગી– પોતાની ધર્મપત્નિ આ રીતે સતી ધર્મ પાળતી હશે, તે કુમારના લક્ષમાં કયાંથી હોય ! સતનો બેલી શામળો છે-- કીશોરીનું તપ પ્રકટયું, ને કુમારને પ્રેરણા કરીને અન્તર્યામી પ્રભુએ તેણીનું કષ્ટ કાપ્યું—

કિશોરી પોતાના સ્વામીની પ્રતિમાને આરતી કરીને બે હાથ જોડી ધુંટણભર બેસીને વિનતી કરવા લાગી.

“ મ્હારા દેવના દેવ ઇન્દ્ર ! મ્હારા તારણ તરણ સ્વામીનાથ ! જો મ્હારી સાચી ભક્તિ હોય, તો તમે મને સાક્ષાત્કાર દર્શન દેજો. ” આ સત્ય વચનો શ્રવણ થતાંજ કુમારે હર્ષથી ઉછળતા વચને પ્રત્યુત્તર આપ્યો. “ સાધવી ! ત્હારો સ્વામી ત્હારી સામેજ ઉભો છે. ”

કિશોરીએ વિસ્મયતાથી પીઠ ફેરવીને દરવાજા તરફ જોયું, તો પોતાનો વ્હાલો પતિ દૃષ્ટે પડયો. એકદમ દોડીને દ્વાર ઉઘાડયું, ને બહાર જઇને પતિને ભેટી પડી. “ મ્હારા સુંદર વર શામળીયા ? ખરેખર તમે પોતેજ મ્હારા સ્વામી, જાતેજ, વગર આમંત્રણે, ખબર કર્યા વગર પધાર્યા ! શું દ્રૌપદીની દાદ સાંભળીને શ્રીકૃષ્ણ પ્રભુ અદૃષ્ય પધાર્યા હતા, તેમ તમે પધાર્યા ! ભલે પધાર્યા, મ્હારા કરૂણાનિધાન વિભુ, આજ મ્હારાં અહોભાગ્ય ! પધારો, મ્હારા દીલદાતા, પધારો.”

કિશોરી ઘણા હર્ષથી કુમારનો હાથ પકડીને શયનગૃહ પ્રતિ

લઈ ગઇ–કુમારના હર્ષનો પાર રહ્યો નહિ–અંતરાત્મામાં પ્રભુ સાક્ષાત્કાર થયા–કિશોરીએ પુન્ય ફળ મેળવ્યું–તેનું સત્વ પ્રકટ થયું. કુમાર પર તેણીના તપના તેજનો પ્રકાશ પડયો—

" સુંદરી ? હું ત્હારો અપરાધી છું, તું મને ક્ષમા કરીશ ? "

" દયાનિધાન ? આમ બોલીને મને પાપમાં નાખો છો !–શું તમે મ્હારા અપરાધી હોય ! ના-ના; કૃપાળુ સ્વામી ? હું તમારી ચરણરજ કિંકરી અપરાધી છું. કોઇ મહાપાપે કરીને આપનાં પ્રત્યક્ષ દેવ દર્શન પામી શક્તી નથી–પુજા કરી શકતી નથી."

" મને લાગે છે, કે ત્હારા શુદ્ધ ભક્તિ ભાવે મને આજે પ્રેર્યો છે. ભલું થાય માતાજીનું, કે તેણે મને ત્હારી મનવૃત્તિ શાન્ત કરવા પ્રેરણા કરી; નહિ તો હું અંધારામાં ગોથાં ખાયા કરત; ત્હારી આ સાચી ભક્તિનો સ્વાદ ચાખવાને અભાગી રહેત ! " કુમારે ગદગદતા કંઠે ને શુદ્ધ ભાવે કહ્યું.–

વાંચનાર બ્હેનો ? સાચા દીલમાં રહેલી પતિની પ્રેમ ભક્તિ કેવી અસર કરી શકે છે, તેનો આ જીવતો પુરાવો જોવા જેવો છે !

" મ્હારા મુકુટમણી ? મ્હારે મન તમે જુદા નથી. અળગ છો, પણ અંતરમાંજ છો. પ્રભુ વળી કયાં સદા પ્રત્યક્ષ રહે છે ? તોપણ તે અંતર્યામી છે ! "

" પ્રિયા ? હું આજ બહુજ પ્રસન્ન થયો છું, તું કંઇક માગ્ય."

" માત્ર આપનાં દર્શન ને અવીચળ કૃપા જોઇએ છે. મને મહેલ કે વૈભવ કશો નથી જોઇતો. મને સંસારની માયાની કશી વાન્છના નથી, હું જો કુળવાન હોઉં, હું જો આપની સારી પ્રેમાળ પત્નિ હોઉં, ને જો મારાથી આપનાં કુળને સહાયતા મળતી હોય તો, તથા પ્રભુની કૃપા ને આપની ઇચ્છા હોય, તો એક પુત્રફળ આપવા–પ્રેમ–દાન આપવા કૃપા કરજો. " કિશોરી શરમાળ મુખડે બોલી.—

"આ સમય કરતાં બીજો સમય કયો અનુકુળ છે? હારી વાન્છના સફળ થઇ ગઈ!" કુમારે પ્રેમથી કોલ દીધો, ને એકાન્ત સમાગમમાં આનંદ પામ્યાં.

પ્રભુની કેવી ગતિ છે? તે પળમાં ચાહે તે કરે છે! અભાવના પ્હાડને પાણી જેવો પદાર્થ તોડી-નાખીને પ્રેમની રેલ-છેલ ચલાવે છે. આજનો પ્રસંગ વીરપુરના ગાદીવારસનાં પુન્યનો પ્રકાશ પાડનારો છે. કિશોરી આનંદ પામી, ને મોડી રાતે કુંવર નવા મહેલમાં ગયો.

---

## પ્રકરણ ૧૨ મું.

---

### મધ્ય રાતે માણેકની મુલાકાતે.

સાવિત્રી સમાન સ્વામિની અખંડ સેવા કરનારી, સાધ્વી સમાન શિયળવંતી સુંદરીનો સ્નેહ સંપાદન કરીને કુમાર મહેલ તરફ ચાલ્યો. પચાસેક કદમ આગળ વધ્યો, એવામાં કુન્દનલાલનો બંગલો આવ્યો. રાત્રી બહુ ગઇ હતી. જગત શુન્ય લાગતું હતું. કુમાર સાદા કાળા પોશાકમાં જમ્ભો ને માથે તુરકી ટોપી પહેરીને જતો હતો. કુન્દનનો બંગલો જોઇને કુમારને અંદર જવાની ઇચ્છા થઇ; હમેશની ટેવ પ્રમાણે તેને સ્મરણ થયું. નવા સંસારના નિર્મળ સુખમાં માણેકની મુલાકાત વિસરી જવાતી હતી, તે તાજી થઇ. ઉંચી નજર કરી, તો માણેકનો દીદાર દેખાયો. મધ્ય રાત્રે માણેક બારીમાં મહારાજાની રાહ જોઇને ઉભી હશે? ના; કુદરતેજ સંજોગ મેળવી આપ્યો; કોણ જાણે શા કારણે પણ તેને નિદ્રા નહિ આવી! કુન્દલાલની સેવા-ચાકરી કરીને પોતે પોતાના પલંગ પર જઇને

સુતી. પણ નિદ્રા દેવી એવી હઠીલી થઇને પૂઠે પડી, કે ઝંપવાજ ન દીધી. આખરે બિચારી ઉકળાટથી થાકીને બારી કને આવીને ઉભી. પવનની મીઠી લ્હેકીથી ઘડીભર ત્યાં ઉભી રહી.

એવામાં મહારાજા ત્યાંથી પસાર થયા. માણેક અને કુમારની એક દૃષ્ટિ થઇ. માણેક આશ્ચર્ય પામી. મધ્યરાત્રે એકલા કુમાર નવલ પ્રિયાને છોડી કયાં જાય છે? માણેકને બોલાવવા વિચાર થયો; પણ શરમે તેને દાબી દીધી, કુમારે કહ્યું.

"માણેક બ્હેન? આ વેળા સુધી સુતાં નથી?"

"આપ જેવા અમારા અન્નદાતા જો જાગૃત છો, તો અમ સરખા નોકરથી કેમ નિરાંતે સુવાય? પણ આ વેળા નવાં સુખ તજીને કયાં પધારો છો, ભાઈ?"

"જુનાં સુખ જોવા ગયો હતો. મને લાગ્યું કે માણેક બ્હેનને ઘણા દિવસથી મળ્યો નથી, તે આ માર્ગેથી પસાર થાઉં." કુમાર હસીને બોલ્યા.

"અન્તરાત્મા કેવો સાક્ષીભૂત છે? આપની પ્રેરણા મને સહજ થઈ ગઈ; જ્યારે આપની ઇચ્છા મળવાની છે, તો ઉભા રહો, હું નીચે આવું છું." માણેક માળપરથી નીચે ઉતરી. કુમારની ઇચ્છા ઉલટી ઉતરી. આખરે થોડીવાર થોભીને જવાનો ઠરાવ કર્યો. માણેકે નીચે આવીને દરવાજો ઉઘાડયો, ને મહારાજ અંદર ગયા. બતી જાગૃત કરી, બન્ને જણ દિવાનખાનામાં બેઠાં.

"કુન્દલાલ કયાં છે?"

"તે તો નિરાંતે સુઇ ગયા છે. મનેજ નિદ્રા ન આવી."

"મ્હારી તરફ સાચી બન્ધુ તરીકેની ભાવનાનો એ પ્રતાપ!"

"હા–પણ આ વેળા કયાં પધારો છો?"

"હું કિશોરીને મહેલે ગયો હતો!"

" ઓહો ! પૂર્વનો સૂર્ય પશ્ચિમે ઉગ્યો ? "

" બ્હેન ? મેં તમને ન્હોતું કહ્યું, કે રનાદે મળ્યા પછી તેમનું મન સાચવીશ "

" વારૂ, છેવટે મન સંભાળ્યું, એ પણ ઠીક થયું. "

" હા–તેમની ઇચ્છા તૃપ્ત કરી–આજે મને બહુ થાક લાગ્યો. "

" સ્નેહની પરોણાગત થકિત તો ન કરે ! "

" પણ તેમનો ઘણા સમયનો ઉછળેલો આનંદ આજે બહાર પડયો–એટલે—"

" સમજી ! પ્રભુ બન્નેની આશા પુરી કરો, કે કુળનો ઉદ્ધાર થાય. "

" તમે ખુબ સમજી ગયાં, બ્હેન ! અરે કિશોરી એક સતી સુંદરી છે. મને આજેજ ખાત્રી થઈ–માતાએ તેમની મુલાકાત કરવા આગ્રહ કર્યો–મને પણ ઇચ્છા થઈ, ને રનાદેને ઉંઘતી કરીને હું ચાલ્યો આવ્યો–ત્યાં મેં જે જોયું, તે પરથી મ્હારી ખાત્રી થઈ, કે જગતમાં જો ખરી પતિવ્રતા, સાચી સાધ્વી ને શુદ્ધ સ્નેહી શ્યામા હોય, તો તે કિશોરી છે. "

" મ્હારો સદાનો એ માટેજ આગ્રહ હતો–કુન્દનની કસોટી થયા વિના સત્વ ગુણની પરિક્ષા થતી નથી. "

" આજે બહુ ગરમી થાય છે. "

" ઉભા રહો, પંખો લાવું. " માણેક પંખો લેવા ગઈ.

" ના, ના, હવે હું જઇશ, રનાદેવડી રાહ જોતી હશે. "

" હા, હવે તો નિવૃત્તિ કયાંથી મળે ? " કુમારે હસીને કહ્યું.

" નવાં સુખનો અનુભવ ન હોય, તે ન જાણે ! "—

" રનાદેવડીનો અભ્યાસ વધારવો છે, માટે—"

" આપ આજ્ઞા કરો, તો હું હાજર છું, અથવા તો પીરોજા બ્હેન—"

" પીરોજા વધારે અનુકૂળ આવશે, પારકી જાતનાં છે, એટલે તેમનો રૂવાબ વધારે હોવાથી રનાદે ખંતથી અભ્યાસ કરશે. માટે સવારે તેમને કહી દેજો."

" હા, કહી દઇશ. રનાદે બ્હેનનાં ભાગ્ય ખુલ્યાં ! તેમને જાહેરમાં ફેરવશો કે નહિ ?"

" તમારો શું વિચાર છે ?"

" હમે તો સુધરેલાં છીયે, વળી હમારી જ્ઞાતિમાં કંઇ ઘુમટો તાણવાનો રિવાજ નથી ! તમારે ત્યાં તો જનાના—"

" મને જનાનાનો રિવાજ પસંદ નથી !"

" એ પસંદગી કયારથી શરૂ થઈ !" માણેક હસી, કુમાર પણ હસ્યો.—

" રનાદેવડીને સુધરેલી ઢપે રાખવા વિચાર છે. કિશોરીને તે પસંદ નથી. મુંબઈ જવાનો તેમને બહુ આગ્રહ છે."

" તો તે કામ પહેલું કરવું. તેમને જરૂર રાજી રાખવાં—મારી તો સુચના એટલીજ છે, કે સઘળું કરવું, પણ ઉચ્છૃંખળતા ન દેખાય, તે પહેલું લક્ષમાં રાખવું. કેળવણી છકી જવા માટે નથી—રાજા કે રંક સઘળાંને કેળવવાનો હેતુ નમ્ર બનાવવાનો છે," માણેકે ભાષણ શરૂ કર્યું, કુમારને નિદ્રાએ ઘેરવા માંડયો—

" રનાદેવડી ડાહ્યાં ને ચતુર છે. તેની સ્મરણશક્તિ તીવ્ર હશે, તો તે જલદી શીખી શકશે; પણ તે ઉંચા સ્વભાવનાં માણસોમાં વસ્યાં નથી—ને એકદમ અંગ્રેજી શિક્ષણ પામીને સ્વતંત્રતા મેળવશે, તો કદાચ કુટમ્બને સંતોષ નહિ આપી શકે."

આટલું કહેવું પુરૂં થતાં કુમાર નિદ્રાધીન થઇ ગયા, માણેકને

સંકોચ થયો-પણ રાજાને શું કહેવાય? તે પવન નાખવા લાગી—

ભાઈ-બ્હેનનો સ્નેહ છતાં પરાયા પુરૂષ કને, મધ્ય રાત્રે સ્ત્રીનો સમાગમ સ્વાભાવિક દોષ રૂપ છે!

કુન્દન એકાએક જાગી ઉઠયો. જાણે તેને મહારાજા તરફથી બોલાવવા સિપાઇ આવ્યા હોય, તેવો ભણકારો થયો. માણેકના પલંગ પર નજર કરી, તો તેને ન દીઠી. નીચેના હોલમાં બતી સળગતી જોઇ. પલંગ પરથી ઉઠીને નીચે નજર કરી, તો માણેક પંખો લઇને કુમારને વાયુ ઢોળતી હતી! માણેકની આંખમાં ઉંઘ ભરાતી હતી. પંખો ધીમો ચાલતો હતો.

" અફસોસ! મધ્ય રાત્રે મહારાજા માણેકની મુલાકાતે! ખચીત કંઈક ગડબડ છે! નવી રાણીને મુકીને પળભર અળગા ન થાય, તે આ વેળા માણેક કને કેમ આવ્યા? મને પણ ન જગાડયો? દીલ? હાલ તો વખત વરતીને વાણીયાગત કરી લ્હેવી. કદાચ બન્ને નિર્દોષ હોય! પણ ગમે તેવી નિર્દોષ છતાં કવેળાએ આ પ્રકારનો એકાન્ત સમાગમ સારો વિચાર બેસાડતો નથી. માણેક જો કે નિર્દોષ પુતળી છે, અને કુમાર કદી પણ ડગે તેમ નથી, તોપણ એકાન્ત બુરી છે. દ્રવ્યની ને સાહ્યતાની લાલચે, મન મળી જવાથી, રાજતેજથી અંજાઇને માણેકનું મન ફરી જાય, ને કુમાર પિગલી જાય. નવાં સુખથી તૃપ્ત થયા પછી પરસ્ત્રીની ભાવનાનો ભૂખ્યો પુરૂષ કદાચ ભૂલ કરે! ખરેખર જો તેમ હશે, તો? મન? તું નાહક જખ મારે છે! ના, ના, તેમ ન હોય!"

કુન્દનની ભાગ્યદેવી ફરી. શંકાના સાગરમાં હવે ગોથાં ખાવા લાગ્યો! કુદરતી પ્રસંગ, ને સંજોગ વચ્ચે નિર્દોષ પદાર્થ કલંકરૂપ થઇ પડયો. કુન્દન પલંગપર જઇને સુતો. મગજપર એકદમ ગરમી ચડવા લાગી.—

માણેકને કશું ભાન ન રહ્યું. થાકેલો કુમાર એકદમ નિદ્રાધીન થઈ ગયો. કુન્દનને શકતો ન આવત, પરંતુ કુમારનું બન્ધન હાલ એટલું સંકડાયલું છે, કે નવી રાણી ઘડી પણ વિલો કરે નહિ, ને મધ્યરાતે માણેકની મુલાકાત કરવા આવે, ને પોતાને ખબર પણ ન કરે, એ નવાઈ જેવી વાત છે. કુન્દને શંકાને વલોવીને ઢોળી નાખી; ને પ્રસંગોપાત તેનો ખુલાસો કરવાનો મનસ્વી પાકો ઠરાવ કર્યો. ભાગ્યયોગ ફરી ગયો. અગ્નિમાં વરાળ ઉઠી!

કુમાર અહીં ત્રીજે ઘેર પડયો છે, ત્યારે તેના મહેલમાં કેવી જ્વાળા પ્રકટી છે, તે તરફ નજર કરીએ.

---

## પ્રકરણ ૨૨ મું.

### સ્વકીયા નાયિકાની વિજોગી રાત.

" એકલડી તરસેરે વ્હાલાના વિના,
રાતલડી થઇ વેરણ મારે મન જો,
વાટલડી જોઇને થાકી વ્હાલુડી,
તોય ન આવ્યા નણદલ વીરા તન જો. "

વિરહણી વલ્લભા વ્હાલાની વાટ જોતી હતી. નિદ્રાએ તેને પરહરી લીધી. સુના મહેલ ને સુના હૃદયમાં વસતી સારિકા આમ તેમ ફરવા લાગી. પિંજરામાં પુરાયલી મેના ઉપર નીચે દોડવા લાગી. જાળીમાંથી જોવા લાગી. માનસિક વિલાપ કરવા લાગી.

પરઘરનો પરોણો થઇ પ્રીતમ જઈ વસ્યો,
કાળજડું કોરાયે વ્હાલા વિયોગથી;
આમ નમેરા કેમ થયા રસીયા તમે,
રાત નથી જાતી રસિયાના રોષથી.

કામાગ્નિથી દઝાતી રસીયણુ રનાદે તરફડતી હતી-
શિતળ જળની પ્યાસથી પ્રાણુ મુંઝાતો હતો.
ઘડીભરનો કરી વાયદો, પેઠા પરઘર માંય;
પ્રીત તણી શી રીત એ, કહે મુકુટમણી રાય!
નિરજન વન માંહે હતી, મળતો નહિ પ્રતિસાદ;
આવી મહેલ મહિં તદપિ, નથી સંભળાતો નાદ!
વિધી દોષ કે માહરો, કે પિયુનો કહેવાય?
પાસે પણુ છેટે પડયા, કહીયે જઇને કયાંય!
વચન નીભાવણુહાર, વીરલા નર કેડે પડયા!
મોહનના દીલદાર, કર્મ-પંથમાંહે નડયા.

એકલડી શૈય્યામાં મનના તરંગો તરેહવાર જુસ્સામાં ઉડવા લાગ્યા, પ્રિયતમના પડખામાં પેસીને પલંગને ધ્રુજાવનારી નવયૌવના નવોઢા જ્યારે એકલીજ પડી ગઈ, ઘડીભરનો વાયદો પુરો થયો, ત્યારે તે અકળાણી; રાજાનો વિશ્વાસ શો? કદાચ બીજી રાણી લોભાવે, મોહાવે તો લપટાઇ જાય! વળી શોક્યનું સાલ માથે, એટલે સુખની સંપુર્ણ આશા એકદમ કેમ બંધાય! રાત્રીના બાર વાગ્યા, એક વાગ્યો-બે વાગ્યા! ઘડિયાળની ઘંટડીનો અવાજ એકત્ર કાને શ્રવણ કરવા લાગી-પલંગ પર એકલી આળોટવા લાગી. જ્યારે બહુજ ગભરાણી ત્યારે મહેલના બગીચાની બારી કને આવીને ઉભી!

મહેલ રૂપી પિંજરા, માંહે પુરાણી સારિકા;
તે થકી સુખી વધારે, વન તણી પ્રિય નાયિકા!
જ્યાં સુધી નજરે હતા, નહિ નાથ બાથે બાથમાં;
ત્યાં સુધી દિલગીરી ન્હોતી, મન રહેલું હાથમાં.
આ તો બની કેદી બેવડી, બેડી પુરાણી પાયમાં;
ન જવાય કે ન ભગાય, નહિ દોડાય કિન્ચિત કાયમાં.

દૃષ્ટિએ તો હાટ વાળ્યો, મન બન્યું હતું માંકડું;
ભાન ના રહ્યું મોહમાં, કેવું બન્યું હવે રાંકડું!
વન વિષે હું તો હતી, મનથી સ્વતંત્ર સુખી સદા;
દોડીને વેગે આવતા, ટળતી અકારી આપદા.
પરતંત્રતામાં જઇ પડી; લોકો કહે મહેલાતમાં;
મનમાનતી મોજો ઉડાવે, ખાય-પી દીન રાતમાં.
દેખતાં દુરથી ડુંગર, રળિયામણા બહુ લાગતા;
પાસે જતાં પથ્થર પ્રમાણે, પાયમાં બહુ વાગતા.
લક્કડતણા લાડુ ખરેખર, ખાય તો પસ્તાય તે;
સાપે ગળી જ છછુંદરી, મૂકે તો અંધો થાય તે!
રાજા તણી રાણી બની! આહા! સ્વર્ગસુખ પામીયાં;
આનંદ વૈભવમાં વિકારી, કષ્ટ સર્વે વામીયાં.
હા, જ્યાં સુધી રાજા રસીલો, છે હૃદયમાં હરપળે;
પણ જો છુટયો તે તંત્ર તો, પછી રાતદીન ઝુરી મરે.
સ્નેહી અને સરદાર બન્ને, રાજ મોહ રૂપે જડયો;
છે કાચનો પ્યાલો-રૂપાળો, જો જરા રણુકે ચડયો.
ફુટયો નકી મન જાણજે, સંભાળવાને ભય ઘણો;
રાજાતણાં ખાજાં રૂડાં, પણ આકરો એ ધાણવો.

* * * *

રત્નાદેવડી નાસીપાસ થઇને આમ નિરાશાના નિસાસા નાખતી હતી-પેલી ઉમાદેવડી પેઠેમ બકતી હતી-

"અરે કોઈ હાય મીલાવોની, સલુણા શામળાને મને;
દુઃખીની કોઈ દયા તો ખાઓ, રઝળતી રાખશો ના રણે-ટેક.
રસિકના જાપથી થાકી, સુતી તો સ્વપ્નમાં ભેટયા;
ઉઠી તો નાથ ના દેખું, હવે મળશે કયે દીન એ-"

* * * *

"અરે ઓ કાળી કોયલડી ? જરા જાગૃત થા–
સંદેશો જઈને કહેને પીયુને,
ટળવળે રાધા રસીલી–
પરકીયાના પ્રેમમાં પેઠા,
ઉઠો જાઓ–છબીલી—'

અરે ઓ પવન ? તું તો સર્વ વ્યાપક છે ! જો સ્વામીનાથ ખુણામાં છુપાયા હોય, જો તે ચોમેરના દરવાજા બંધ કરીને કોઇ ન દેખે, તે રીતે સંતાયા હોય, તો તું ત્યાં જઇ શકીશ, મ્હારી વીતક કહી શકીશ ! જો તે પરકીયાના પ્રેમમાં લુબ્ધાઇને ગરમીથી વ્યાકુળ થયા હોય, તો તું લ્હેરથી શિતળ કરજે, ને તે પ્રસન્ન થાય, ત્યારે કાનમાં કહી દે જે કે–

ધૂતારા કેમ થયા અળગા,
ઠગારા કેમ થયા અળગા;
વિરહી વલ્લભા વાટ જુએ છે, કેમ થયા નગુણા ?–
રાતલડી વીતિ નથી ઝાઝી,
પ્રાતલડી તો છે હજી તાજી;
ત્યાં મનથી વિખરાણા–શું લોભાણા ?
જાઓ જાઓ મનડાના મેલા,
આમ થયા ઘડીભરમાં ઘેલા ?
ટળવળતી છબીલી ઓ છેલા–
જાઓ જાઓ વ્હેલા–વ્હેલા—

આહા ! પ્રીયતમના પ્રેમ–ગૃહમાં, રાજગૃહમાં હજી પ્રવેશ કીધો, ત્યાં તો રનાદેવડીને આ સંતાપ થયો, પણ મોહ ઉતરી જશે, મદ છટકી જશે ત્યારે શું થશે ?

જોબનનો છે રંગ, અંગમાં લોહી ઝળકતું;
મુખપર લાલી સંગ, નેત્ર પણ પુર ફરકતું.
પ્રેમ-પાત્ર છે નવીન, મોહ-જળ પણ છે તાજું;
વિરહ ઉછળતો દીન, કામનું વાગે વાજું.
આ સઘળું મન અંજાવતું, જ્યારે તે ઝરતું જશે;
આહા ! પ્રીતિનું પાંદડું, ખરેખરૂં ખરતું થશે !

* * * *

મનના ઉદ્‌ગારો તેની સખી રાધા જે ખવાસણ તરીકે નીચેના ખંડમાં નિદ્રા લ્હેતી હતી, તેના કાનમાં પડયા. દ્વાર ઉઘાડીને ઉંચે નજર કરી, તો રનાદે એકલી ઉભી ઉભી બકે છે. રાધાએ ફરીને ઉંચું મુખ કર્યું, કે ગાલ પર અશ્રુ જળનું ટીપું પડયું. રનાદેથી રડી જવાયું, આમ બોલી જવાયું.

પાત્ર જોઇને પ્રીત કરી છે પ્રમદા તેંતો !
ભૂલી નથી તું ભાન, અચળ વર મ્હારો એતો.

રાધાએ પુરવણી કરી—

સરવર ભૂલ્યો હંસ, અગર ભૂલ્યો વનવાડી;
અગર મળી સારિકા, ફર્યો મધુકર ચિત્ત હારી.

રનાદે બોલી—

રાધા ? નથી રીસામણું, નાથ ગયા નજરે ચડી;
રાધા—કમળા વરને રાણી ઘણી, રાસલીલા અવળી પડી !

રનાદેવડીએ ધીમે સાદે કહ્યું, " અલી રાધા ! જા, જા વ્હાલા વરને શોધી લાવ ! "

વ્હાલા વિણુ મનને કેમ ગમે ?
" ગોળ ખાય તે ચોસલાં ખમે ! "

રાધાએ હસતાં હસતાં પુરવણી કરી—

" આ ? આ ? વધામણી ! કૃપાળુ કુમાર પધાર્યા. પગનો અવાજ થયો. દાદર ચડયા ! " રાધા એટલું કહીને અંદર ચાલી ગઇ, રનાદે પલંગ પર ચડી ગઈ!

શું આ ખરૂં હતું ? ના, ના ! એતો રાધાનો વિનોદ ! જો કે વનવાડીમાં રનાદે જોડે રાધા જે છુટ લ્હેતી હતી, તે સમય વિતી ગયો હતો. રનાદેવડી આજે તો રાજરાણી હતી; તોપણ સખીભાવ વિસરાયો ન્હતો. ખવાસણોમાં માનીતી, વિશ્વાસુ, ને હજુરી સેવકી, રાધા હતી. રાધા ધીમે પગલે દાદર પર ચડી, અને શયનગૃહના અડકાવેલાં કમાડની ફાડમાંથી નજર કરી, તો રનાદે પલંગ પર ઉંધું માથું નાખીને પડી હતી. રાધાને આ દાવ ઠીક હાથ ચડયો, તેણી ધીમે ધીમે પલંગ પાસે ગઇ, ને ઓશીકા તરફ આવીને રનાદેની પીઠ પાછળ ઉભી રહી. જરાવાર આમ તેમ નિહાળ્યું. બારી વાટે જોતાં કોઇ પણ નજરે ન ચડયું. પોતે કુમાર છે, એવો ઢોંગ કરીને કૃત્રિમ અવાજે બોલી.

ઠકરાણાં, નહિ ઠાઠ કરો ઠણુકો ઠમઠમતો ઠામ હરે;
રંગ રસિલી રીસામણું હરો, તો તે પિંડનાં પાપ હરે.

રનાદેયે પીઠ ફેરવી જોયું, તો રાધાને નિહાળી; રાધા હસી પડી !

" કોણ રાધા ? રનાદે બેઠી થઇ.

" ના, ના–કુમાર ! હા, હા, હા. " રાધા ખુબ હસી—

" પ્રેમ–લગનીનો પડછંદો હવે તો બરાબર પડયો. રના બ્હેન ? પેલી હરણીનો ત્રાસ યાદ છે ? કુમાર જ્યારે શિકારી વેશે હરણી માટે પધાર્યા હતા, તે વેળાની મુલાકાતનો પ્રસંગ, અને તે વેળાની સ્થિતી તમને સાંભરે છે ? બાપા વાડીમાં ન હતા. કુમારનું મન તમને મળવા તલ્પતું હતું, અને તમે શરમાઇને ઉભાં થઇ રહ્યાં હતાં. કુમારે

જળ માગ્યું હતું. તમે દુધ આપવા યાચના કરી હતી, આ સર્વે યાદ છે ?"

" હા, તેનોજ આ પ્રતાપ છે. આહાઃ એ સમય પણ ગયો!"

" ખરેખર ગયો ! તમે એક વનવાસિની બાળા હતાં. આજે તમે રાજકુળદીપક સૌભાગ્ય-સુંદરી છો. "

" હા—પ્રેમામૃતકો સ્વાદ રસ, કો કછુ કહ્યો ન જાઇ;
અનુભવીકોં હિય જાનહીં, મુક મીસરીકી નાંઈ."

" હા—જાહિ જાહિપેં પ્યાર, તાકો સબ પ્યારો લગે;
સમુઝ ન સબ સંસાર, બીતી સોહી જાનહી."

" હા—દેખી જીએં પરસિ ન છુટે, માશુક આશક ધન્ય;
જૈસે લોહ ચમક લગી, ટરે ન લખી ચૈતન્ય.—"

" હા—જિંહીં કન્યા પ્રિય બસતવહિં, ધસત ખિસત નાંહી નેન;
પ્રાચી ઓર ચકોર જિમી, તકિય તુ હેં દિન રેન—"

" એ વેળા હું આંધળી બની ગઈ હતી, પણ જ્યારે હું વૃન્દ વિખૂટી પડી, ત્યારે મને એમ થયું કે,

દ્રગન લગન મન મગ ન પરિ, અગન ગગન લોં જાનિ;
ભગન ભગન ફલ જગન સહિ, હરિસોં સો બડભાગિ !"

" બ્હેન ? જેની સાથે સ્નેહ બાંધવો, તેની જોડે ત્રણ વાતનો ત્યાગ કરવો.

બિબાદ અર્થ સમંધતા, તિય રહ જલ્પ પરોક્ષ;
બઢિઓં ઔર સ્નેહ કિંત, પ્રથમ હોઇ સહુ મોક્ષ—"

" પરંતુ—

પ્રીતિ વ્હાં નીતિ નહિ, નીતિ વ્હાં નહિ પ્રીત;
શ્યાનપ અરૂ મદછાક જિમિ, નહિ ઇકિમકહુ રીત—

" પણ પ્રેમ અંધ છે. (Love is blind).

અનલ ભખે શશિ રતિ હિતું, ચકોર ગિનત ન તાપ;
ભસ્મ હોઇ ભવબાલ લગુ, હુઇ કયુ ચિત્ત મિલાપ."

" રાધા ? અગ્નિ સાથે ધૂમો હોયજ; પ્રેમ સાથે દુઃખ હોયજ !–
ઔર અરિષ્યા બિરહ દુઃખ, હિલગ અંગ બડ દોઇ;
સખી ધૂમ્ર ઔર તાપ બિન, જિમ્નિ કહું કહા નેહાઇ—"

પણુ હવે અધીરાઈ નથી રહેતી. ઉત્કંઠિતા નાયિકા ભેદમાં કહે છે કે,

છાંહિ ચાંહિ તન છોહિ પિય, અબ અલિ આવે નાંહિ;
ફરક્ત મો અખિ દાહીની, કાઉકી બાંહી બાંહી !

" હે સખી ! હવે ઘડીમાં પ્રિતમ નહિ આવે ! મ્હારી જમણી આંખ ને બાહુ બન્ને બહુ ફરકે છે ! "

કદાચ તેં ત્હારા પતિને દુભાવ્યા હશે !

કટાછ નોક ચુભિ કિધોં, ગડે ઉરોજ કઠોર;
કે કટિ છોટી મે હિતુ, રૂચિ ન નંદકિશોર !

કદાચ નેત્ર કટાક્ષ વાગ્યું હોય, કદાચ અધર પાન દેતાં નાકની અણી લાગી હોય, અથવા કુચની દડીનો હડસેલો લાગ્યો હોય, કે...

" બસ, બસ કર, એવું તે હોય ! સ્વકીયા નાયિકા વળી એવું કલ્પે ! જે તેનાથી સુખ થાય, તે બીજીથી નહિ ! સાંભળ,

વંશવૃદ્ધિ શોભા સદન, કરે સહગમન સોઈ;
સ્વકિયા કે યહ તીન કૃતિ, પરકીય કયુ ન હોઈ."

" પણુ માનવતી નાયિકાનું લક્ષણુ પ્રકટયું હોય ! તેં એક પ્રેમ માગ્યો હોય, પતિએ બીજો માગ્યો હોય, તો ! તો,

મહિ દેંગી મોહન કહ્યો, દોંના દીનો દાર;
માંગ્યો કછુ દીનો કછુ, રીઝે ન નંદકુમાર."

" હું મ્હારા વ્હાલાને કદી દુભાવતી નથી ! "

" તો હમણાં આવશે ! " રાધાએ કહ્યું.

" ચાર વાગ્યા. "

" ઘડીઆળની ઘંટી સાંભળી રનાએ કહ્યું.

" કુકડો બોલ્યો ! "—

" નાથ આવ્યા. " કુમારને આવતા જોયા.

" હું આ ચાલી. " રાધા નીચે ઉતરી ગઈ. રનાદે કુમારને આવતો જોઇ રહી. સત્યભામાનું રૂષણું શરૂ થયું. સ્મિતવદની નાયિકા ક્રોધમુખી થઇને બેઠી. હવે વળી દમ્પતિ વિનોદ કેવો થયો હશે, તે જોઇએ !

વાંચનાર ? તમને જો કદાચ અનુભવ થયો હોય, તો સમજી શકશો, કે પુરૂષ જ્યારે પરકીયાના પ્રસંગમાં આવ્યા પછી પોતાની સ્વકીયા કને આવે છે, ત્યારે તેનો ભય, ને તેની ચાલ, બિલાડીના ભયથી ગભરાયલા ઉંદર જેવી હોય છે; કોઇ દંભી નાયક ગુસ્સો અને દમ દેખાડીને પેલી બિચારી કોમળ કામિનીને બોલતી બંધ કરી દે છે, અને પ્રેમી નાયક તેને પગે પડી જાય છે. હાસ્યથી રિઝવીને પોતાનો દોષ ઢાંકી દે છે. પ્રેમાળ સુંદરી રનાદેવડીને એવીજ રીતે કુમારે રિઝવી દીધી. કુમારની ચેષ્ટા પર રનાદેવડીને કશો શક ન ગયો. કુમાર કેફમાં, ઉંઘના પાશમાં હતો, એટલે રનાદે કંઇ ન બોલી, કુમાર ઉંઘવા લાગ્યો. રનાદે પંખો કરવા લાગી. રાત્રીનો ભાગ દિવસે ભજવાયો; રાત્રી સુની વીતિ. લાડકડી રનાદે વ્હાલા ધણીને પંખો નાખતી, પ્રભુની કૃપાનો આભાર માનવા લાગી.

# પ્રકરણ ૨૩ મું

---

## વિમાસણ કે વિલાપ!

" કરૂણાળુ ત્હારી કૃપાનિધીનો કોણ પાર પામે તૃણભાર;
રંકને રાય બનાવે કીડિને તું આપે કુંજર બળ સાર.
ધ્રુવને આપ્યું અવિચળ પદ તેં કીધા અતી ભક્ત ઉદ્ધાર;
ત્હારી લીલા જેણે જાણી લીધી તેનો નકી થયો બેડો પાર!"

નિર્દોષ રનાદેવડી પતિને પંખો નાખતી નાખતી પ્રભુનાં ગાન ગાતી હતી, લીલા વર્ણવતી હતી. પોતે નિરાધાર અવસ્થામાં એકલડી અટુલી, વનવગડામાં વિરહ વ્યથાએ દિવસો ગુજારતી હતી; તે આજે છત્રી પલંગપર, મખમલની શૈય્યામાં, રાજવંશી ભરથારની સોડમાં પેસીને, સતી સમાન સદ્દભાવના વડે પીયુડાને પંખો નાખતી હતી. વૈરણી નિદ્રાને દમામથી દાબીને સ્વામીનાથને શાન્ત કરવા મથન કરતી હતી. પ્રેમના પ્રભાવથી ઉપજેલા અંકુરો પ્રકટ કરતી હતી. આખી રાતની થાકેલી રના, પ્રેમના જુસ્સામાં, પિયુના પ્રબળ સ્નેહની લાગણીને લીધે જાગૃત રહી હતી. પતિ પ્રત્યેના અનિવાર્ય પ્રેમબળથી તેનું હૃદય આનંદ સાગરના તરંગોમાં તરતું માનતી હતી. પીયુની પગચંપી કરીને પોતાના મનની વૃત્તિઓ શાન્ત પાડતી હતી. આહા! નિર્દોષ પ્રેમ-સુંદરી શું જાણે, કે પિયુડો પોતાની ભાવીક પ્રિયાંગનાને, એક વેળા, માત્ર આગલી રજનીચે, અભય વચન આપીને, આજે ફરજનો માર્યો, પૂર્વ પિયાંગનાને પ્રેમ-દાન દઈ આવ્યો છે! નવલ પ્રિયાને ટળવળતી રાખીને, વિશ્વાસના નાવમાં ડોલતી કરીને, કુમાર થોડી પળનો વાયદો દઇને, ગયો તે ગયો! કુમારની વૃત્તિ ચલિત થયલી ન્હોતી. ખરી વાત છે કે ઈન્દ્રકુમાર પોતાની

નવેઢાના સંગનો ત્યાગ કરીને, પોતાથી બીજી રાણીનો રંગ ઉડાવવા ગયો ન્હોતો. તેનો વિલાસ તો એક ભ્રમિત અને સ્વપ્નતુલ્ય થયો હતો. કિશોરીના પુન્ય-બળે, કુમાર તેના પર તત્કાળ મોહવશ થઈ ગયો, અને તેને ઋતુદાન આપ્યું ! પણ ખરેખર કુમાર એ માટેજ ત્યાં ગયો ન્હોતો. વળી આ ખ્યાલ તો તેના સ્વપ્નમાંય ન્હોતો ! પોતાની પ્રિયાંગના રનાદેના સુખમાં કશું વિઘ્ન ન આવે, પોતાના વિલાસમાં કલહ ન થાય, કુટમ્બમાં ને વડીલ વર્ગમાં અસંતોષ ઉભો ન થાય, એ માટે પુર પ્હેલાં પાળ બાંધવા ગયો હતો. તેનું હૃદય શુદ્ધ હતું. માતાનાં વચન માન્ય રાખવા માટે તેના મગજમાં ધુન આવી હતી, ને તે કેફમાં કિશોરીને ત્યાં અને માણેકના ભૂવનમાં રાત્રીનો કેટલોક ભાગ ગુજાર્યો હતો. જો ખરેખર કુમાર સાવધ હોત, તો પોતાની વ્હાલીને ઘડી પણ દુર કરીને, આ પ્રસંગ લ્હેત નહિ ! પ્રભુ ઇચ્છા પ્રબળ છે. દૈવની અલૌકિક ગતિ કદી પણ કળી કળાતી નથી. તેની ઇચ્છા વડે તે મન ગમતું કરે છે. માનવની સ્વેચ્છાચારી ગતિ, સ્વાર્થી ને અંધ બુદ્ધિને તે એવી તીવ્ર-વા કઠોર કરી શકે છે, કે માણસ એક પૂતળા પ્રમાણે ચાલે છે. કુમારે એ રીતે કિશોરીને પુત્ર-દાન દીધું છે. રાત્રીના નાટકનો કશો ભાગ હાલ તો તેના સ્મરણમાં રહ્યો નથી; ખરેખર તેમ રનાદેવડીને પણ પતિની ભ્રષ્ટતા વિષે કશો સંદેહ ઉત્પન્ન થયો નથી. નિર્દોષ બિચારી બાળ-સુંદરી નવા જગતમાં આવીને શું જાણી શકે ! રાજ-પ્રપંચ, માયાવી ખટપટ, મોહક સ્વાર્થ, ને પળ પળના વૈભવનો ભેદ શું જાણી શકે ! વનની નિર્દોષ કોયલ, જેને કોઇ પણ નાગરિકો સાથે પ્રસંગ પડયો નથી; વળી બહુ વહેવારમાં આવી નથી. સ્વાર્થ પરાયણ બુદ્ધિની ભ્રમણુતા જોઈ નથી, તે વિશેષ શું સમજી શકે ! તેણે કુમાર, ને કુમારનો પ્રેમ જોયો છે. એ પતિ, એ પ્રભુ, એ

સુખ, એ પ્રેમ, એ માયા, એ સ્વાર્થ ને એજ તરણુ-તારણુ દેવ માન્યા છે. આહા! કેવલ અદ્વૈત બ્રહ્મ દૃષ્ટે જોનારી આ મધુર પુતળી, જેને આ કાળે સતી કહીશું, તે નવોઢા, પતિના દોષોથી અજ્ઞાન રહીને, કેવી નિર્દોષ સ્નેહાલિંગન આપેછે! પતિની સેવાનો થાક એક આનંદનો અમૃત પ્યાલો ગણીને કેવો કૃતાર્થ માને છે! પતિ પ્રત્યે કેવી દયાળુ ભાવના દેખાડે છે!

"આહા! આ રાજ-રત્ન મ્હારે ભાગ્યે મળ્યું! શું એ અખંડ પ્રેમીનો દેહ અમ્મર નહિ હોય! શું હું એમની જોડે જીવન કાળ રહીને આનંદ નહિ કરૂં! જો મધ્ય કાળમાં, જ્યારે પાકેલી આંબાની શાખ, ડાલી પર લચી રહ્યા પછી કોઇ કાળ-કાગડો ચંચુ મારી જશે, ને આશા-મોહિનીનું સુખદ-ફળ ફુટી જશે તો! હું કે મ્હારો વ્હાલીડો કોઈ એકાદ અળગું થઇ ગયું હોય, તો કદાચ હું કાળ-ભોગ થઇશ, તો થોડે કાળે વિસરી જઈશ, પણ મ્હારા લાડુલા વ્હાલીડાને કંઈ થશે તો! ના, ના. એમને કંઇ નહિ થાય. કેવું સુંદર સૌંદર્ય છે! કેવું ભવ્ય કપાળ છે! કેવો પ્રેમાળ સ્વભાવ છે! કેવું નીરોગી શરીર છે! સ્વપ્નામાં શું તે મ્હારૂં સુખ નહિ સંભારતા હોય! આહા! તેમને મ્હારી ચિન્તા કેટલી હશે! મને વૈભવમાં ઝુલાવાનો તેનો પ્રત્યક્ષ આગ્રહ, મ્હારૂં સૌંદર્ય શણગારીને લોકોમાં પોતાની પ્રીતિ પ્રસિદ્ધ કરવાની ઉત્કંઠા કેટલી તીવ્ર દેખાડે છે! એ મ્હારા શીર છત્ર, એ મ્હારો સુખનો સાગર, એ મ્હારા સૌભાગ્યના શણગાર કેવા શાન્ત પોઢી ગયા છે. પ્રભુજી! તું દયાળુ છે, માયાળુ છે, કૃપાળુ છે, તેવોજ રહેજે! મ્હારા પતિના રોગ મને આપજે, પણ તેનો વાંકો વાળ ન કરીશ! ત્હારે ખપ પડે, તો મ્હારો પ્રાણ ખેંચી લ્હેજે; પણ મને એકલડી ન કરીશ. મ્હારા નાથ કેવા નાજુક છે! તેમનું શરીર કેવું કોમળ છે! રાજકુળમાં ઉછર્યા છતાં મ્હારે માટે ખ-

ડતલ :થઇને ડુંગરામાં ભટકી, કિશોરી સુંદરીના સ્નેહનો ત્યાગ કરી, કેટલાંક વર્ષ સુધી પ્રેમ–માળાનો જાપ જપીને મને મેળવી છે; તો તે જપના પુન્યથી પણ તું તેનું આયુષ્ય વધારજે. હું તો સ્વાર્થ માટે ત્હારી દયા માગું છું; હું પણ વૃત્ત કરીને તને હજી રિઝાવીશ. મ્હારા પતિની જીવન–વૃદ્ધિ માટે તને રાજી કરીશ. પણ આ મ્હારા કોમળ કાન્તનું કદી પણ માથું ન દુખવીશ ! આહ ! કેવા કોમળ કાન્ત ! " એમ કહીને કુમારને ચુંબન કવા જતાં હર્ષાશ્રુનું બિન્દુ કુમારના કપાળ પર પડયું, ને કુમાર જાગૃત થયો. જ્યાં આંખ ઉઘાડીને જોયું, ત્યાં તો મનોહર રાધિકા રનાદેવડીને આંખમાં આંસુ ભરેલી દીઠી.

" પ્રિયે ! હજી સુધી જાગૃત છો ! આંખમાં જળ કેમ આવ્યાં ! " કુમાર બેઠો થયો.

" ના, કંઈ નહિ, નાથ ! તમે સુઇ જાઓ. એ તો આખી રાત સુઇ રહી છું કની, તે વૈરણી નિદ્રા અદેખી થઈ છે. "

" આખી રાત સુઈ રહ્યાં છો ! ના, તમારી આંખ રાતી ચોળ જોઉં છું. મ્હારા સમ. ખરૂં કહો; ભલે તમે સુઇ રહ્યાં હોય, પણ અશ્રુ પડવાનું કારણ શું ? "

" અશ્રુ ! હા, વ્હાલા ? તમને કંઇ થાય તો ! "

" હાઃ હાઃ હાઃ ઘેલી રે ઘેલી ! વળી મને શું થાય ? અધીરા મનડાને શું વળી એ ભ્રમ લાગ્યો છે ? "

" હા, નાથ ! ભલે મને કંઈ થાય, પણ તમને–"

" કંઇ થતું નથી. કશું થતું નથી, પ્રેમ–ઘેલી સુંદરી ! એવા ખોટા સંકલ્પ ન કરો. મોહમાં મસ્ત થયલી પ્રિયા ? હું :સમજુ છું, કે અધિક પ્રેમથી ગુંથાયલાં પ્રાણીનાં મન એવાંજ અધીરાં, કોમળ ને બિલોર કાચ જેવાં નાજુક થઇ જાય છે. પણ એવો સંકલ્પ કર-

વાની જરૂર નથી. પ્રભુને જે ગમે છે, તેમ થાય છે. મ્હારૂં માનો, તો તમે જરા નિદ્રાવશ થાઓ—"

"નિદ્રા તો ઘણી લીધી- કેટલોક વખત વીતી ગયો, ત્યારે હવે શાન્ત નિદ્રા આવશેજ!"

"વ્હાલી? હવે વિનોદ વાર્તા કરવાનો, પ્રેમ-રસનો પરસ્પર પ્યાલો પીવાનો વખત ચાલુ છે. કંઈ આજનીજ રાત તેને માટે નિર્માણ્ય થયલી નથી. હું જે દહાડે તમને તમારી ઝુપડીમાં પહેલો મળ્યો હતો, તે દહાડે મને તમે રાતવાસો કરવા આગ્રહ કર્યો હતો. એ રાત્રી જો હું રહ્યો હોત, તો તે આગ્રહી ગણાત! પણ આ તો નિર્ભય કાળ છે. નિશ્ચિંત અને નિરાંતનો સમય છે. આવો, હું તમને મ્હારી છાયામાં સુવરાવું-તમે જેટલું જાગ્યાં, તેટલું તો નહિ, પણ થોડો લાભ હું આપું. "એટલું કહીને પ્રિયાને કુમારે પડખામાં લીધી-"

"શું તમે મને પ્રાણથી અધિક ગણો છો?"

"જ્યાં પ્રાણને દેહ વર્યો, ત્યાં આ પ્રશ્ન કેવો?—"

"ના-નહિજ! મ્હારા વ્હાલાની સોડમાં સુતા પછી શંકા શી હોય!" રનાદે પીયુડાને બાઝી પડી-કુમારે એ ઘડી ગોરા ગાલ પર હાથ ફેરવ્યો-શાન્તિ-શૈય્યામાં, સ્વામીના સાચા ભાવમાં, જીવનની પુર્ણ આશાના વૈભવમાં, સુખની અલૌકિક ભાવનામાં, રઘુવરની વ્હાલી સીતા પેઠેજ, સ્નેહનાં અમૃત જળ પીતી પીતી, સ્નેહીના શિતળ પવનની લ્હેરો લ્હેતી લ્હેતી નિદ્રાવશ થઇ ગઇ. રનાદેની વિમાસણ ને તેનો ભ્રમિત વિલાપ પુરો થતાં, અખંડ શાન્તિની નિદ્રાના વિમાનમાં કલ્પીત સૃષ્ટિનો મેળો જોવા લાગી-કુમારનું અંતઃકરણ સંકોચવા લાગ્યું-

"આહા! જે સુંદરીનો નિર્મળ ગંગ જેવો સ્વચ્છ, શુદ્ધ ને પવિત્ર સ્નેહ છે; જેના મનમાં કશો સંદેહ કે આવિર્ભાવ નથી, જે કેવળ પ્રેમમય મૂર્તિ છે, તેને મેં દગો દીધો?"

"ના–ના, દગો નહિ; મેં વિશ્વાસઘાત કીધો. ના, તે પણ નહિ! ત્યારે મેં શું કીધું ? ખરેખર હું કયાં છું ? મને સ્વપ્નું તો થયું નથી! જાણે હું કિશોરીના શૈય્યામાં હોઉંની ? ના, ના, આ તો નવલ પ્રિયાના સંગમમાં છું! ત્યારે શું હું માણેક બ્હેનને ત્યાં આજે ગયો હતો! ના, ના–હું તો અહીંજ છું!–" કુમાર વિમાસણમાં પડયો. જરા વારે બેઠો થયો, અને રનાદેવડીના મુખપર દૃષ્ટિ કરીને પળભર જોતો જોતો વિચાર કરવા લાગ્યો.

"આ મનોરમાને હવે કોઇ પણ વાર આ રીતે દગો દઉં ? ના, ના; જે નિરાધાર નવોઢા છે; જેણે અખંડ પ્રેમનું મને બળિદાન દીધું છે, તેને દગો કેમ દેવાય! હા, હવે મને કંઇક ભાન આવે છે. માતાજીના આગ્રહથી હું કિશોરીને ત્યાં ગયો હતો, ને ત્યાંથી માણેક બ્હેનને મળ્યો હતો. પણ ત્યાંથી હું કેમ ને કયારે આવ્યો, તેનું મને ભાન નથી–" કુમાર ફરીને વિચારમાં પડયો.

"શું એ કારણથી રનાદે રડતી તો ન હશે? શું તેના મનમાં એમ્હું તો નહિ આવ્યું હોય! હા, મેં તેને અટુલી કરીને આખી રાત તરફડતી રાખી છે. આહા! તો પણ તેણે એ વિશે એક સ્વર પણ ઉચાર્યો નથી. કેવી ભોળી સુંદરી! કેવો અખંડ રત્ન જેવો ભાવ! કેવી કોમળ કેળ જેવી કાયા! કેવો અદ્વૈત ભાવનાથી ભરેલો પ્રેમ! જીંદગી તો એવાજ પ્રેમ વડે સુખી ગણાય. પ્રભુ ભજનમાં કોઈ પણ ભંગ ન પાડી શકે, એવો આ દમ્પતી પ્રેમ છે. મેં આજે તેનો ઘાત કર્યો છે; પણ હા, જો હમણાં હું કહીશ, કે કિશોરીની મનશાન્તિ માટે પણ ગયો હતો, તોયે તે નાદાન બાળ, જેનું મન હજી અસ્થિર છે, તેને વિવિધ શંકા થશે. તેને મેં રાજના અગત્યના કામની જે ખબર કહીને બહાર ગયો હતો, એજ વિચાર તેના મનમાં હાલ કાયમ રાખવા, ને પ્રસંગોપાત જ્યારે તેનું મન

સ્થિર થાય, ત્યારે તેની કને આ વાત પ્રકટ કરીને ક્ષમા ચાહવી. ખરેખર આ એક પાતકી કામ થયું છે ! જો કે તેની શાન્તિની પાળ બાંધવાનો મેં યત્ન કર્યો છે, પણ હાલના સંજોગે તેનું સ્વરૂપ ફરી જશે, ને પ્રિયા પરનો પ્રેમનો વિચ્છેદ કરીને જુની રાણી પ્રત્યે ભાવના દેખાડવા ગયા, તથા હવે પછી પણ જશે, એવી વૃત્તિઓ વડે તેની પ્રેમ-દોર ઘસાવા લાગશે. હજી નાદાન છે, નવો પ્રસંગ છે, માટે ધિરજથી સૌ કહેવું-" એટલું કહીને રાત્રીનો પ્રસંગ પ્રકટ ન કરતાં દાબી દીધો.

"રે મુગ્ધે! રે પ્રિયાંગને! મેં ત્હારો અપરાધ કર્યો છે, પણ તું ક્ષમા કરજે! પ્રભુ? મને તું ક્ષમા કરજે!" એટલો પશ્ચાતાપ કરીને પ્રિયાના કોમળ ગાત્ર જોડે, નિદ્રાના વિમાનમાં રાત્રી ગાળવા લાગ્યો—

## પ્રકરણ ૨૪ મું.

### રાજ-પ્રપંચ!-દુશ્મન શું કરી શકતો નથી?

વીરપુરના ગત મહારાજાની ગાદી પછી નવા રાજાના નવા દિવાનની કથા બહુ વિચિત્ર છે. કાઠીયાવાડનો એક ઉતરતા કુળનો, પણ પ્રપંચી, તરકટી, અને પોલીટીકલ ખાતામાં ઘણી લાગવગ ધરાવનારો, ઉપરથી દમામદાર ને અંદરથી નબળો, દેખાવમાં ભલો, પણ બાતીનમાં કાતીલ એવો દિવાન નિમાયો હતો. તે ખુશામતનો ખજાનો સાથે રાખતો. કુમારને ભોળવવામાં, બનાવવામાં એક્કો હતો. ગાદીના વારસાની ગડબડ વેળા તેણે મદદ આપી હતી. સાહેબની તેમના પર મેહરબાની હતી, કેમકે તે સઘળાંને સઘળી પ્રકારે

રાજી રાખી શકતો હતો. તેના મનમાં કશું સુગ નહોતું. સાહેબોની પગ–ચંપી કરવામાં, બકરાં મેંઢાં ને ગાયનું માંસ જાતે લાવી આપવામાં, ને કદાચ કોઇ રામકીનો ખપ પડે, તો તે શોધી આપવામાં પાછો હઠતો નહિ. દેશાવરમાં તેને દોકડાની આવક ન હતી, પણ સાહેબની મેહરબાનીનો માણુસ, ને જાતે ડાંડ ઉફાંડ એટલે નબળા પોચાને દબાવીને, સાહેબોને રિઝાવીને સ્વાર્થ સાધતો હતો.

સાહેબો સારી રીતે સમજતા હતા, કે તે એક હલકી જાતનો લફંગો છે; પણ વગર દામે કિમતી નોકરી બજાવે, ને મનેચ્છા પ્રમાણે વસ્તુ તૈયાર કરી આપે, તેને કોણ નાપસંદ કરે ! આ બાયલો દિવાન ખરેખર બાયલો હતો. તેની એક વિધવા દીકરી બહુ રૂપાળી હતી, ને તેને સાથે રાખતો. સુધરેલો રિવાજ સંપાદન કરીને તેને સુધરેલી બનાવી હતી, ને તે દ્વારા સાહેબોની પિછાણ તથા કોલેજીયન કુમારોની કૃપા મેળવતો હતો; કેમકે વૃદ્ધ રાજાઓ તો તેને સારી રીતે ઓળખતા હતા. અકાળ કાળે વીરપુર રાજ્ય પર આફત આવી, અને તેમાં આ રાવ સાહેબનો હાથ પડયો; સાહેબે તેને હોળીનું નાળીયેર બનાવ્યો. પ્રસંગ બહુ કફોડો હતો, આગલો દીવાન પલટાઇ ગયો હતો. ગાદીવારસ નાજુક વયનો ન્હોતો, પણ પ્રપંચીઓએ ઠરાવ્યો હતો. રાજાને મારી નાખવાનો અપરાધ ઉભો થયો હતો; તે પ્રસગે આ દિવાને દિવાનગીરીની સરતે સઘળો કલેશ દુર કરાવ્યો હતો.

નવા દિવાન વાઘના મંડળમાં બકરો હતો. દમામદાર એવો હતો, કે પોતાની નબળાઇ બહાર કળાવા દેતો નહોતો; કહો કે બીજો જીવરામ ભટ જેવો મિથ્યાભિમાની હતો.

વિધવા દિકરી દુરાચરણની વ્યાધીથી અંતે મરણ પામી, ને પોતે એક દસ વરસની નાગરી કન્યા લાવ્યો ! નવો સસરો પણ તેના જેવોજ છાકટો ને ઉડાઉ મળ્યો. દિવાન કને પુષ્કળ પૈસા હતા,

વશવાળ કરેલી કન્યાનો વિવાહ તોડાવીને પોતે પુષ્કળ દ્રવ્ય ખરચી પરણ્યો હતો. દિવાનની ઉમર પચાસેક વર્ષની હતી; તોપણ પારકી પીડાએ, દુર્જનના દુઃખથી અને દ્રાક્ષ રસના દીવ્ય સેવનથી નખાઇ ગયો હતો. વીરપુર કુમાર બન્ધનમાં હતો. જ્યાં સુધી સાહેબ બદલાય નહિ, ત્યાં સુધી દીવાનને બદલી શકાય તેમ ન હતું. દિવાન નવી બૈરી લાવ્યો; પણ બૈરી તો બે વર્ષે તેજલ ઘોડી બની! દિવાનજી પારકી પીડામાંથી પરવારતા ન હતા.

નવોઢાને ફરવા હરવાની, ને દરેકને વશ કરી, બનાવવાની છુટ આપી હતી! બન્નેમાં શુક્રવાર સુધરે તેમ નહોતો! પણ ઉદર વળી કપડાં કરડીને ક્યારે પેટ ભરી શકે છે! તે તો દુર્જનતાથી પોતાનું દુઃખ પોષે છે!! !—

દિવાન સાહેબનો બાતમીદાર, કુમારનો એક જુનો ને વૃદ્ધ માસ્તર હતો. માસ્તર મહારાજા સાહેબ પાસે ખુશામત કરવા જતો આવતો હતો. માસ્તર જુનો શિક્ષક હોવાથી કુમાર તેને રમુજ માટે બોલાવતા હતા. ઘરડે ઘડપણ નવી સ્ત્રીને પોષવા પરણ્યા, એટલે ચેષ્ટાઓ જાણવા કુમાર બોલાવતા, ને રમુજ કરતા હતા. આ બાયલો પેટ ભરવા ખાતર, બૈરીને નામે ખોટી રમુજનો ખ્યાલ દેખાડતો, ને બહાર રાજની કૃપા દેખાડતો હતો!

કુન્દનલાલથી સર્વે ડરતા હતા. તેમને વશ કરવા યત્ન કર્યો હતો, પણ ફાવી શક્યા નહતા. દિન પર દિન કુન્દનનું જોર વધતું ગયું. માણેક પર મહારાજની કૃપા હતી. સ્નેહનો પાયો સીસાથી ભરેલો હતો. કુન્દનને ઉડાવવા માટે માસ્તરને દિવાન બહુ મથન કરતા હતા, અને કોઇ તક જોતા હતા.

સંસારમાં કેળવણી એ સુખનો સાચો પાયો છે. બાળ કેળવણી એક બીજ રૂપ છે. તેનો માળી ઘણો નીતિમાન ને કુશળ કારીગર

હોવો જોઇએ. માબાપો પોતાનાં નિર્દોષ બાળકોને શાળામાં સારા શિક્ષકોને હાથે નીતિમાન પ્રજા થવા સોંપે છે, પણ ખાતાના ઉપરી જો આ માસ્તર સાહેબ જેવા હોય, ત્યાં પ્રજાનો ઉદય કયાંથી થાય! અફસોસ! જમાના, જમાના, તેં ભૂડી કરી! દેશી રાજમાં આ પાપ કયાંથી પેઠું હશે!

રનાદે આવ્યા પછી દિવાનને એક તર્ક સુઝ્યો. કિશોરી ને માણેક બન્નેને સ્નેહ છે, ને તેથી કોઇ દહાડે રનાદે પર આળ–આફ્ત આવી પડશે, એવો વિચાર રનાદેને ઠસાવવો. આ વિચાર સફળ કરવા માટે માસ્તરની સલાહ લીધી, ને તક આવતાં કોઇ ત્હોમત ઘડી કહાડીને આંધળે બ્હેરૂં કૂટાવા યત્ન કર્યો.

પ્રભુની અલૌકિક ગતિ છે. વિશ્વામિત્રનો ગર્વ ટાળવા, ને હરિશ્ચંદનું સત્ય પ્રગટ કરવા પ્રભુએ નારદમુનિને તક આપી. તેમ હરામીઓનાં હાંઝાં ગડગડાવવા પ્રથમ તો તેને પ્રભુ યારી આપે છે, ને તેજ યત્ન તેઓનો મદ ઉતારે છે.

દિવાનને ખબર મળી કે કુમારશ્રી રાત્રી વળા બહાર નીકળ્યા હતા. માસ્તર મારફત તપાસ ચાલુ કરી. બાતમીદારો બહાર પડયા. તપાસને પરિણામે એવી ખબર મળી, કે કુમાર જુની રાણી કિશોરીને ત્યાં ગયા હતા, ને ત્યાંથી માણેકને ત્યાં મોડી રાત્ત સુધી રહેતા હતા. આ દાવ હાથમાં આવી ગયો હતો. માસ્તર મારફતે રાધા ખવાસણને આ વાતથી વાકેફ કરી. માસ્તર પ્રસંગોપાત કુમારશ્રી કને જતો હતો. રાધાને માસ્તરે ભંભેરી, અને કુમારશ્રીની આગલી રાતની હીલચાલ કહી.

"રાધા? ત્હારૂં રાજ થોડા દિવસ રહેશે. રનાદેબા તો અજાણ્યાં છે; પણ તારે ભરૂંસે વ્હાણ કિનારામાં ડૂબશે, માટે ચેતજે! કુમારશ્રી એક દહાડામાં બદલાઇ ગયા છે. ગઇ રાત્રે તેઓ કયાં

ગયા હતા, એ તેં ન જાણ્યું હશે, પણ ખરેખર તે તો માણેકના તેડાવ્યાથી કિશોરીને ત્યાં ગયા હતા—ને માણેક જોડે રજની–રમણ કરી આવ્યા હતા ! ! !—કુમારશ્રીનું દીલ માત્ર રનાદેનો મોહ લુટવાનું હતું. હવે એ ફળ હાથમાં આવ્યું, ને ચાખી લીધું, એટલે કિમ્મત ગઇ ! જો તાકીદે આ વાત તું હાથ ધરીશ નહિ, તો કિશોરી ને માણેક બાજી બગાડશે. રનાદેબા જ્યાં સુધી ન્હોતાં મળ્યાં, ત્યાં સુધી કુમાર દૃઢ હતા, ને માણેક ફાવી નહતી—હવે તે ફાવી જશે—મનોહર રાણી ઘરમાં છતાં, ને એકજ દિવસના પ્રેમમાં કુમારશ્રીએ પોતાના એક નોકરની, પારકી સ્ત્રી જોડે રાત પસાર કરી છે. એક પરણેલી પ્રમદાનો સંસાર વિછોડાવવા કિશોરીએ માણેક મારફતે જુકિત રચી છે. રનાદેબા ભલાં, ભોળાં ને કેવળ નિર્દોષ દેવડી છે–તેમને રાજ–પ્રપંચની કે કાવાદાવાની કશી ખબર નથી, તે તો ભગવત ભરૂસે આવ્યાં છે. ભગવતી કુમાર તો ભલા છે. કાનના કાચા છે. તેને જેમ ભંભેરે છે, તેમ ઉશકેરાય છે. માણેક તો તેને વાંદરા પેઠેમ ઢોલકી પર નચાવે છે. એક દિવસમાં કેટલો ફેરફાર થઇ ગયો. કિશોરીને તો કાશી રાજા જેવો પિતા છે, અને રાજ-માતા તેની તરફેણમાં છે, એટલે લાગવગ તો પ્રભુના દરબારમાં પણ માર્ગ કરશે; પણ તમારૂં કોઇ નથી. ઉંચે આભ, ને નીચે ધરતી છે. માટે ચેતવું હોય, તો ચેતવું ! કોઇ દહાડો અણધારી આફત આવશે, અને વૃથા સુખનો જીવડો દુઃખમાં પડશે. સદભાગ્ય હશે, તો બચવા પામશે, નહિ તો નકરાં જીવથી જશે !” રાધાના મનમાં વજ્રરેણુ મુકીને માસ્તર અળગો થઈ ગયો. દારૂમાં કાંડી મુકીને દુર થઇ ગયો—દુધમાં ઝેર ભેળીને અજાણ્યો થઇ ગયો. ચોરીમાં સામેલ થઇને હવાલદાર બની ગયો ! ! !—

# પ્રકરણ ૨૫ મું.

---

**રનાદેવડીના મનપર માઠી અસર-પ્રેમ વિરૂદ્ધ પાખંડ !**

" રાધા ? આજ તું અંજબ ઉદાસીમાં ઘૂમે છે ! " રનાદેવડીએ દાતણ કરતાં કરતાં કહ્યું.

" હા, બા ! મ્હારૂં અંતઃકરણ ખિન્ન હોય, તો પછી મન ઉપર તેનું પ્રતિબિંબ પડવુંજ જોઇએ, અને મોંપર પડછાયો પડયો હોય, તો જોનારની આંખને લાગવોજ જોઇએ."

" એવો તે શો પડછાયો પડી ગયો છે ? શું કોઇ પર-પુરૂષની નજર લાગી છે ? "

" પરપુરૂષના નહિ, પણ પોતાનાજ પરણેલા પતિની ! "

" પોતાના પતિની દૃષ્ટિ પોતાની સ્ત્રી પર પડે, તેથી તો તેને આનંદ પ્રાપ્ત થવો જોઇએ."

" પ્રેમથી કે વિકારથી ? "

" પ્રેમાળ દમ્પતિમાં વિકાર કેવો ? ચંદ્રના નિર્મળ આભા-સમાં અંધારૂ કેમ હોઈ શકે ! ચંદ્રને કલંક હોય, કંઇ અજવાળાંને નહિ ! "-

" ચંદ્રને કલંક લાગે, તો કોઇ દહાડો તે કાળો થાય ! કોઇ વેળા પૃથ્વીની છાયા વા લોક કથા પ્રમાણે રાહુનો સ્પર્શ થઈ જાય ! "

" રાધા ? મને સ્પષ્ટ સમજાવીશ, તો ત્હારૂં દુઃખ હું નિવારીશ ! "

" રખે મ્હારૂં દુઃખ તમને વ્યાધી કરે ! "

" હવે સંભ્રમ તોડીને સ્પષ્ટ કહી દે ! "

" બા ! બા ! એ વાત કહેતાં મ્હારી જીભ ઉપડતી નથી ! સાપે છછુંદર ગળ્યા જેવું થાય છે ! દર્દ એવું પૂરે પડયું છે, કે જો

તેનો તત્કાળ નાશ નહિ થાય, તો ભારે આપત્તિમાં વિટળાવું પડશે.”

“એવું મહાભારત રણસંગ્રામ શું છે?”

“બા? આપે વનવાસિની અવસ્થા ભોગવી છે. સંસારીઓની નિંધ ને હાનિકારક સોબતમાં સપડાયાં નથી! પારકી પીડા પોતાને વોરનારાં દુનીયાનાં માનવીઓને હદ છે! બીજાનું સુખ જોઇને બળી મરનારાં, ને તેના ભાવીના ઉદયકાળમાં, અપવાદ મુકી, જાહેર દુસ્મની કરનારાં બહુ હોય છે, તેમાં વળી રાજ પ્રપંચ તો તોબાહ! સિપાઇથી તે દિવાન સુધી, ખવાસથી તે રાજા સુધી, ને ખવાસણથી તે રાણી સુધીની રગેરગમાં હળાહળ ઝેર હોય છે. જો તેનામાં રાજકુશળતા ન્હોય, તો તેનાથી નીભાય નહિ! રાજવ્યવહારમાં પ્રપંચીઓજ ફાવી શકે! તમારા જેવાં સીધાં, નિખાલસ, એકમાર્ગીય માણસ ફાવી ન શકે!”

“ત્યારે તું ફાવી શકે?”

“ના, મેં એવા લોકોની સોબત હજી સુધી કરી નથી. મને એવો પ્રસંગજ આવ્યો નથી.”

“ત્યારે તું કહે, રોગનાં ઔષધ ઘણાં હોય છે.”

“બા દુધ બગડયું પછી સ્વાદ શો રહે?”

“બહેન? તે હાડીમાંથી ન જાય!”

“કુસકાના ઢોકળામાં વળી સ્વાદ હોય!”

“એટલે? ત્હારૂં આજનું માર્મીક બોલવું ભય દેખાડે છે!”

“ખરેખર ભયંકરજ છે!”

“ત્યારે તો મને તરત કહી દે, મ્હારૂં મન દુખાય છે.”

“બા? ભાગ્ય કરે, તે કોઇ ન કરે. એકલાં વગડામાંથી મહેલમાં આવ્યાં, પણ ત્યાંએ આગ!”

“આગ! એ તું શું બોલે છે!”

"હા, કુમારશ્રીનો અપુર્વ પ્રેમ-ભાગ વેહેંચાઇ ગયો છે ! રાજ ખટપટની ખુબી જુઓ-એક રજનીના અન્તરમાં મહારાજનું હૃદય કેવું પલટાઈ ગયું ! અફસોસ !" રાધા આ વેળા મંથરા જેવી બની ગઇ ! રખે રનાદેને કૈકૈનો પાશ લાગે.

"મ્હારા ભરથાર મને ભૂલી જાય, એમ તું માને છે ?"

"કોઇના કહેવાપર ભરૂસો રાખીને કંઈ પણ માની લેવું, એ પરિણામે ખોટું નીકળે, એ બનવા જોગ છે; પણ પ્રત્યક્ષ અનુભવ થયા પછી કેમ ખોટું કહી શકાય-માની શકાય !"

"મને તેનો એક દાખલો આપીશ ?"

"હા. ગઇ રાતે મહારાજા ક્યાં ગયા હતા, એ તમે જાણો છો ?"

"રાજકાજના કામ માટે ગયા હતા, વળી બીજે ક્યાં !"

"બસ, એટલીજ ખબર છે કે ! કેવાં ભોળાં છો ?"

"એ સિવાય હું કશું જાણતી નથી, અને મહારાજાએ પણ કંઇ કહ્યું નથી. તેઓ થાકી ગયા હતા, અને ઉંઘમાં હતાં. એમના મગજ પર રાજ કાજનો બોજો હોવાથી ને ઘણા દિવસની ગેરહાજરીને લીધે ગુચવાડા ભરેલાં કામ ચડી જવાથી તેનો ફડચો કરવા જતાં થાકી ગયા, ને તરત ઉંઘી ગયા હતા. મ્હારા પ્રત્યે અપુર્વ ભક્તિ-ભાવ દેખાડતા હતા."

"અપરાધી સ્વામીઓનું એ મોટું લક્ષણ છે. મહારાજાએ તમને ઠગ્યાં છે."

"ચુપ, ચુપ ! રાધા, શું તું મ્હારા પ્રેમી ભરથાર પર આવો અપવાદ ચડાવે છે ! ખબરદાર !"

"બા ? નાહક અથડાઈ જાઓ છો; હું કંઇ તમારી દુશ્મન નથી. તેમ મહારાજા જોડે મ્હારે કંઇ વૈર નથી. વૈર હશે, તો પુર્વનું, ને તેથી તમારા પિતાજી જસાકાકા સાથે વૈર બંધાયું હતું; પણ મને લાગે

છે, કે તે પાછું પુનરોદ્દભવ પામ્યું છે, નહિ તો મહારાજા આમ દગો કરીને ન જાય! પ્રેમ સાકર જેવો છે, પણ તેનો અત્યંત ભાગ ઝેરી છે. સ્નેહ, એ દુઃખનું મૂળ છે."

"શું તેઓ બીજી સ્ત્રીને ભેટવા ગયા હતા?"

"બીજી નહિ પણ પોતાની. પોતાની ખરી, પણ તમારા સ્નેહથી જુદી પડેલી તે બીજી!"

"કોણ કિશોરનન્દનીને ત્યાં ગયા હતા?"

"હા; કહો, કેવું જાદુ થયું! પલંગ પરથી અદ્ધર ઉપડયાંની?"

"કોઇ પરી ઉંચકી ગઇ?"

"હા; માણેક પરી"

"કુન્દનલાલનાં પત્નિ! તે તો બહુ ઉંમદા ખવાસનાં છે."

"હીરો કયાં ચળકતો કે કિમતી નથી. અરે બ્હેન, હજી તમે ઉંઘમાં છો. કિશોરીએ કામ કહાડી લીધું, ને ત્યાંથી મોડી રાત સુધી માણેકની મ્હોબતમાં મહારાજાએ વખત ગુજાર્યો!"

"અફસોસ! શું એ વાત ખરી ઠરશે!"

"હા, હા, હા, લાખવાર ખરી, ખરી, ને ખરી!! બા. એક દિવસના અરસામાં આ કોપ, આ દગો, આ પ્રેમ-ભ્રષ્ટતા, ને આ પ્રપંચ શરૂ થયો, તો તમારાથી રહેવાશે કેમ-નીભાશે કેમ!"

"શું માણેકનું એટલું પ્રબળ છે, કે મહારાજાને ગમે તેમ નચાવી શકે!"

"હા. મહારાજા તેના વચનને તાંતણે દોરવાય છે."

"એટલું બધું શું છે?"

"મોહ! ગત મહારાજાને કંઇક રકમની તેઓએ મદદ કરી

છે, ને તેથી રાજ માતાનાં માનીતાં પણ થયાં છે. હાલમાં કિશોરીએ તેમને કબજે કરી લીધાં છે. ,

" ત્યારે હવે શું કરીશું ! અરેરે, શું અંતે હું નિરાધાર થઇશ ! ઓ પ્રભુ ! શું હું નિરાધાર થઇ જઇશ ! " આ છેલ્લા શબ્દો બોલતી રનાદે મુર્છિત થઇ ગઇ. રાધાએ તેનું શરીર ઝાલી લીધું, ને મોટેથી સેવકોને બોલાવવા લાગી !

" અરે કોઈ દોડો, દોડો ! બા સાહેબની તબીયત એકાએક બગડી ગઇ છે ? " આ શબ્દ સાંભળતાંજ દાસ દાસીઓ દોડી આવ્યાં, રનાદેને પલંગપર લઇ જઇને સુવરાવી–રાધા પંખો નાંખવા લાગી, દાસ–દાસીઓ ગુલાબ–જળ છાંટવા લાગ્યાં–ને એક જણ મહારાજાને આગલા ખંડમાં ખબર કરવા ગયો. પળવાળમાં મહારાજા અકળાતા ગભરાતા અંદર આવ્યા. વૈદરાજ તથા દિવાન વગેરે મહારાજા કને વાતો કરતા આગલા ભાગમાં બેઠા હતા, તે પણ સાથે દોડી આવ્યા. વૈદરાજે તરત દવા આપી. રનાદેવડી શુદ્ધિમાં આવી. મહારાજાની આંખમાં આંસુ આવી ગયાં–રનાદેની નજર તેમના પર પડી–તે બોલી.

" આ બધું શું છે ? "

" તમારી તબીયત એકાએક કેમ બગડી વારૂ ? " મહારાજાએ પુછ્યું.

" ના, કંઇ નહિ. હું સારી છું. સૌ જાઓ–" રનાદે પલંગપર બેઠી થઈ, ને વસ્ત્ર સંભાળીને બેઠી. મહારાજા તેની પાસે બેઠા; રનાદેના કહેવાથી સૌ બહાર ગયાં—

" રાધા ? તું પણ હમણાં જા–" રાધા પણ બહાર ગઇ–સર્વને આશ્ચર્ય થયું. રાધાને સર્વે જણે તેનું કારણ પુછ્યું, પણ તેણીએ વાત ઉડાવી દીધી, ને એકાએક તબીયત બગડવાનું કારણ તે બતાવી શકી નહિ—

કુમાર અને રનાદે એકાન્તવાસમાં દીલનો મેલ ધોવા લાગ્યાં.

# પ્રકરણ ૨૬ મું.

---

## દુશ્મનોના કાવાદાવાથી કુન્દન ને માણેકનો રાજ-ત્યાગ.!

" પ્રિયા ? એકાએક તબીયત બગાડવાનું શું કારણ ? રાત્રીનો ઉજાગરો તો નડ્યો ન્હોય !"

" હા, રાત્રીએ મને બહુજ સંભ્રમણા થઇ. એકલી પડ્યા પછી મને બહુ તરંગો પેદા થયા !"

" વ્હાલી ? વીતિ વાત તાજી કરવાથી શું ફળ ! "

" હા ! પિતાજી મરી ગયા, તેને અગ્નિદાહ દેવાને પણ આ અભાગી છોકરી બેનશીબ રહી. અંતે પ્રભુએ આપને શરણ મુકી, તો ત્યાં પણ શિતળ સમુદ્રમાં દાવાનળ-હાઃ ! " રનાદે ફરીને મુર્છિત થઇ; કુમારના ખોળામાં માથું નાખીને ચોધાર આંસુડે રડવા લાગી, હૃદય પરનો ભાર ખાલી કરવા લાગી.

" શાન્ત ! પ્રિયા, જરા શાન્ત થઇને મને કહે, તને કોણે દુભાવી છે ? " કુમારે પવન નાખતાં પુછ્યું.

" મને દુભાવનાર બીજું કોણ હોય ? એક મ્હારો વિધી, ને બીજા તમે મ્હારા ભાગ્યવંત ભરથાર ! "

" મેં તને દુભાવી છે ? ના, ના, મને સ્પષ્ટ કહે ! "

" શું કહું, પ્રાણાધાર ! હું કશું બોલી શકતી નથી. તમે જાણો છો, કે હું કેવળ નિરાધાર છું. હા, હું નિરાધાર છું. ઉંચે આભ ને નીચે પૃથ્વી, એજ મ્હારો આધાર છે. "

" અને હવે હું ત્હારો નથી ? "

" ના. હા, હશે. પણ-પણ-

"તને કોઇએ ભમાવી તો નથી?"

"મને આપેજ ભમાવી હોય, તોજ ભમી હોઉં; મ્હારા પર બીજા કોઈનું જાદુ ચાલવાનું નથી!"

"ત્યારે મને તું કહે, મેં શું જાદુ કર્યું!"

"પહેલું જાદુ એ કર્યું, કે મને તમે પરવશ કરી, ને પાછળથી ખસતી કરી."

"હેં, આ શું બોલી!"

"વ્હાલા! હું તમારા રાજ-પ્રપંચથી અજાણી છું. હાથીના દાંતના પેઠે ચાલતો રાજ-વહીવટ હું સમજી શકતી નથી. તમે મ્હોડેથી કંઇ બોલો છો, ને અંતર ક્યાંક રમાડો છો."

"ના, ના. ત્હારી ભૂલ છે."

"ભૂલ ગણો કે ગમે તેમ, પણ વિશ્વાસઘાત જેવું બીજું મોટું પાપ કોઇ નથી. નાથ? એક વેળા શરણાગતને શરણે લઇને તરછોડવું એ બહુ બુરૂં છે. વધ કરવો, દરિયામાં ડુબાડવું, ને આશાવંતનાં હૃદય વીંધી નાંખવાં, એ તમારા જેવા કોમળ અંતઃકરણના રાજવંશીને ઘટતું નથી. જો તેમ કરવું હતું, તો તમે મને અહીં લાવ્યા શા માટે? મ્હારૂં તન હતું, ને મ્હારૂં ભટકતું ભાવી હતું; કૃપાનાથ? આ તો કુવામાં ઉતારીને દોર કાપવા જેવું થયું, નાથ? ગળું કાપવા જેવું થયું!" રનાદે ચોધાર આંસુડે ડુસકાં ભરવા લાગી!

"વ્હાલી? તું એમ દિલગીર ન થા, ત્હારો સંભ્રમ કહે; હું ભેદ ભાગી નાખીશ—"

"ગઇ રાત્રે કોને ત્યાં રંગ ઉડાવા ગયા હતા?"

"હા, હું કિશોરીને ત્યાં ગયો હતો, પણ—

"વારૂ બીજે ક્યાં જઇ બેઠા હતા?"

"માણેક બેનને ત્યાં, પણ—

" શું તમે મને આ વાત જતાં કે આવ્યા પછી કહી ? "

" ના, પણ—

" પણ એજ કે તમારૂં હૃદય શુદ્ધ નથી ! "

" હમણા તું ઉશ્કેરાયલી છું, એટલે મ્હારો ખુલાસો માનીશ નહિં; પણ કહે, તને આ વાત કોણે કહી ! "

" મ્હારી કને ઉડીને આવી, ચોરી છુપી રહે ? "

" પણ તને કહેનાર કોણ ?—

" માણેક, તમારી માણેક બ્હેન તરફથીજ આ વાત ઉડી આવી. જે તમારી બ્હેન, જેને તમે વિશ્વાસુ માની છે તે, અને જેના સંગ માટે લોકોમાં તમારૂં બુરૂં બોલાય છે તે—

" શું તેણી બન્ને બાજુ ઢોલકી વગાડે છે ? માણેકે શું આડકતરી રીતે આ વાતની તને જાણ કરી ! "

" હા; મ્હારા મનમાં તમારે માટે અભાવ ઉત્પન્ન થાય, ને હું ક્લેશથી તમને નારાજ કરૂં, તો તમે પ્રેમથી પલટાઇ જાઓ, અને તે પછી માણેકને તમારી જોડે વિનોદ કરવાની મજાહ પડે, એ માટે પ્રપંચ ઘડયો ! વળી કિશોરી પણ તેની સાથે મળી ગઇ છે. રાજમાતા પણ એકત્ર થયાં છે. દરિયામાંનાં પાણી ચોમેર ફરી વળ્યાં છે; નાથ ! હવે ઉગરવાનો એક આરો નથી ! "

" શું એટલું બધું ગુંથન થઇ ગયું છે, હા ! ખરેખર હવે મને ભાન આવે છે. માતાજી સાથે માણેક ને કિશોરી મળી ગયાં હોવાં જોઇએ. ગઇ રાત્રે મને માતાજીએ તાણ ખેંચ કરીને કિશોરીને ત્યાં મોકલ્યો; કિશોરીએ પતિ–સેવાનો ઢોંગ આદરીને મને અંજાવ્યો, ને માણેકે તેમાં પુરવણી કરી; જો તેઓની ઐક્યતા ન્હોત, તો માણેકને મોડી રાત સુધી જાગવાનું, કિશોરીને એ વેળા પુજા કરવાનું હોત નહિ; પણ એ એક પ્રપંચ થયલો હોવો જોઇએ. ચિન્તા નહિં, પ્રિયા ?

મેં એમ ધાર્યું હતું, કે કુટુમ્બમાં કલેશ ન થાય; તે માટે માતાજીનાં વચન માન્ય કરીને, કિશોરી સાથે તેની શાન્તિ જેટલો સંબંધ રાખવો; પણ જ્યારે ખરખર મને તેઓએ છેતર્યોજ છે, તો હવે હું સમજી ગયો છું. પ્રિયા ? તેં મ્હારી આંખ ઉઘાડી છે. જો હું આ પ્રપંચમાં વધારે વિંટળાયલો હોત, તો ત્હારા અખંડ પ્રેમનો પરિત્યાગી થઈ જાત–ને કેટલાંક વર્ષોથી પ્રેમ–તપ આદર્યું છે, તેનો ભંગ થાત ! ત્હારી પ્રેમ–ભક્તિ માટે તો પિતાનો પ્રકોપ વોર્યો છે. ને આજ સુધી માતાજી, કિશોરી તથા માણેકે મને બહુ બહુ વિનવ્યો છે; પણ હું એકનો એ થયો નથી. અજબ છે કે અંતે તેઓ ફાવી ગયા ! હા. પ્રિયા ? મેં ત્હારો વિશ્વાસઘાત કર્યો છે, હવે તું મને ક્ષમા કરજે–મેં માતાજીના વચનપર ભરૂંસો રાખ્યો. મને ખબર ન પડી, કે માતાજીએ એ નાટક રચી રાખેલું છે ! અભાગ્ય ચોઘડીએ હું માતાજી કને જઇ ચડયો, ને તેણે મને ફોસલાવ્યો. પ્રથમથી કિશોરીને સમજાવીને પતિ–ભક્તિનું ડોળ દેખાડવા પડદો ગોઠવી રાખેલો; ને પાછળથી તેબધું મને બતાવ્યું ! હાઃ ! હું કેવા ભૂલાવા ખાઇ ગયો ? વ્હાલી ! ત્હારૂં મેં અપમાન કર્યું છે; તું મને માફ કરજે. હું તેઓની હમણાંજ ખબર લઉં છું–મ્હારા સુખમાં વિઘ્ન નાખનાર, મ્હારી ઇચ્છાનું તાડન કરનાર, ને મ્હારા વિચારનો વિચ્છેદ કરનારને હમણાંજ શિક્ષા કરૂં છું." એટલું કહીને કુમાર પલંગ પરથી ઉતર્યો, ને મોટેથી સાદ કર્યો.

"અરે કોઇ હાજર છે ?"

"હા ગરીબપરવર !" દિવાન પોતેજ હાજર થઇ ગયો. તે સારી રીતે સમજી ગયો હતો, કે પોતાના કાતીલ ઝેરની એ અસર છે, ને તેનો નીશો હમણાં પ્રકટ થશે. તેથી તે બહાર હુકમની વાટ જોઇનેજ બેઠો હતો.

"દિવાનજી ? એક હુકમ તમે જાતે લખી કહાડો–ને મ્હારી સહી લઇને તરત તેનો અમલ કરો."

"જેવો કૃપાનાથનો હુકમ! પણ શું ?"

"કુન્દનલાલ પર તાકીદનો હુકમ મોકલી દો, કે તમારે ચોવીસ કલાકમાં કુટુમ્બ સહિત વીરપુર છોડી જવું, અને તમારે જાતે રાજમાતા કને જઇને કહેવું, કે કિશોરીને ચોવીસ કલાકમાં તેના પિતાને ત્યાં કાશી મોકલી દો. આ વાતમાં માતાજીનું કે બીજા કોઇનું કશું સાંભળવામાં નહિ આવે, એવું હુકમમાં તથા મ્હોડે જણાવી દેવું. કિશોરીને કાશી મોકલવા માટે ઘટતી ગોઠવણ તમે જાતે કરી આપજો, અને સૌ વિદાય થયા પછી મને ખબર આપજો.

કુમારશ્રીનાં વચનો ઘણા હર્ષથી દિવાને સાંભળ્યાં; ને જીહુજુર કરતો દિવાનખાનામાં જઇને તે હુકમ લખવા બેઠો! આહા! તેના મનમાં આ ટાણે કેવો આનંદ થયો હશે!

"પ્રિયા! હવે તમે શાન્ત થજો. તમારૂં સંકટ, શુળીપરથી કાંટે ગયું છે; અને મ્હારૂં સુખ જે ઘડીના પ્રપંચી વંટોળીયાથી વિખરાતું હતું, તે બંધ પડયું છે."

"પ્રાણાધાર? પ્રભુની એટલી કૃપા સમજવી; નહિ તો હું અનાધાર વનવાસીની, વિના દોષે, વૃથા સંકટમાં રીબાઇ રીબાઇને મરી જાત—કેમકે હવે આ અંતઃકરણ બીજાને ચાહી શકત નહિ; આ દેહ બીજાને શરણે જઇ શકત નહિ.

"હા—હવે શાન્તિથી તમે રાજભૂવનમાં રમણ કરો—ને મને આનંદ આપો!"

"મ્હારા વ્હાલાના પ્રેમમાં હું હવે મસ્તાન બનીશ? મ્હારા શામલીયાના સ્નેહથી હવે હું સદા સુખ—શાન્તિ પામીશ. તમે મ્હારા તારક છો તમે મ્હારા અન્નદાતા છો. તમારા વડેજ મ્હારૂં જીવન છે." એટલું કહીને રનાદે ભેટી પડી. દિવાનનાં પગલાંનો અવાજ સંભળાયો. કુમાર, પ્રિયાના દેહથી છુટો પડયો. ઘણીજ આતુરતાથી

હુકમ પર સહી કરી આપી. હરામી દિવાન મુખમાં હસતો હસતો, કૂતરાની પેઠેમ પાય ચાટતો ચાટતો ચાલ્યો. અને ચોવીસ કલાકની અંદર મનગમતો હુકમ બજાવીને વફાદારીનો ડંકો વગડાવ્યો. ધાર્યું તો ધરણીધરનું થાય છે. પણ અદેખા જનો, ગાડાં નીચે કૂતરૂં જાય, ને ગાડાંનો ભાર પોતે ઘસડે છે, એવું માનીને પારકાનું ભૂંડું કરવામાં આગેવાન ભાગ લઈ મનને ખોટો સંતોષ આપી આનંદ માને છે. દુર્જનોનું તો એ સ્વાભાવિક લક્ષણુજ છે. વળી જ્યાં—

**अबला यत्र प्रबला, बालो राजा निरक्षरो मंत्री ।**
**नहिनहि तत्र धनाशा जिवित्याशापि दुर्लभो भवति ॥**

"જ્યાં સ્ત્રીઓનું પ્રબળ, બાળક રાજા અને નીરક્ષર મંત્રી હોય, ત્યાં તે બીજી સારી આશા શી રખાય!—" "ઉંટકો બિલ્લાડી લે ગેઇ, હાં જી હાં." કરનારા ખુશામતીયા કારભારીયો હોય, તેના રાજ્યમાં તે ન્યાય શો હોય! કુમારે ગુસ્સાના આવેશમાં હુકમ કર્યો, દિવાને અમલ કર્યો; પણ થવાનું હતું, તેજ થયું!

વાંચનાર! રાજ ખટપટનો આ એક મનોવેધક અદ્દભૂત નમુનો ત્હારી દૃષ્ટિ કને રજુ થયો છે. નિર્દોષ માણસો, દેશી રાજ્યમાં કેવી રીતે માનાપમાન પામે છે, તેનો આ પ્રત્યક્ષ પુરાવો ખડો થયો છે. અફસોસ! કાચા કાનના ને કાચા મનના રાજવંશીઓ, પ્રપંચી ને ખુશામતીયા કારભારીયોની ખટપટનું વાંદરૂં થઇ જવાથી, તથા શોખને મ્હાને શોકયોનાં સાલ થઇ પડવાથી કેવી નિર્દોષ સ્થિતીમાં વગોવાય છે; તેનો ઉતમ દાખલો નજરે ચડયો છે. આહાઃ! એક કરતાં વધારે સ્ત્રીના ગેરફાયદા કેવા ગંભિર પરિણામ લાવે છે! એક કવિ કહે છે કે,

"Moses because of the hardness of your hearts suffered you to put away your wives; but from the beginning it was not so."

સ્નેહાંક અત્રે પુરણુવિરામ પામે છે. સંસારના અનિવાર્ય પ્રકૃતી–ભાવના વહેળાનાં ગંદા કે નિર્મળ પાણી વલોવીને અંતે ફીણ ને કીચડ કહાડવાનો મિથ્યા યત્ન સંસારીઓથીજ થઇ શકે! આજ કારણે મહાત્મા જનો તેનાથી અળગા થઇ જાય છે. તેઓની અનિવાર્ય ઇચ્છાઓ છતાં, કંટાળીને સંસારીઓથી વિમુક્ત થયા છતાં, કદાચ કોઈ સંસ્કારો નડતા પણ રહે છે. સર્યુના મહાત્માનો જીવ, ગુણવંતીના ગર્ભમાં પ્રવેશ થવા પામ્યો છે, એ આ કથા પ્રસંગમાં હજી ટટાર ઉભો છે. અદ્ધર રહેલો છે. મહાત્મા સચ્ચિદાનંદજી પરોપકારાર્થે પર્યટન કરવા જતાં, સાંસારિયોની સદીગત્ર પ્રીતિભાવના વડે, વૃથા મનુષ્ય વદ્ધના અઘોર કર્મમાં સપડાઇ ગયા છે; ને તેઓ યમદૂત જેવા સિપાઇયોના હાથમાં સપડાઇ ગયા છે, તેનું શું થયું હશે? એ કથા પણ અધુરી રહી છે.

નવલરાય બન્ને બાજુથી લુટાઇ જવાને લીધે ચિત્ત ભ્રમ થઈ ગયો છે; તેનો પત્તો નથી. શાન્તનુ કામ–સાગરના કિનારા પરથી ગંગ–જળમાં સ્નાન કરવા ચાલી નીકળી છે, તેની પણ ખબર નથી: તો તે સર્વની ભેટ કરવાની આતુરતા તૃપ્ત ન થાય, ત્યાં સુધી આપણે વાંચન–પંથમાં આગળ પ્રવાસ કરવો પડશે.

અફસોસ! નિર્મળ ને નિર્દોષ માણેક પર વૃથા કલંક આવ્યું! રાજની સાહ્યબી પરોપકારના પ્રકરણમાં વિખરાઇ ગઇ! સદોષ કાળ શીરપર ચડી બેઠો, ચોવીસ કલાકમાં વીરપુર છોડવું પડયું; રાજપ્રજામાં, અને સગા–કુટમ્બમાં વગોવાઇ, ને આજ સુધીની અખંડ સેવા ધુળમાં મળી ગઇ! દેશી રજવાડાના રાજકુમારોની અખંડ લીલા, એક ઘડીમાં, બે બદામની બૈરીના બોલવાપર તુટી ગઈ! અફસોસ!

કાશી કુંવરી કિશોરનન્દની સાપ્રાધ સ્વરૂપે કયાં ગુમ થઇ ગઇ, તેનું કોણુ જાણે હવે શું થશે? રખે હરામના હમેલનો તેના પર અપવાદ આવે! દેશી રાજના પ્રપચી કારભારીઓ યમથી પણુ કયાં ડરે તેવા છે! પ્રભુ એવા પાપી પાખંડી ભૂતડાઓથી લાખો કોસ દુર રાખે! જેને ક્રૂર કર્મ કરવાનો ડર નથી; જે પરનું ભૂંડું કરવાનું જન્મતાં પીધેલી ગળથુથીમાંથી શીખી આવે છે. તેવા નીચ ગીધડાને પાપ પુન્યનો શો આંક હોય! વીરપુરનો કૃતઘ્ની દીવાન અને પેલો ટુકડાખાઉ ખુશામતીયો માસ્તર વળી એક લાકડું ને ચાર નાળીયેર વિના કયા ખજાનાનો ગાંસડો બાંધીને જમપુરીમાં જવાનો હતો! કાં તો પુનર્જન્મે ભૂંડ પેદા થશે, કે કાં તો હાથીના પગ તળે ચગદાતો કીડો પેદા થશે! અરેરે, જેને ઇશ્વરનો પણુ ડર નથી! મોતનો પણુ ભય નથી!!

વાંચનાર? ગંભીર ગુણવંતી અને નિર્દોષ નીલમની અવસ્થા તથા વ્યવસ્થા જોવા હવે આપણે મુંબઇ તરફ નજર કરીશું; કુન્દન ને માણેકની નિર્દોષતા જોવા પેલા વિલાયતી જુવાનો સીવ્હીલ સરવીસની પરિક્ષા પસાર કરીને પાછા સ્વદેશ પધારે છે; તેની પણુ મુલાકાત લઇશું. પેલાં નાજુકડાં જોડલાં લીલુ ને રતન તથા રમા તથા કુન્દનની મણીની રાસ–લીલા પણુ જોઇશું.

છેવટે આ કથાનાં ઉભરાઇ જતાં પાત્રોની સાંસારીક સ્થિતીનો આનંદ મેળવીને, ઉપદેશ લ્હેવા લાયક, અનુભવ મેળવવા લાયક પ્રસંગોનો લાભ લઇને શાન્તિ પામીશું; એટલુંજ નહિ પણ સારા-નઠારા, કાળા-ધોળા કામનો અનુભવ લઇને તેનો સદુપયોગ કરીશું.

સાતમો ભાગ આ રીતે પુરો થયો છે. હવે છેવટના આઠમા ભાગમાં કથા–ભાગવતની પુર્ણાહુતિ કરીએ; અને જ્ઞાની ગુણીયલ પાત્રો, તથા પ્રેમી પાત્રોની અંત સ્થિતી નિહાળીયે! કવિ દયારામ

કહે છે, તેમ અષ્ટાંગ હૃદયનો ન્યાસ સ્વિકારીએ. શ્રીમદ ભાગવતની સપ્તાહ વડે પરિક્ષિત રાજાનો દેહ તરી ગયો હતો, તો આ કથાથી મનની વ્યથા ટળતી હોય, તો ટાળીએ! અને સંસારની વિકળ માયામાંથી મુક્ત થઈને અંતે પરમ કૃપાળુ પરમેશ્વરના પરમ ધામની લીલા નિહાળીયે-

યમ નિમ આસન પ્રનાયમ,આર જ્યુ પ્રત્યાહાર;
પયાન ધારના સમાધી, હરિ રતિ બિન નહિ સાર.

* * * * *

આઝી કામ્ય અરણ્યકા, પ્રયાગ શુલ્ક પ્રભાસ;
તિર્થ બનારસ દ્વારિકાં, દાયકે હરિપઃ બાસ.

* * * * *

ઉરૂ શિર દષ્ટિ મન બચન, કર પઃ જાનું અષ્ટ,
ભવ છુવાય હરિ કાનમેં, સો ન લહે ભો કષ્ટ.



**ઇતિ-સપ્તાંક સમાપ્ત !**

દેલવાડાકર-વાર્તામાળા-નં૦ ૧૪.

# નીલમ

અને

# માણેક.

## બે-બ્હેનો.

## સચિત્ર-ભાગ ૮ મો.

સુધારેલી આવૃત્તિ બીજી.

ગીતિ.

છોડ ઉછેરે સ્નેહે, સુંદર મધુ-ફળ સદાય ખાવાને;
કન્યાને કેળવવી, ઉત્તમ કૂળ-વધુ, સુમાત થાવાને.



લેખક અને પ્રકાશક,
ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર, મુંબઇ.

અમદાવાદ,
ધી 'ડાયમંડ જ્યુબિલી' પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપી.

વિ. સં. ૧૯૬૮ સને ૧૯૧૨.

# કથા—પુર્ણાહુતી-છેલ્લો ઉપદેશ.

૧–કન્યા કેળવણી, એ કામધેનુનું સેવન છે; કેમકે તે સંસાર-સુખનું ઇચ્છિત ફળ આપે છે.

૨–સદ્ગુણી સ્ત્રીઓનો સાચો સ્નેહ, એ વૈકુંઠ ધામનાં અખંડ સુખની યાદગારી છે.

૩–અનાર્ય દેશોની સંસારિક સ્થિતિ માટે રચાયલાં શિક્ષણો, આર્ય સ્ત્રીઓને પ્રતિકૂળ છતાં, જે સુધારકો પોતાની કન્યાને એ માર્ગે ચડાવીને શ્રેણીથી સ્વતંત્ર બનાવવાનો યત્ન કરે છે; તેનો સંસાર સદા સુખની શાન્તિ લેવા કરતાં 'ફેશનેબલ' ટાઇપમાં વધારે મુકાય છે.

૪–આર્ય સંસારનાં પ્રાચીન બંધારણો, દમ્પતી કર્તવ્ય-કર્મનાં સહાનુભૂતી છે. આ બંધારણની પરનાળિકાનો પવન કદી પણ રંક સ્થિતિમાં ક્ષોભ કરાવતો નથી. કેમકે પ્રાથમિક શિક્ષણની સ્થિતિજ કન્યાઓના મગજને શાન્તિ ગ્રહતાં શીખવે છે.

૫–અભણ સ્ત્રીનો સ્વામી સદા દુઃખી છે, તે કરતાં ભણેલી પણ ગણેલી નહિ, એવી સ્ત્રીનો પતિ તેથીએ વધારે દુઃખી છે.

૬–સ્વર્ગનાં સાચાં સુખો આ લોકમાં પ્રાપ્ત કરી આપનાર ખરી કેળવાયલી સ્ત્રી છે; કે જે કેળવણી પ્રાચીન આર્ય આશયોથી વિંટળાયલી છે.

૭–પવિત્ર સ્ત્રીઓ મહા દેવી જેવી છે–**"નીલમ અને માણેક".**

# અર્પણ.

અખંડ સૌભાગ્યવતી—સ્વર્ગસ્થ

**નવલ અને રમણ.**



**સુજ્ઞ કુળ-વધુઓ—**

પતિ-પત્નિઓના સૌભાગ્ય સુખ-ઝરાનાં અખંડ ઝરણાં ઝીલીને, તેમાં સદ્‌ગુણતાનો અમૃત-રસ મેળવી, પ્રેમ-પ્યાલામાં ભર્યો; પણ દૈવયોગે, સંસ્કાર તંત્રનું સીંકું તૂટી જવાથી હાથ પર ચડેલો પ્રેમ-પ્યાલો ઢોળાઇ ગયો. તેના અખંડ સ્મરણાર્થે, ઉત્તમ કુળ-વધુ અને સુશીલ સુંદરીઓના સૌંદર્ય-જડાવનાં બે પ્રેમ-રત્ન **નીલમ** અને **માણેક** અષ્ટમ્ ખંડ નિર્મળ ભાવનાએ સમર્પણ કરૂં છું, તેનો સ્વર્ગમાં સ્વિકાર કરશો.

કર્ત્તા.

# પ્રસ્તાવના.

---

નીલમ અને માણેકની સ્ત્રી સંસારી કાદમ્બરી સંસારી ચિત્રથી આ આઠમા ભાગમાં પૂર્ણાહુતી પામી છે. લેખકની અભિલાષાને, વાંચક વર્ગની આતુરતાએ તૃપ્તિ પમાડી છે. ગુજરાતી સાહિત્યની વીશ વર્ષની સેવાનું શાન્તિદાયક ફળ પ્રાપ્ત કરવાને, નવીન કેળવણીનાં સાહિત્ય જોડે, આ લેખ સહાયભૂત થયો છે. જુના લેખકો પોતાના અનુભવથી કહી શકે છે, કે ગુજરાતી વાર્ત્તામાળામાં ૧૫૦૦૦ પંદર હજાર નકલો, અને એક પછી એક એમ ઉત્તરોત્તર ભાગો, ઘણીજ અધિરાઇથી વંચાઇને દેશી કુટમ્બોમાં બહોળો ફેલાવો પામવાને સમર્થ થયા હોય—ભાગ્યવંત થયા હોય, તો તે આ કથા-ભાગ છે; આ પ્રમાણ પત્ર *(Certificate)* લેખકની શાન્તિ માટે થોડું આવકારદાયક નથી—

છેલ્લા દાયકામાં નાટકો અને નવલકથા લખવાનો શોખ, જમાનાની ચાલુ નજર નિરખીને ભવિષ્ય માટે બંધ રાખ્યો, અને પાશ્ચિમાત્ય બાળ કેળવણી પર દૃષ્ટિ દોડાવી—બાર વર્ષ રામનો મૌન વન-વાસ વહ્યો, ને અંતે '**કિન્ડરગાર્ટન**' રૂઢીનું રચેલું સાહિત્ય ફળિભૂત થયું. પારસીઓની ઉદારતા, ને મનની મોટાઇ, વડે આ યત્ન, વિઘ્ન સંતોષીઓની ઇર્ષા વચ્ચે પાર પડયો. "નામદાર ગવર્નમેંટ સરકારના કેળવણી ખાતાના વિદ્યાધિકારી સાહેબ, અને ગુજરાત ટ્રેનિંગ કૉલેજના સ્વર્ગસ્થ પ્રિન્સીપાલ રા૦ માધવલાલભાઇની ઇચ્છા, તથા ખા૦ બા૦ શેઠ દારાશાહ ચિજગરની સીધી—આડી નજર વડે આખરે બીજા કેટલાક ઇર્ષાખોરોના આડા ચીલા ઉલંઘીને કિન્ડરગાર્ટન સાહિત્ય, ગુજરાતી શિક્ષણમાં સ્થાપિત થયું, એટલુંજ નહિ; પણ

હિન્દના ચોમેર ભાગમાં પ્રવર્ત્તી ગયું. ઓગણીસમી સદીની શરૂઆત આ નવીન વિદ્યા માટે હિન્દમાં મોટી યાદગાર થઇ પડી. આ યત્નમાં પરજ્ઞાતિના ઉત્સાહી ગૃહસ્થોએ પુરતી સહાયતા આપી, પણ 'ગુજરાતી' કહે છે તેમ 'ગુજરાતીઓપર નગુણાપણાનો દોષ તો સદાનો તેમનાપર ચોંટેલોજ છે!" તે ચોંટેલોજ રહ્યો.

આ વાર્તાએ નવીન સાહિત્યમાં ને નવીન વાંચક વર્ગમાં અજબ રીતે પ્રકાશ પાડયો છે. જો કે વાર્ત્તાનો સાદો અંત તો એ બે ભાગમાંજ પુરો થયો; તોપણ કેટલાંક વાંચકો તરફથી 'વાર્તાની નાયિકાઓનો સંસારી અનુભવ' પ્રકટ કરવા માટે એટલા તો સંખ્યાબંધ પત્રો આવ્યા, કે આખરે તેના ઉત્તર ભાગો પ્રકટ કરવા પડયા. એ ભાગો એક પછી એક પ્રકટ થયા; તે પ્રત્યે વાંચક વર્ગની એટલી અભિલાષા ઉશ્કેરાઇ ગઇ, કે તેની સેંકડો નકલો ખપવા માંડીઃ અને જ્યારે સાત ભાગ પ્રકટ થયા, ત્યારે વાર્ત્તાની પૂર્ણાહુતી માટે બહુજ અધિરાઇ વધી પડી, ને કોઇ પ્રકારે આઠમા ભાગમાં અંત લાવવા આગ્રહ થયો. જો કે **દશ ભાગ**માં વાર્ત્તા પુર્ણ થાત, તો અલબત આ વાર્ત્તાની '**ત્રણ પેઢી**'નો ચિતાર પુરો થઇ જાત; પણ વાંચકોની અધિરાઇ અને પ્રીતિને કંટાળાના રૂપમાં ન મુકવાના હેતુથી આઠમા ભાગમાં આ વાર્ત્તા પુરી કરી છે, અને '**ત્રણ પેઢી**'ના કુટમ્બીઓ સંસારના સુખ–દુઃખીયા વાવાઝરડાંથી મુક્ત થઇને શાન્તિની શૈય્યામાં આનંદ કરતાં સ્વસ્થળે આવી રહેલાં છે.

આ વાર્તાનો આ રીતે અંત આવ્યો છે; તોપણ હજી નવીન પ્રજાનો સુધરેલો સંસાર, સીવ્હીલીયન સાહેબોની દેશસેવા અને ગુણવંતીના ગૃહસ્થાશ્રમનું ભવિષ્ય, સાવકો સ્નેહ, ઉપરાંત સ્વદેશી ચળવળનું પ્રતિબિંબ અપૂર્ણ છે, તેનું ભવિષ્ય "**नीलम–माणेक** અને **सन्तति**" નામે અંકથી પ્રસિદ્ધ થવા લાગ્યું છે.

આ નવલકથા, સાહિત્યના કોઇક પોષકોને વિચિત્ર માલમ પડશે. ભાષાનો ભેદ, વાક્ય રચનાની વિવિધ સંજ્ઞા, શબ્દ સંકળનાનું વિભિન્ન વલણ, અને વિચાર–વાયુનો વિચિત્ર વેગ, કંઇક જુદી, કંઇક નવીન, કંઇક જુની, કંઇક સુધારવા યોગ્ય, કંઇક ભવિષ્યનું સુદર્શન કરાવનારી નજરે પડશે. એ માત્ર ગુજરાતી ભાષાના અપુર્ણપણાનું એક ચિન્હ છે, ને તે ચિન્હ કેટલાકની દૃષ્ટિમાં અજ્ઞાનતાનું રૂપક લાગે, તો તેમાં નવાઇ નથી.

આ કથામાં બે બાબતો વધુ નજર ખેંચશે. એક તો પાત્ર જનનાં મનના સ્વભાવિકપણાનો આવેશ, ઇચ્છા, ને તૃપ્તિનો ખુલ્લો માર્ગ દર્શાવ્યો છે, ને તેમ કરતાં વિવેક તથા વિચારનો રંગ મળેલો જણાશે; પણ નીતિનું ઉલ્લંઘન દેખાશે નહિ ! કેટલાક દેશી ગ્રંથકારો, મનુષ્યના સ્વભાવને ખેંચીને, ને તેના ઉદ્ગારોને દાબીને, કેવળ નીતિ તથા સત્યને પ્રાધાન્ય કરવામાં વધારે મથન કરે છે; ત્યારે વિદેશી વિદ્વાનો જે પ્રસંગે, જે પાત્ર, જે કર્મ કરે છે; અને તે પ્રસંગે તેની સ્થિતી, વિચારો તથા સ્વભાવ પ્રકટ કરે છે; તેનો તદ્રૂપ ચિતાર આલેખે છે; પછી તે આપ્ત મંડળ (સોસાયટીના) વિચાર વિરૂદ્ધ હોય તોયે શું ? જો કે 'રેનોલ્ડ' નું દિગ્દર્શન આ કથામાં નથી, તો પણ સ્વાભાવિક ચિત્ર બાતવતાં જુની નજર–પીળી દૃષ્ટિ કંઇક દોષ દેખાડી શકે ખરી ! જમાનાની નવીન સંસ્કારી પ્રજા જ્યારે વિદેશી ભાષાની નવલકથા ને સાહિત્યને જોવા લાગી છે, તો તેને કંઇક સંસ્કારી માતૃ ભાષાની નવીન પ્રસાદીની જરૂર દીસે છે. તે પ્રસાદી આ વાર્તાથી પુરી પડેલી હોય, અને 'નીલમ–માણેક'ની જો સાહિત્યના સંગ્રામમાં ફતેહ થયલી ગણાય, તો તે નવીન ભાષા રૂઢી અને નવીન પ્રજાની આભારી છે.

કન્યા કેળવણી અને સ્ત્રી સંસારનાં શિક્ષણનો નમુનો બતા-

વવામાં આ વાર્તા સાગરરૂપ શક્તિ ધરાવે છે. એમ કહેવું જો કે અતિશયોક્તિ ભરેલું છે; તો પણ દેશી–વિદેશી સંસારનું અનુકરણ કરતાં આપણા દેશી સંસારને કયા પ્રકારની કેળવણી ભવિષ્યની શાન્તિ માટે ફળદ્રૂપ થઇ પડે છે, તેનો તત્વ–સાર, અંતર–તાર ખેંચીને વાંચકવર્ગ સન્મુખ ખડો કરવામાં આવે છે. તેમાં કેટલો ખરો, કેટલો નકલી, કેટલો અતિશયોક્તિવાળો, ને કેટલો ગ્રાહ્ય કરવા જેવો છે. તે પરિક્ષકો, તથા ગ્રાહકોને સોંપવામાં આવે છે; પરંતુ આ વાત તો નિર્વિવાદ છે, કે દેશી સંસારની પ્રાચીન–અર્વાચીન ને સાંપ્રત સ્થિતિ તથા નવીન પ્રજાની નકલી કેળવણીનું ભવિષ્ય બતાવવામાં, કેટલાંક સુજ્ઞ વાંચકોના પત્ર પરથી જણાય છે, કે આ કથાએ કંઇક સાહિત્ય સેવા બજાવી છે.

જય શ્રી ગુર્જર સાહિત્યના !

વિજયા દશમી–૧૯૬૩
કિન્ડરગાર્ટન–સ્ટોલ,
ગિરગામ, બેક રોડ, ૧૯૦૭.

કર્તા.

## બીજી આવૃત્તિ–બે બોલ !

આ રસપ્રદ નવલ–પરનાળિકાનાં વિશુદ્ધ–વાંચનજળનો દ્રવતો પ્રવાહ, વાંચનવર્ગમાં એટલો તો મધુરો થઇ પડયો છે, કે વાંચતાં જનવર્ગને તૃપ્તિ થતી ન હોવાથી, શ્રી વાંકાનેર નૃ. નૌ. નાટક સમાજે, આ કથાના પ્હેલા બે ભાગનું નાટક ભજવીને શાન્તિ આપવા માંડી છે. એજ તેની સાફલ્યતા છે. ચિત્રોની નવીન પદ્ધત્તિ આ ગ્રંથમાં દાખલ કરવામાં આવી છે. અને તે જનરૂચીને અભિનંદનીય થઇ પડી છે. અસ્તુ.

મહા એકાદશી, અશાડ–૧૯૬૬—
જુલાઇ–૧૯૧૦.

કર્તા.

## અનુક્રમણિકા.

દેલવાડાકર—વાર્ત્તામાળા, નંબર ૧૪.

# નીલમ અને માણેક.

## બે બ્હેનો.

## ભાગ આઠમો.

It is success that colours all in life;
Success makes fools admir'd makes Villains honest;
All the proud virtue of this vaunting world;
Fawn on success, and power, howe'er acquir'd.
"AGAMDMNON—Act V/I."

### પ્રકરણ ૧ લું.

#### બેલાડ઼ પીયરપર બે સિંહ્લીલીયનો.

O, let me press thee,
Plant on thy bosom, sink into the arms,
And loss myself in the luxrious fold!
"JANE SHORE.

વતન અને વ્હાલાંને, મળવાને મન વિદ્દેશીનું તલ્પે;
ભલે રાજપદ પામે, પણ જન્મ ભૂમિ સાંભરે સો કલ્પે!

---

હિન્દનાં માનવંત ઉપ પાયતખ્ત મુંબઈ નગરીનો ચમકતો બ્હાર, બ્રિટીશ રાજની ઝળકતી કારકીર્દિને ઓપ ચઢાવે છે! દેશીઓ કહે છે, તેમ મુંબઇ શહેર ચોર્યાશી બંદરનો વાવટો છે! કોઇ પણ દેશની પ્રજા આખી પૃથ્વીના કોઇપણ ભાગમાંથી મળી આવી શકતી હોય, તો તે મુંબઈમાંજ છે! સખી દાતાર ને કુટીલ કંજુસ; પ્રવીણ પંડિત કે મોટા મુર્ખાઓ; લાખો લક્ષ્મીવંત, ને ભૂખી ભિખારી; રંભા પરી શામળી શીદણ; સુઘડ સાધવી કે કામી કુલટા; હજારો હુન્નરબાજ, ને ચંડાળ ચોર; ભગવતી ભક્ત અન ઢોંગી ધર્માંધીઓ, નકલી નાટકકારો ને ભૂંડા ભવાયા, સ્વર્ગીય વૈભવીઓ, ને પાપી અદેખા લોકો આ શેહેરમાંથી મળી આવશે! શેઠ શાહુકારો અને ચોર જુગારીઓનો ઐક્ય સંગમ છતાં, સુશીલ સુંદરીઓ, ને વંઠેલી વેસ્યાઓનો સમગ્ર નિવાસ છતાં, હરામી હરામખોરો ને લાખો છુપા લુટારા છતાં કોઇનો વાંકો વાળ થતો નથી. ઇન્સાફની દેવડીનો દરવાજો વાઘ ને બકરી માટે ખુલ્લો છે! મધ્ય રાતે જુવાન અબળા એકલી ચાલી જાય, પણ માર્ગમાં કોઇ આડી નજર કરી ન શકે!

વાહરે બ્રિટીશ ત્હારી બલિહારીને! વાહરે વિલાયતી ત્હારી વિચિત્ર તર્કશક્તિને! સમય જોઇને નીશાન તાકવાની ત્હારી ધૈર્યતાનું અનુકરણ, જે કાળે ભારતના મહાન શક્તિવાળા મહાત્માઓ પ્રેમના પ્યાલા તરીકે પાન કરશે, ત્યારેજ તે ફતેહનો ડંકો વગાડશે, ને ભારત મૂળ સ્થિતીપર ઝળહળતું થશે! યાદવાસ્થળી કરનારાઓને મૂર્ખ કહેવામાં આવે છે. યથાશક્તિ બુદ્ધિબળ વડે જ્યારે કળાકૌશલ્યથી દેશી પ્રજા ચળકતી થશે, ત્યારે જાપાનની સ્વદેશ પ્રીતિ, ભારતની

ભક્ત પ્રજામાં સામાન્ય વાસો કરશે! રાજ્ય લોભની વાસનાવાળાઓનો યત્ન મિથ્યા છે! બાળકના હાથમાં માબાપે આપેલો પૈસો પાછો ઝુંટી લ્હેવાનો પ્રયાસ જેમ મિથ્યા છે, તેમ ભિક્ષામાગનારાઓની જબરદસ્તીથી દાનપુન્ય કરાવવાની જોહુકમી મિથ્યા છે! મુગલ શહેનશાહતના જુલ્મી દોર પ્રતિ નજર કરીએ, તો બ્રિટીશ રાજ્યની બલિહારી કહીએ! લોભનો થોભ નથીઃ પણ ઉંડી નજરે જોઇએ છીયે, તો કયો કાળ રઘુરામના રાજ્ય વિના કપિના છેલ્લા અવસરમાં શાન્તિ આપે છે, કે જે કાળે લાખોની મિલ્કત ઉઘાડા દરવાજા મુકીને સુનારાની સચવાય; ને જુવાન બ્હેન દીકરી કાળી રાતે એકલી નિર્ભય ચાલી જાય! તે તો બ્રિટીશનીજ બલિહારી!

દેશીઓને ચડતા હોદ્દા મેળવવા માટે સીવ્હીલ સરવીસની પરિક્ષા ખુલ્લી છે! સ્વદેશી ભાષા તો પ્હેલી, પણ તે પહેલાં અંગ્રેજી વિદ્યાના અનુયાયીઓ કુમાર અવસ્થામાં, સ્વદેશ છોડીને, બ્રિટીશનાં પાયખ્ત શહેરમાં જઇ રાજકીય અભ્યાસ કરશે; અને ત્યાં સાફલ્યતા મેળવશે, એટલે સહજ ચડનો હોદો મળશે. એ સિવાય દેશીઓ જો ઢંઢેરાની આશાએ અવળા અથડાશે, તો નક્કી માન મુકશે!

શુક્રવારના શુભ ચોઘડીઆમાં, બે વિલાયતી પરોણાઓનાં વ્હાલાં સગાંઓ, બેલાર્ડ પિયરપર સ્થાન કરતી પી. ઓ. કુંપનીની મેલસ્ટીમરની રાહ જોતાં ઉભેલાં છે. ન્યાય, વૈદક, યંત્રકળા અને સામાન્ય વ્યાપારની ચડતી પદવી મેળવવા, અને બ્રિટીશ રાજ્ય જોડે, વફાદારીથી રાજ-કાજમાં જોડાવાને ઉમેદ રાખનારાઓના આવાગમનની વાટ જોતાં સ્નેહી મંડળો મિત્રને ભેટવા આતુર થઈ રહેલાં છે.

આજની મેલ સ્ટીમરમાં નામદાર ગાયકવાડ સરકાર પોતાનાં કુટુમ્બ સહિત, યુરોપની મુસાફરીથી પાછા ફરેલા અત્રે પધારે છે; ને તે સાથે આપણી વાર્તાની નાજુકડી ઉપ--નાયિકાઓ લીલુ અને રતનના ભવિષ્યના ભરથાર, કિશોર બાળક મી૦ રાજેન્દ્ર ને સુરેન્દ્ર બન્ને સીવ્હીલ સરવીસ્‌ની પરિક્ષા પસાર કરીને, બ્રિટીશ રાજની નોકરીમાં સામેલ થઇ આ મેલમાં આવે છે. આ બન્ને પરોણાઓને આવકાર આપવાને, બેલાર્ડ પિયરપર, રંગ-બેરંગી ગૃહસ્થોની હાજરી ભરચક થવા લાગી છે.

નામદાર ગાયકવાડનો ફતેહમંદ પ્રવાસ દેશી રાજવંશીઓમાં પહેલા ને ચડતા પ્રકારનો વખણાયલો હોવાથી, તેમજ સાચા સુધારક તરીકે તેમની ખ્યાતી ઉંચા જાહેર મંડળમાં હોવાથી, ચડતા દરજ્જાની લોકની પુર્ણ ઠઠ્ઠ માન દેવા મળી હતી; ને તેજ પ્રમાણે કાયસ્થ જ્ઞાતિમાં આ જુવાનો પહેલા દેશી સીવ્હીલ સરવંટનું માન મેળવવા ભાગ્યવંત થયા હોવાથી, કાયસ્થ જ્ઞાતિ ઉપરાંત બીજા સંભવીત ગૃહસ્થો, અને સગાં-વ્હાલાંઓએ પ્રભાતમાંથીજ હાજર થયાં હતાં-રત્નલાલ ઝવેરી જેવા આગેવાન શહેરીની સામેલગીરી હોય, ત્યાં વળી કયો જાહેર ગૃહસ્થ હાજર ન હોય! પારસી, મોહમેદન અને હિંદુ મંડળ, સ્ત્રી-પુરૂષોના સમુહથી ચમકતું હતું. નીલમગવરી પોતાની પુત્રી રતનને લઇને, માણેકગવરી પોતાની લીલુને લઇને, ગુણવંતી પોતાની વ્હાલી રમાને શણગારીને અને સૌભાગ્ય બ્હેન ઠાવકાં હૃદયે ઠાઠ-માઠથી બંદરપર પધાર્યાં હતાં. રત્નલાલ, વિરેન્દ્રલાલ, કુન્દનલાલ, જયન્તિલાલ અને બીજા સ્નેહીઓ પધાર્યા હતા. આજે પુષ્પ-માળના ભાવનું શું પુછવું? જ્યાં અંતઃકરણમાં ઉભરાતો આનંદ કિમતી થઇ પડયો છે, તો કુસુમ--માળ શું ઓછી કિમતી હશે! અત્તર--ગુલાબ પમરવા લાગ્યો છે, તે સાથે મનોહર સુધરેલી

સુંદરીયોના શણગારમાં પમરતો પરાગ પવન પણ સુગંધી પ્રસારી રહેલા છે. બે ઘોડાની ગાડીઓ જોરબંધ ધસારા કરતી પોર્ટના કમ્પાઉન્ડમાં પ્રવેશ કરવા લાગી. ગોરા સાહેબો બંદોબસ્ત માટે હાજર હતા. શેહેરીના રખવાળો મારતેમીંયાં પેઠેમ ગરીબ બિચારા પ્રેક્ષકોપર સરજોરી ચલાવતા, જીલબ્બેના જોહુકમ દોરપર બડેખાં બની ગયા હતા !

સવારના નવ વાગે બરાબર વિલાયતી મેલ ગોદીમાં આવ્યો. સ્ટીમલૉંચપર બડેખાંઓ સ્વાર થઇને સન્માન આપવા ગયા, ને બીજા સ્નેહીઓ પોતાના પ્રદેશી–વિયોગી સ્નેહીનાં દર્શન કરવાની આતુરતાથી ઉછળતાં એક ટશે વાટ જોવા લાગ્યાં.

આહા ! વતન ને વ્હાલાંઓનો કેવો અનિવાર્ય પ્રેમ, તાણ ખેંચ કરે છે ! કવિ શેકસપિયરના ઉભરાતાં વર્ણનની અત્રે યાદ આપવી અયોગ્ય નહિ ગણાયઃ—

વતન રંગ, જળસંગ મીન તંગ જેમ જીવ તન જાણ;
જન્મભૂમિ જોતાં તલ્પે મન રવિ–ઉત્પલ્લ સમાન—ટેક.
દેશ, ભૂમિ, પંખી જળ, તરૂવર સમ પ્રિય સુધા ન પાન;
પર્ણકૂટી પણ ખેંચે તન મન, પ્રદેશ–મહેલ મસાણ—૧
રાજધાની ને અચળ અમલ સુખ પ્રદેશમાં ન પ્રમાણ;
ખંડિયેર પણ વતન તણું પ્રિય, શાન્તિ સ્વર્ગ સમાન—૨
વિપદ–વાટમાં વતન–ઘાટનું, સ્મરણ સદા ચિત માન;
તરસ્યો સરિતા જળ શોધે, તેમ વતન ચહે પ્રિયપ્રાણ—૩
સુખ–દુઃખમાં નિજ વતન સાંભરે, જન્મભૂમિ જગ જાણ;
વતની કૂતરૂં પ્રદેશમાં પણ લાગે સંબંધી સમાન—૪
અભાગિયો જે હશે જગતમાં, ભૂલે ભૂમિનું ભાન;
જીવન જાય, જમ શરણ થાય, પણ વતન આપ ભગવાન.—૫

Then farewell, thou earth!
And loveliest spot of earth! farewell Ionia!
Be thou still free and beautiful, and far!
Aloof from desolation! my last prayer,
Was for thee, my last thoughts, save one,
were of thee!

નામદાર ગાયકવાડની સ્ટીમ-લોંચ પહેલી આવી પ્હોચી; અને તેમને માન, સન્માન તથા પુજા આરતી થઈ રહી, કે તરત યુવાન સીવ્હીલીયનો પધાર્યા. માબાપોના માનીતા ને સાસુ-સસરાના લાડકડા! વ્હાલીડા પધાર્યા!

વાંચનાર! આ કિશોર કુમારો કદાચ તમારા વાંચન લક્ષમાંથી નીકળી ગયા હોય, તો ફરીથી સ્મરણ કરજો, કે તે યુવાનો રાજેન્દ્ર અને સુરેન્દ્ર, પેલા ત્રીજા ભાગના નીલમ બાગમાં લીલુ-રતન સાથે બાળ-ક્રીડા કરી ગયલા, લગ્નના આશાવંત ઉમેદવાર હતા. વિલાયત સીવ્હીલ સરવીસ માટે ગયા હતા.

પોતાના એ વ્હાલા દીકરાઓ, નાનપણમાંથી પ્રદેશ વેઠીને, દેશીઓને મગરૂર બનાવનારો, ને બ્રીટીશ રાજ્યની સનંદ મેળવીને ચડતો અમલ મેળવી આપનારો હોદ્દો લઇને, સ્વદેશમાં પધારે, ત્યારે માબાપોને કેટલો હર્ષ ઉભરાતો હશે; એ જાણવું કઠણ નથી! વિરેન્દ્રલાલ અને સૌભાગ્ય બ્હેનનો અવતાર આજે સફળ થયો. પોતાનાં આશાધાર કિશોર બાળકોનો મેળાપ છેવટની શાન્તિ આપવાને સફળ નીવડયો.

રાજેન્દ્ર ને સુરેન્દ્ર અંગ્રેજી પોશાકમાં હતા. રામ-લક્ષ્મણની જોડી, સ્ટીમ-લોંચમાંથી ઉતરીને કિનારાપર આવી; તેને સૌભાગ્ય બ્હેને વધાવી લીધા. નિર્દોષ કુમારો માતાના ડાબા જમણા પડખામાં પેસીને

વ્હાલનો ઘુંટડો પીવા લાગ્યા. માતાની આંખમાંથી મોતીની માળા પેઠે હર્ષાશ્રુ સરી પડયાં વિરેન્દ્રલાલ અને સ્નેહીઓનો હર્ષ પણ ઉભરાઇને ચક્ષુ વાટે અશ્રુરૂપે બહાર પડયો. સગાંઓ જે મળવા તલ્પી રહેલાં હતાં, તેઓ મળ્યાં, અને સર્વ મંડળ યથેષ્ટ સત્કાર કરવા મંડપમાં પધાર્યું.

મંડપમાં કાયસ્થ સુંદરીઓ શોભિતા શણગારમાં ઝળકી રહી હતી. સુધારાના સૂર્યનાં કીરણ ચમકી રહેલાં હતાં. લક્ષ્મીની લીલા લ્હેર સ્ફુરતી હતી. અત્તરનો બહાર પમરી રહેલો હતો. નીલમ ઘણે દહાડે આજેજ ઠણુકો કરીને બહાર નીકળી હતી. "જમાઇને ઘેર ઘોડાં, ને સાસુને હણુણાટ !" આ કહેવત સાથે 'જમાઇને મળવા સાસુ સ્વર્ગમાંથી આવે' એ કહેણી પ્રચળિત છે. નીલમના કંઠમાં દોઢ લાખનો નીલમ મણીનો હાર હતો. ત્યારે રતન અને લીલુના કંઠમાં હીરા મોતીના હારો લટકતા હતા. રત્નલાલ ઝવેરીને ત્યાં વળી ઝવેરાતની શી ખામી હોય ! જયન્તની રમા અને માણેકની લીલમ હવે કયાં રંક છે ? તેમણે પણ સુરતી ઘાટ ઘટમ ને રાહરસમ પ્રમાણે યથાશક્તિ ઠણુકો કર્યો હતો. હસતા મુખડાની નવલ સુંદરીઓ સુધારાના શિખરપર હંસણી સમાન પ્રેમ–ચંચુ ભરતી કલ્લોલ કરતી હતી; અદેખી કાગડીઓ નિંદાનાં ડુસકાં ભરતી હતી; એલાઈ પિયર તો ગોકુળના કુંજ જેવું, મથુરાના મધુવન જેવું ગર્જતું હતું. પેલી જુવાનીમાં લચકવા લાગેલી લીલુ ને રતન આડી આંખે પિયુડાને નિહાળતી હતી–શરમના શેરડાથી શરમાતી બાળાઓ, માતાની પીઠ પાછળ ઉભીને વાંકી દૃષ્ટિ કરી કંઇ કંઇ ઇશારા કરતી હોય, તેમ વાદળામાંથી ઝળકતી વિજળી પેઠેમ ડોકીયાં કરતી હતી.

મંડપમાં મોટો મેળાવડો થયો–મુંબઈના સંભવિત ગૃહસ્થોએ ઉભય યુવકોને ફૂલ--પાનથી વધાવ્યા; અને તેમની સાફલ્યતાં માટે મુબારકબાદી આપી. વિશેષ માન તો સાંજના જાહેર મેળાવડા સમયે

આપવાનું હતું, એટલે થાકેલા બાળકોને વિશેષ પરિશ્રમ ન દેતાં ટુંકમાં પતાવ્યું; અને સર્વ મંડળ વિખરાવા લાગ્યું. સીવ્હીલીયનો માટે રત્નલાલની બે ઘોડાની ગાડી હાજર હતી, તેમાં વિરેન્દ્રલાલ સહિત રત્નલાલ ને બે યુવકો બેસીને તેમને બંગલે રવાના થયા; અને તે સાથે ગોઠવણ પ્રમાણે દરેક કુટમ્બીઓ ગાડીઓમાં બેસીને અહીંથી રવાના થયાં.

માણેક અને કુન્દન, બાળકો સહિત આ પ્રસંગ માટેજ ખાસ મુંબઇ આવ્યાં હતાં, ને તેમનો ઉતારો નીલમને ત્યાંજ હતો, કેમકે પોતાનો બંગલો ઘણા દિવસથી બંધ પડેલો હતો.

વિરેંદ્રલાલ તથા સૌભાગ્ય બ્હેન પણ ત્યાંજ ઉતર્યાં હતાં. તેમને માટે રત્નલાલ શેઠે પોતાના બંગલાની પછવાડે ખાસ 'ગેસ્ટ-હાઉસ' ઉઘાડી આપ્યું હતું, ને તેમાં અંગ્રેજી સીસ્ટમ પ્રમાણે ફરનીચર વગેરે ગોઠવ્યું હતું.

જો કે રાજેન્દ્ર ને સુરેન્દ્ર કેવળ નકલી અંગ્રેજ બની ગયા ન હતા, પણ સુધરેલા રત્નલાલે તેમને અંગ્રેજી પદ્ધતિ પ્રમાણે સંસ્કાર કરવાની ગોઠવણ રાખી હતી. આ નવા ને પહેલા કાયસ્થ સીવ્હીલી-યનોપર માબાપોનો પ્રથમથી અંકુશ હતો, એટલે વિવેક, નમ્રતા, ધિરજ, ને ધર્મથી વેગળા જઇ શકયા નહતા. આજ કાલના કેટલાક લેભાગુ હિન્દુ યુવાનો વિલાયત જઇને જાણે જન્મ સફળ કરી આવતા હોય, અથવા પાવરહા થઇને પાંચ પહેડી તારી નાખવાના હોય, કે દેશી-ઓમાં જાણે તેનો જન્મજ થયો ન હોય, અથવા દેશી માબાપને પેટે અવતાર લેવામાં તેને કલંક લાગ્યું હોય, તેવા ખોટા ડોળ ઘાલીને બે ત્રણ વર્ષની વિલાયતી સફરમાં ભાષાને સગાં-કુટમ્બને વિસરી જવાનો કેટલોક ઢોંગ કરે છે; તેવા આ ગુણવંત સિવ્હીલીયનો ન્હોતા.

આજના મેળાવડામાં ગુણવંતી પણ હાજર હતાં, જોકે તેમને

પ્રસુત થવાને હવે થોડા દિવસો બાકી હતા; પણ સગર્ભાવસ્થામાં ખિલેલી કાન્તિથી તેના કદાવર બાંધાને જે તેજ મળ્યું હતું, તે આ ભવ્ય મેળાવડામાં ન દેખાડે, ને સુધરેલી સુંદરી તરીકે જાહેરમાં ન આવે, અથવા રમાની સાવકી માતા છતાં સગી માતાનું સગપણ બતાવવાનો પ્રસંગ ન લ્હે, તો વળી આ કરતાં ઉત્તમ સમય ક્યો આવી શકે, કે જ્યાં મુંબઇની દરેક સુધરેલી આલમ હાજર હોય!

બેલાર્ડ પિયરની ગર્જના ઓછી થઈ, નામદાર ગાયકવાડ પણ નીમેલે સ્થળે પ્હોંચી ગયા. જોકે વિરેંદ્રલાલ પોતાના રાજના જુના પેન્શનર હતા, ને તેના બાળકોને સીવ્હીલીયન કરવાની સુચના તથા સહાયતા તેમણેજ કરી હતી; તથા સ્ટીમરમાં પણ વારંવાર તેમની સંભાળ લ્હેતા, ને કાંઠે ઉતરીને વિરેન્દ્રલાલ વગેરેને મુબારકબાદી આપી હતી; પણ અત્રે આ મેલાવડામાં રોકાયા ન હતા; કેમકે રત્નલાલની પ્રથમ ગોઠવણ મુજબ આજ સાંજના બન્ને યુવકોને માનપત્ર આપવાને એક મેલાવડો કરવામાં આવનાર હોવાથી, ને તેમાં એ નામદારને પ્રમુખપદપર બીરાજવાનું હોવાથી અહીં રોકાયા નહિ.

આ ફેન્સી મેલાવડાનો રિપોર્ટ લઇને પેપરોના રિપોર્ટરો પાછા ફર્યા. તેમનો સઘળો વખત પેલી સુધરેલી સુંદરીઓના ઠણુકા જોવામાંજ પસાર થઈ ગયો. ઉભય યુવકોની આંખ વિલાયતી ગોરી ચામડીપર ઠરી હતી, પણ તેની ટાપટીપને ઢાંકી નાખનારી કાયસ્થ સુંદરીઓને જોઇને તે પણ અંજાઈ ગયા હતા. રિપોર્ટરોએ તે હકીકત પહેલી લખી હતી.



# પ્રકરણ ૨ જું.

## પ્રદેશ ગમનનો પડઘો.

**देशाटणं पण्डित मित्रता च**

આર્ય ધર્મના અમુક કાળમાં પ્રદેશગમન વિરૂધ્ધ લેખ લખેલા મળી આવે છે! પ્રદેશ ગમન કરનારા ધર્મ ભ્રષ્ટ થાય છે, એવો વ્હેમ ઉચ્ચ હિન્દુ જ્ઞાતિના લોકોમાં પેસી ગયો છે! કેટલાક હોટલમાં જઇને માંસાહાર કરનારા, ઘરમાં મિત્રમંડળ જોડે બબ્બાની બબ્બે બાટલી ચડાવનારા, ને પરકોમની વેશ્યાઓના મ્હોડામાં મ્હોડું નાખીને વટલનારાઓને જ્ઞાતિની પંક્તિ આપવામાં આવે, પણ પ્રદેશ જનારો વટલેલો કહેવાય; પછી ભલે તે સ્વધર્મનિષ્ઠ હોય! આફ્રિકા જાય, તેને કોઇ ન પુછે, પણ વિલાયતની મુસાફરી કરે, તો તે ભ્રષ્ટ ગણાય! આમ પણ કહેવાય છે.

કાં તો જુના વિચારના અદેખાઓની ઇર્ષા, અથવા તો દેશની ઉન્નતિ ન થવા દેવાનો અભાવ, કે બીજાનું હિત જોઇને સંદિગ્ધ થવાનો સ્વભાવ, એ સિવાય આમાં અન્ય કારણ કશું જોવામાં આવતું નથી. કોઇ જુના વિચારનો, સુધરેલાનું ડોળ ઘાલનારો હિન્દુ છાપાવાળો જો ઇર્ષાં બળે પ્રદેશ–ગમનની વિરૂદ્ધ ભસનારાને ટેકો આપે, તો જોઇ લ્હો પછી તેની બોલબાલા; છાપાવાળો સાતમે આસમાને, અને તેના સાગરીતો ગટ્ટર માપે!!

વિલાયત શિતળ પ્રદેશ હોવાથી દારૂ વિના ન ચાલે, એ વાત કદાચ તકરારને ખાતર કબુલ રાખીએ, તો ડોકટરની દવાઓ પિનારાને ન્યાત બહાર શા માટે ન મુકવા! જો પ્રતિજ્ઞા કરવામાં આવે, કે દેશી દવાજ વાપરવી; તો પેલા વિલાયત ગમન કરનારા શિક્ષાપાત્ર

ઠરે ! નહિતો "સબ ભૂમી ગોપાલકી, વ્હાંમે ખટક કહા? ખટક રહી દીલમેં ખડી, વોહી અટક રહા !—"

આજના સુધરેલામાં ખપનારા બડેખાંની વાતોને બાજુપર રાખીને સામાન્ય સ્વદેશોન્નતીનો વિચાર કરીએ, તો હાલની ભારતની દુર્દશાના કાળમાં મોટા મનના કેળવાયલા ને વિચારવંત દેશીઓએ ઇર્ષા ને તકરાર બાજુપર રાખીને, બાપ–દાદાનો ખજાનો પ્રદેશમાં પથરાઇ ગયો છે, લુટાઇ ગયો છે, તે હાથ કરવા માટે દરેક પ્રકારની બન્ધુઓને છુટ આપવી. જે સારા સંસ્કારી હશે, તે તો પોતાના આત્મકલ્યાણ અર્થે કદીપણ ભ્રષ્ટ થશે નહિ; પણ જેઓ ભ્રષ્ટ છે, તે કદી પણ બળજોરીથી ધર્મનિષ્ટ રહેવાના નથી; આ માટે ઉન્નતીનો માર્ગ એજ છે, કે યથેષ્ટ પ્રાયશ્ચિત કરાવીને પંક્તિમાં માર્ગ આપવો. ઉચ્ચ કોમના આર્યોનું જ્ઞાતિ બંધારણ અન્નપાનાદિક સ્વચ્છતાની બાબતમાં યોગના અષ્ટાંગનું પાલન કરનારૂં છે, પણ હડહડતા સુધરેલા નકલી જમાનામાં પ્રાચીન સ્થિતી એક સરખી અમલમાં આવી શકે તેમ નથી, માટે કોઇ કોઇ પ્રસંગે, કોઈ કોઇ બાબતમાં આંખ વિંચામણી કરવાની જરૂર છે. દેશાટણપર અપવાદ લાવીને આપણી ઉન્નતીના દરવાજા બંધ કરવાની જરૂર નથી. કોઇ છાપાવાળા પગમાં બળે, ને લંકા હોલવવાનું કરતાં, તે વિરૂદ્ધ કંઈ દલીલ લાવીને આપણા વિચાર–વહેળાને બંધ કરાવે, તો તેને તાબે થવાની જરૂર નથી.

કાયસ્થ જ્ઞાતિના અગ્રેસર સુધારક રત્નલાલ શેઠે પોતાના સગાની સાચવટ બહુ સંભાળી હતી. એક તો તે મોટા મનના હતા, ને સુધારક હતા. કાયસ્થ રીફોર્મેશન સોસાયટીના સ્થાપનારા હતા. પોતાની જ્ઞાતિના પેહલા સીવ્હીલીયનને ઉત્તેજન આપવા માટે તેમણે પ્રથમથીજ માનપત્ર આપવાની ગોઠવણ કરી રાખી હતી. જો કે આ જુવાનો તો તેના સંબંધી હતા, તોપણ રત્નલાલ એવો સાચો સુધા-

રક હતો, કે કોઇ પણ ઉમેદવારને તે આગળ વધારતો હતો. તેમને માટે તેની જ્ઞાતિના સામા પક્ષવાળા, પેલા વેણીલાલ દલાલ વગેરે બહુ બુરૂં બોલતા હતા; અને નીલમગવરીના સ્નેહનું પાન કરવાનો અપવાદ લાવતા હતા, પણ ખરેખર તે વેણીયા જેવો બગભકત ન્હોતો. પોતાની પુત્ર-વધુપર કુદૃષ્ટિ કરીને, પુત્રની અસામર્થ્યતાનો લાભ લઇ કાળું કામ કરતો ન હતો. લોકો ગમે તેમ બોલે, પણ રત્નલાલ ચોખ્ખા દીલનો, સ્વતંત્ર મિજાજનો અને ફાંકડો સુધારક હતો. સર મંગળદાસ, મી૦ શંકરશેઠ, સોરાબજી બંગાળી, લક્ષ્મીદાસ ખીમજી અને ન્હાનાભાઈ રાણીના તથા માધવદાસ રૂઘનાથદાસ ને કરસનદાસ મુળજીની પંક્તિમાં આગેવાની ભરેલો ભાગ લ્હેનારો આ મુંબઇનો ઝવેરી શેઠીયો હતો. ધર્મમાં પ્રવીણ અને ઉદાર ખવાસનો હતો. નિંદા કે ઇર્ષાથી ડરતો ન હતો. સાચો સ્વદેશ ભક્ત હતો. માન-પાનની ઇચ્છા પરહરીને ઉન્નતીને ચાહનારો હતો. કમભાગ્યે નવલ જેવો દીકરો નાદાન નીકળ્યો, નહિતો તે પુરણ ભાગ્યવંત હતો. બ્રિટીશ અમલદારોમાં તેનું માન હતું. તેમને બહુવાર ખેતાઓની નવાજેસ કરવાને ગવર્નર ઇન કૌંસીલમાં બિરાજવા ભલામણ થતી, પરંતુ રત્નાલાલ તે સ્વિકારતો ન હતો. પોતાના સિદ્ધાન્તને ઉલટાવી નાખતો હોય, તોજ ચાંદ લ્હેવો, એવું તે વારંવાર મિત્રમંડળમાં કહેતો.

સાંજનાં ચાર વાગે સર મંગળદાસ હાઉસમાં મુંબઇના સંભવિત મંડળનો મેળાવડો કરવામાં આવ્યો. પ્રદેશ ગમનના ચર્ચાતા વિષય ને જુના વિચારના લોકોની અદ્‌ભુત ઉસ્કેરણીને દાબી દેવા માટેજ રત્નલાલે ખાસ કરીને, અંગ્રેજ, મોહમેદન તથા હીન્દુ, પારસી આગેવાન બાનુ-ગૃહસ્થોને તેડયાં હતાં. નામદાર ગાયકવાડ સરકાર જેવો સાચો સુધારક પ્રમુખસ્થાને હતો. આ ભલો રાજા યુવકોની ઉન્નતિ ઇચ્છિનારો હતો. મેળાવડામાં રંગ-બેરંગી વસ્ત્રોથી શણગારેલી

વિવિધ જાતીની બાનુઓ પણ હતી. ભાષણો શરૂ થયાં, અને તેમાં દેશાટણ વિરૂદ્ધ બકનારાઓની સખત ઝાટકણી કહાડવામાં આવી. બાપના કૂવામાં બુડી મારનારાઓની દલીલને તકરારથી તોડવામાં આવી; ને તે પછી રાજેન્દ્રલાલે એક ટુંક પણ વિવેક-વિચારવાળું ભાષણ શરૂ કર્યું.

નામદાર પ્રમુખ સાહેબ, સંભવિત ગૃહસ્થો, ને માનવંત બાનુઓ !—

"વિલાયત ગમન કરવાના દરવાજા ખુલ્લા મુકાવનાર આપણા માનવંત સુધારક નામદાર ગાયકવાડ સરકાર છે. તેમના પ્રતાપથી અમે નામદાર બ્રિટીશ રાજની વફાદારીભરી નોકરીનો માનવંત હોદ્દો મેળવવાને ભાગ્યવંત થયા છીએ.

વિલાયત ગમન માટે આપણી ઉચ્ચ આર્ય જ્ઞાતીઓ બન્ધન કરે છે, તેમના વિચારોમાં એવી દલીલ ઠસી ગઇ છે, કે વિલાયત જવામાં ભ્રષ્ટતા વ્યાપી રહે છે, પણ તે માત્ર કર્ણદોષ છે! અલબત જેમને ખાન-પાનાદિકની છુટ છે, અને જેઓ નબળા મગજથી એમ માની બેઠા છે, કે શિતળ પ્રદેશમાં મદ્ય-માંસનો આહાર હોય, તોજ જીવી શકાય છે, પણ અમે તે દલીલ કબુલ કરવા સાફ ના પાડીએ છીએ. અમે નામદાર ગાયકવાડ સરકારની દેખરેખ ને રક્ષણ તળે રહેલા છીએ, ને અમે મગરૂરીથી કહીએ છીએ કે, વનસ્પતિનો આહાર, ગરમ દેશી પદાર્થોનું સેવન ને નિયમિત આહાર કરવાની પુરતી સગવડ મળવાથી અમને કોઇપણ રીતે શારિરીક વ્યાધી નડી નથી; તેમ મદ્ય-માંસની અગત્ય પડી નથી. અમે બન્ને ભાઇઓ ઘણાજ છુટથી અંગ્રેજ કુટુમ્બો સાથે વસતા હતા. અમને રસોયાની મદદ મળી હતી; પણ અમારા એક મિત્ર જેઓ નાગર ગૃહસ્થ અમારી સાથેજ મેડીકલનો અભ્યાસ કરવા આવ્યા હતા, તેમણે જાતેજ ભોજન રાંધીને

નિર્વાહ ચલાવ્યો છે. જોકે તેમનો અભ્યાસ ને વખત બહુજ આકરો હતો, તોપણ દીલ ચાહે, તો ધર્મ સંભાળી શકાય છે. ભ્રષ્ટ થનારા ઘરમાં પણ ભ્રષ્ટ થાય છે, આ માટે બીજાના કર્ણદોષનો ભોગ થવાની અગત્ય નથી, એટલાજ ખાતર ઉન્નતીના માર્ગે બંધ પાડવાની જરૂર નથી.

અમારા યત્નમાં અમારી કાયસ્થ જ્ઞાતિના આગેવાન વડીલ શેઠ રત્નલાલની સહાયતા બહુજ કિંમતી ને અસરકારક થઇ પડી હતી."

રાજેન્દ્રનું ભાષણ પુરૂં થયું; તેને પ્રમુખે ટેકો આપ્યો; ને તે જોડે કેટલાક સુધારકો તથા શાસ્ત્રીઓએ અનુમોદન આપ્યું. પ્રમુખે ઉભય બન્ધુઓને કેટલીક શીખામણ આણી. બ્રીટીશ વફાદારી જાળવવા ઉપરાંત દેશીઓ જોડે સ્નેહથી વર્તવા, તથા તેમના ડુબતા હકો જાળવવા માટે સુચના કરી. કાયસ્થ જ્ઞાતિમાં આ યુવાનો ચડતી પદવી પામ્યા, તે માટે તેમને કાયસ્થ રીફોર્મેશન સોસાયટી તરફથી માનપત્ર આપવામાં આવ્યું; અને હળીમળીને પુરૂષ તથા સ્ત્રી મંડળ વિખરવા લાગ્યું. આ ઉત્સાહનો પડઘો કાયસ્થ જ્ઞાતિના દર્પિત મંડળમાં જઇ પડયો; અને તેઓની એક સભા એજ રાત્રે મળી.

---

## પ્રકરણ ૩ જું.

---

### ઘરના ઘેલા ને બહારના ડાહ્યા!

કળિની સૃષ્ટિમાં અનાચાર અને અધર્મ વાસો કરી રહેશે, એવી વડવાઓની કહેણીનો કંઈ કંઈ ચિતાર આપણી નજર આગળ રમતો થયો છે. ગરીબ વર્ગ બ્હીકણ ને શ્રદ્ધાળુ જણાય છે. મોટો વર્ગ–ધનાક વર્ગ પ્રભુને પણ ગાંઠતો નથી. કુદરતે કરેલો પદાર્થ ઉપભોગ

કરવા માટે છે. મુંબઈની સુધરેલી પ્રજામાં ઉછરતી દીકરીઓને 'કીસ' કરવી, એ તો Parents Law કહેવાય! અને પુત્રવધુ જોડે સંસર્ગ રાખવો, એ આજના સુધારાની ફેશન કહેવાય!! હત્ ત્હારો સુધારો બળે!—કમલી કાકી આપણા કાયસ્થ જ્ઞાતિના પ્રતિપક્ષી શેઠ વેણીલાલને એવા શબ્દોથી ધિઃકારતી હતી વેણીલાલ દલાલને વાંચનાર કંઇ ભૂલી ગયા ન હશે. વાર્ત્તાની નાયિકા સુજ્ઞ માણેક એક વેળા આ વેણીલાલના દીકરા કાન્તિલાલ જોડે વરાવી હતી, પણ કમળી કાકીની ઉતાવળથી સરસ્વતી બ્હેને બીજી કન્યા પરણાવાનું કહેતાં, કમળીને રીસ ચડી, અને ન્યાતના પટેલ વેણીલાલ કાકાએ તરત એક હલકા કુળની બીજી કન્યા જોડે પોતાના પુત્રને પરણાવી દીધી! માણેક મહા પાપમાંથી છુટી, ને તે દિવસથી કુન્દન તથા માણેક સાથે તેને વૈર બંધાયું, એટલુંજ નહિ પણ દુર્ગાપ્રસાદના કૃપાળુ સ્નેહી રત્નલાલ શેડે એ કામમાં મદદ આપીને એમણે કુન્દનનો હાથ પકડયો, એટલે તેની જોડે પણ શત્રુવટ ઉભી કરી. અંતે વિરેન્દ્રલાલ, જયન્ત વગેરે સુધારક કાયસ્થોની એક મંડળી સ્થાપવામાં આવી; ત્યારે વેણીયા કાકાએ તેની વિરૂદ્ધ ન્યાતનું મંડળ સ્થાપ્યું. જોકે હજી ન્યાતમાં તડ પડયાં ન હતાં; તોપણ નીલમના ન્હાસી જવા પછી વેણીયાએ ઘણી ગડબડ મચાવી હતી. એ ગડબડ કેટલીક સમજાવટ પછી પતાવટપર આવી; પણ નવલ ન્હાસી ગયો, ને વિરેન્દ્રના પુત્રો વિલાયત ગયા. આ પ્રસંગ લક્ષમાં રાખીને કાકાએ સુધારાવાળાને ન્યાત બહાર મુકવાનો ગુપ્ત ઠરાવ કર્યો. આજે આ પ્રસંગ આવ્યો; ને વેણીઆએ પોતાના પક્ષના લોકોની એક સભા રામ બાગમાં બોલાવી.

ન્યાતનો શેઠ, ઇન્સાફનો બાપ, આચાર વિચાર પળાવનાર મહંત, જો તે ન્યાતમાં કાળાં ધોળાં કરે, તેનો ઇન્સાફ ઇશ્વર કરે ? આહાઃ તેની અંદરની કાળી બાજુ તો જુઓ ? જાણે હડહડતો કાળ.

રાક્ષસ ! ! વેણીયો સટ્ટાબાજ ને લુચ્ચો દલાલીયો હતો, નાગાનો નાગો, નફ્ફટ ને નકટો હતો ! નાગા માણસથી પાદશાહ પણ આઘો; ભુંડા માણસની પાસે રહેવું પણ ભારે, આ દેશી કહેવતનો વેણીયો અનુયાયી હતો. મેલ જાય ધુએ, ને આદત જાય મુએ; તેમ વેણીયાની ચાલ–ચલણ ભુંડી હતી. કમલી કાકી આંખની કાચી થઈ ગઇ હતી, હવે તો કાન્તિલાલનાં છોકરાં હીંચકાવા લાયક હતી, પણ પ્રભુજીએ પુત્રવધુને વન્ધ્યા રાખી હતી. વેણીઓ અપલક્ષણો હતો, ઓખર કરવાની તેને ટેવ હતી. નબળા–પાતળા સટોરીયાને દબાવતો; ને લાગ ફાવે, તો તેમનાં ઘર ફાડતો ! તેણે એક ફક્કડ કાઠિયાવાડી પાઠડી રાખી હતી, પણ આ પોચા–પચક સુરતી કાકાનું લોહી તે થોડાજ વખતમાં ચુસી ગઇ હતી. હવે તેનો ડોળો ઘરમાં પેઠો હતો. બજારમાં વડા દલાલ તરીકે તે પંકાતો હતો, બેંકોમાં તેનું નામ પ્રસિદ્ધ હતું, પણ ન્યાતની બઇરીઓ તેને ઘેર નોતરૂં દેવા જતાં ડરતી હતી; કેમકે કાકાનાં લક્ષણ સારાં ન્હોતાં ! કાન્તિલાલભાઇ મીઠા વગર હતા, એટલે બાપાજીની આજ્ઞામાં હાજર રહેતા હતા. કાન્તિનાં લગ્ન થયાને કેટલોક સમય વીતિ ગયો. સંતાન થયું નહિ. વહુનું શરીર પુષ્ટ થઇ ગયું, ત્યારે ઘરનો મરઘો ઘરમાં કૂકડે કૂ કરવા લાગ્યો. નાજુકડી મરઘીને જાગૃત કરવા લાગ્યો. કેટલાક દિવસના ચેન–ચાળા પછી આજરોજ કાન્તિલાલ ન્યાતના સભાસદોને એકઠા કરવા સીધાર્યો, ને કમળી કાકીની આંખ પથારીમાં ઢરી ગઇ, ત્યારે વેણીયા કૂકડાજી પાછલા ખંડમાં પુત્ર–વધુ પાસે હસતા હસતા પધાર્યા.

નફ્ફટ સસરો—નકટી વહુ;
આવ રે સસરા—કહાણી કહું ! !......

આ ઘાટ બંધાવા લાગ્યો.

“ વહુજી ? તમારૂં શરીર સુકાતું જાય છે, માટે કંઈ દવા કરાવીએ !

ઘરમાં લક્ષ્મીની મહેર છે, અને કલ્લોલ કરનાર કોઈ નથી!" વેણીએ ઠાવકે મ્હોડે કહ્યું.

"સસરાજી? હવે મને બાળક થવાની આશા નથી. જો ગમે તો તમારા દીકરાને બીજી પરણાવો!"

"દીકરામાં પાણી હોય, તો તમે ક્યાં દઝાઇ ગયાં છો. હેં, મ્હારા સમ!" સસરાજીએ હસતાં હસતાં વહુજીનો ખભો પંપાળ્યો.

"તો આપને માટે કોઈ કન્યા–" વહુજીએ હસીને ટહુકો કર્યો.

"એટલું બધું ગામ–ગજાવણું કરીએ, ત્યારે ઘરનો વાણો ને ઘરનો તાણો–હેં! હેં!"—કાકાએ વહુને તાળી દેવા હાથ પકડયો!

"સસરાજી? એવું તે શું બોલો છો! મને તો શરમ આવે છે" વહુજી પીઠ ફેરવીને બોલ્યાં.

"તમારા મનમાં તો સમજી ગયાં હશો. હું મ્હારા મનમાં સમજ્યો છું, કે તમારી આડી નજર મ્હારી પાનીપર ઠરી છે; હા: હા: હા:" બુઢ્ઢા સસરાજી વહુને બાથમાં લેવા ગયા, એટલામાં દરવાજો ઉઘડયો–ને સસરો તથા વહુજી શરમાઇ ગયાં. વેણીયાનો મિજાજ ગયો–એકદમ દરવાજા પાસે આવ્યો. દરવાજો ઉઘાડનાર આ સંસારી નાટક જોઇને બહાર ઉભો રહ્યો. એ શખ્સ કોણ હતો?—મી૰ કાન્તિલાલજી. . . . .

"બાપા! નાતિલા એકઠા થઇને બેસી રહ્યા છે."

"મૂર્ખા? જરા ત્યાં રહીને થોભાવીએ કની? ત્હારી વહુને પેટમાં ગોળો ચડયો છે, તે હું દવા દેતો હતો. મ્હારૂં તો મોત ન આવ્યું. દીકરો શરમાલ, ને વહુ લાજવાર; તેની સાસુ આંધળી, ને સસરો સો ભુતનો હરવાયો. અફસોસ!—" વેણીયો ઢોંગ કરતો, બડબડતો, કાન્તિને લઇને બહાર આવ્યો.

વહુજી સસરાના ઢોંગ સમજી ગઇ. એ પણ લગાર નબળા મનની હશે. વરમાં મીઠું નહિ; વહુ તો હલકા કૂળની ને બચપણથીજ કુસંગમાં રહીને અપવાદી સંસ્કાર પામેલી; ઘરમાં કૂકડાનુ જોર, એટલે કદાચ પરસ્પર મન પીગળ્યું હોય! હશે...સંસારમાં અનેક પ્રકારે મનની શાન્તિ તૃપ્ત કરવામાં આવે છે, કોઇ ચંડુલ પીને ચિત્તને રિઝાવે છે, તો કોઈ અમૃત પીને પીંડને તારે છે!!

ઘરના ઘેલા ને બ્હારના ડાહ્યા તે આ કહેવાય! વેણીયો ન્યાતમાં ગયો—મ્હારી, ત્હારી ને માધવની ગોઠડી ચાલી. ન્યાતીલાંઓએ ફૂદાફૂદ કરી મુકી. વિલાત જનારાઓને, અને તેની સાથે વહેવાર કરનારાઓને ન્યાત બહાર મુકવાનો—ન્યાતનું નોતરૂં બંધ કરવાનો ઠરાવ કર્યો. એ ચાર જણના મત વિરૂધ એકમતે ઠરાવ નક્કી થયો. ગોરને હુકમ આપી દીધો, અને રત્નલાલ શેઠની પાર્ટિવાળા સુધારાવાળા ન્યાત બહાર થયા!

રંગરે વેણીયા કાકા—બોલો શ્રી ગોવર્ધન નાથજી જેઃ—બેડો પાર થયો. વાહરે હિન્દુ ભાઇઓ વાહ! બાર ભૈયા ને તેર ચોકા!!!......

## પ્રકરણ ૪ થું.

### ભલાની ભલાઈ!

સ્કોટ કહે છે કે, "ભૂંડાં માણસના કર્મમાં ભુંડાઇ કરવાનું સરજેલુંજ છે; પણ તેથી ભલા માણસે ભલાઈ શા માટે તજી દેવી?" મોટા માણસની મોટાઇ, અને દિલાવર દીલની દીલાવરી તો સદાકાળ સમુદ્રમાંજ રહી છે. ગમે તો કચરો નાખો, ગમે તો મેલ ધુઓ, પણ જળ તો સદા નિર્મળજ છે; સમુદ્ર ભલે ઉપરથી ખારો ને આ-

કરે છે, પણ તેનો ક્ષાર જગતનું પોષણ કરે છે, ને એજ ખારનો અત્તર તે વર્ષાનું જળ ને નદીનો વહેળો છે, તેવીજ રીતે મોટાની મહત્તા સમજવી. પૈસાથી તો ઘણા મોટા કહેવાય છે, પણ જેનાં કાળાં અંતર છે, તેની મોટાઇ તો રાખમાં રોળવા જેવી છે. મોટાઇનું લક્ષણ આ કહેવાય !

From my youth upwards;
My Spirit walk'd not with the Souls of men;
Nor look'd upon the earth with the human eyes;
The thirst of their ambition was not mine;
The aim of their existence was not mine;
My joys, my griefs, my passions, and my powers;
Made me a stranger—"*Manfred*—Act II II."

રત્નલાલ ઝવેરીની વડીલાઇ સર્વમાં એક સરખી જળવાઇ રહી છે. એમની ઉદાર ચિત્તવૃત્તિ, એમની મનની મોટાઈ, એમની પરોપકાર વૃત્તિ, એમનો દશોજ્ઞાતીનો ભાવ, અને સાચા સુધારાથી સર્વ સંસારને સમાન લાભ થાય, તેવી કાળજી કાયમ ટકી રહી છે. ગરીબાઇમાંથી શ્રીમંત બનેલા આ ગર્ભ શ્રીમંત ગૃહસ્થને ચડતી પડતીનો સઘળો અનુભવ છે. આપદકાળના આપદા કેવી કઠણ છે, ધન વિના માણસ કેવો લાચાર બની જાય છે, અને સહાયતા વિના માણસની કેવી ડગમગતી હાલત થઇ જાય છે, તેનો જાતી અનુભવ હોવાથી તેનું હૃદય બહુજ દયાળુ બની ગયું હતું. કોઇની મોટાઇ જોઇને તેને અદેખાઇ તો આવતીજ નહતી. એ શ્રાપ તેનામાં કોઇ પણ રીતે આડો-અવળો પેસી ગયો ન હતો. તેનું પૂર્વનું પુન્ય મોટું હશે. અને આ અવ-

તારમાં પણુ તેના સત્કર્મ ઘણાં છે. તે આડંબર કરનારા બગભક્તોને ધર્મ મંદિરના પારકે પૈસે શેખીલા બનેલા આચાર્યોને, મોટા મહં-તોને આશરો આપતો ન હતો; તોપણુ પ્રાચીન ધર્માલયોને આંચ ન આવે, તે વિષે લક્ષ દેતો હતો. લોકકલ્યાણુ ને દેશ કલ્યાણુના માર્ગો હાથ ધરતો હતો. ગરીબને ધંધે ચડાવવાનું પ્રથમ કામ કરતો હતો. આફતમાં આવી પડેલાને પ્રથમ સહાય કરતો હતો. દેશની દાઝ ખાતો હતો ખરો, પણુ ઉચ્છૃંખળપણે રાજ્ય વિરૂદ્ધ ભાષણો ક-રનારાને ચાહતો ન હતો. જે કામ કળથી થાય છે, તે કામ બળથી થતું નથી; જે યત્ન ધિરજથી ફળિભૂત થાય છે, તે સાહસથી થતો નથી; એ સારી રીતે સમજતો હતો. કબજાદાર કનેથી કબજો છોડા-વવામાં જેટલી યુક્તિ કામ આવે છે, તેટલો કાયદો કે હક્ક જીતી શકતો નથી; કારણુ કે ધણીનો કોઇ ધણી નથી. પણુ તક જોઇને તીર તાકવું, ને યુક્તિથી જશ ખાટવો, એ તેનો નિયમ હતો. દે-શમાં ખળભળાટ થયો હતો. રાજ–પ્રજામાં અભાવ વધતો જતો હતો, સ્વરાજ્ય હક્ક મેળવવા ભારતના આગેવાનો મથન કરતા હતા. જેમ જેમ દેશીઓ હક્ક માટે તાણુખેંચ કરતા હતા, તેમ તેમ રાજકાર્યભારીઓ ચીવડ થતા હતા. કોઈ સાહસીક દેશી છાપાવાળા ઉદ્ધત્તાઇથી દેશનું સત્યાનાશ વાળનારા અવિચારી લેખો લખતા, તેના લેખોની ઉલટી અસર થતી, ને તેથી આગેવાન હિન્દીઓ કાળા પાણીની સજા ભોગવતા હતા ! ! રત્નલાલનો પ્રિન્સીપલ જુદોજ હતો. તે સ્વદેશની ઉન્નતિના માર્ગ આ રીતે ખુલ્લા કરવા ધારતો ન હતો. જાપાન અને અમેરીકાની ઉન્નતિ શી રીતે થઇ, તે સંબંધી યત્ન કરતો, અને તેના યત્નો ધીરા તેમજ છુપા હતા. તેમનો લાગવગ મોટો હતો. વિલાયત અને પારીસ, અમેરીકા ને જર્મની, જાપાન અને ચીન વગેરેમાં ઝવેરાતનું કામ બહુ કરતો હતો. માત્ર તેની

ધીરી પ્રકૃત્તિ વડેજ તે ખાટી જતો હતો. કોઇ વાર હાથે કરીને ખોટ ખમતો, પણ સામા શખ્સને નિરાશ કરતો ન હતો. જો કે ખોટ મુકતી વેળા પોતાની નબળાઇથી સામો ખાટી જાય છે. તેવું દેખાડી દેતો નહિ, પણ સચ્ચાઇ પ્રકટ કરીને તેઓને રાજી રાખી ઉદારતા દેખાડતો હતો. જો નવલરાય સીધો નીકળ્યો હોત, તો તેનું બળીઆવર પુન્ય એકવાર મોટાઈના શિખરપર ધજા ફરકાવી શકત, પણ કોઇ કર્મ-પડછાયો ફરી વળવાથી એ અપવાદ સામે આવી ઉભો હતો, ને તેને લીધે તેનું ને નિલમનું મન ખિન્ન થતું ગયું, એથી રત્નલાલ નાસી પાસ થઇ ગયો. વૈભવ તો બાળકો વડે શોભે છે; એ પુન્યનો ઝરો અટકી પડયો, એટલે તેણે દેશોન્નતિ માટે ધારેલી ધારણા ને લીધેલી આગેવાની પડતી મુકી-હવે તો ગુપ્ત રીતે પોતાથી જે બને, તેટલો ઉપકાર કરવો, એ સિદ્ધાન્ત પકડી રાખ્યો હતો. ભારતનીજ દુર્દશા હતી, નહિ તો એવા નરોને આડાં આવરણો શા માટે આવે? અસ્તકાળમાં મહાન નરોનો મરો થાય છે; ઉદય કાળમાં ચમકતા તારા પેઠેમ વીરનરો પેદા થાય છે.—

નવલનો પત્તો ન લાગવાથી નીલમ બહુ ઉદાસ રહેતી હતી, પણ વિરેન્દ્રલાલ ને સૌભાગ્ય બહેને તેને હિમત આપી હતી. એક કેળવાયલી ને સુધરેલા વિચારની સ્ત્રી આમ ખુણામાં બેસીને નબળાઇ બતાવે, એ સુધારાને જેમ નુકસાન કરનારૂં છે, તેમ હલકા ખવાસના ને જુના વિચારના મુર્ખાઓને ઇર્ષા કરવાનું, નિંદા કરવાનું કારણ આપવાનું હથિયાર થઇ જાય છે. માટે પોતાનું કર્તવ્ય, પોતાનો સ્વધર્મ, ને પોતાની શક્તિ સદા વાપરવી, ને તેના સઘળા લાભ સ્વદેશને આપવા. "નવલ કંઇ ન્હાશી ગયો નથી. દુસ્મનો એમ કહે છે. દેશાટણ ફરવા ગયો, ને અકસ્માત્ થયો છે. બિચારાનું લોહી નબળું છે, એટલે નબળો કહેવાય છે, પણ

તેથી નીલમ શોક શેનો કરે છે ?" આ પ્રકારે જ્યારે નીલમને સમજાવી, ત્યારે તે ઠૉકપર આવી. આજથી તેનામાં નવું વિરત્વ પેદા થયું, અને તે આનંદ વડે રત્નલાલનું મુખ-કમળ જેવું પ્રફુલ્લિત થયું. લોક ચર્ચાની પરવા ન કરી. પોતાનાં સુખો સંપાદન કરવામાં મચ્યાં રહ્યાં. પોતાનાં બાળકોની ઉન્નતિ માટે ઉત્સાહને યત્ન કરવા તત્પર થયાં. રત્નલાલને એથી વધુ હિમ્મત આવી. નીલમપર પુત્રી તરીકેનો અથાગ પ્યાર હતો, તે હવે પાછો જાગૃત થયો. પોતાનો લખલુટ ખજાનો વપરાતો જોઇને તેનું દીલ રાજી થયું.

પોતાના વહેવાઇની ઉન્નતિથી તે ખુશી થયો. રાજેન્દ્ર તથા સુરેન્દ્રની ફતેહ માટે આનંદ પામ્યો. તેમની મોટાઇ જોઇને આ કુટમ્બ આશિર્વાદ આપવા લાગ્યું. સભામાંથી સર્વે પાછા ફર્યા ને રત્નલાલના બંગલાના પાછલા ભાગમાં બાગની અંદર કુંજ મંડપ કને સર્વે વિનોદ કરવા બેઠાં. પુરૂપ મંડળ અને સ્ત્રી મંડળ સર્વે આવ્યાં. ચા પાણીનો વહેવાર ચાલ્યો. પાન-સોપારી પણ ચાવવા લાગ્યાં.

"મ્હારા કુળની ઉંન્નતી થવા માટે હું આપનો ઓશીંગણ છું, રત્નલાલભાઇ ?" વિરેન્દ્રલાલે બે હાથ જોડીને કહ્યું.

"ભલાની ભલાઇ છે." સૌભાગ્ય બહેને ટેકો આપ્યો.

"મ્હારા જેવા રંકને પણ રત્નલાલ શેઠનો મોટો આશરો છે." કુન્દને કહ્યું.

"અને જયન્તિલાલ તથા ગુણવંતી પણ હમેશાં એવોજ આશિર્વાદ આપતાં હતાં." નીલમે પુરવણી કરી.

"મ્હારી જે ફરજ છે, તે હું બજાવું છું. મને જે વસ્તુ સંતોષ આપે છે, તેની આપ લ્હે કરૂં છું, અને એવું એવું ગમે છે."

"મ્હારી લીલુને ઠેકાણે પાડવાનું કામ મોટા શેઠે કર્યું ન્હોત, તો કોણ જાણે તે બિચારી—" માણેકે અચકાતી જીભે કહ્યું.

"સૌ સૌનાં ભાવી!" રત્નલાલે જવાબ દીધો.

"એમને તમારા જેવા વેવાઇ ક્યાંથી મળતે?"

"અને લીલુ તથા રતન જેવાં ગોહર ક્યાંથી હાથ ચડતે!" સૌભાગ્ય બ્હેને કહ્યું.—

"જો નવલરાય હાજર હોત, તો મ્હારી રતન તથા લીલુનાં લગ્ન જલદી કરી દેત, કેમકે આ અવસરં અનુકુળ છે. પણુ—

"રત્નલાલભાઈ? શું નવલરાયનો પતોજ નથી!"

"કુન્દનલાલ કંઈક ખબર લાવ્યા છે. વીરપુર કુમાર કોઈ લુટારૂ કન્યાને લઇ આવ્યો છે, તે સ્થળમાં નવલ આશરો લઇ રહેલો હતો. કહે છે કે લુટારૂ તો મરી ગયો, ને નવલ ત્યાંથી ન્હાસી ગયો છે!"

"ત્યારે અહીં આવવાને શી હરકત છે?"

"મને લાગે છે, કે તે શરમાતા હશે." કુન્દને કહ્યું.

"તેમાં શરમાવા જેવું શું છે? લોક તો ગમે તેમ બોલે. કૂવાને મ્હોડે ઢાંકણું છે, કંઈ જગને મ્હોડે છે? સાગરમાં તો સૌ કચરો નાખે!" વીરેન્દ્ર બોલ્યા—

"હવે પતો મળશે; સ્વામીજી પણ એ તરફ ગયા છે!" માણેક બોલી.

"મ્હારો રાજેન્દ્ર સુરત થઇને આવતી કાલે અયોધ્યા મધ્ય પ્રાંત તરફ ચાર્જ લેવા જશે, ને તે શોધ–ખોળ કરશે." સૌભાગ્યે કહ્યું.

"હા; એમને પ્રસંગ મળશે." વીરેન્દ્રે કહ્યું.

આ વાર્ત્તા વિનોદ બન્ને ભાઇઓ ચૂપ થઇને સાંભળતા હતા. પેલી નાજુકડીઓ માતાની પીઠ પાછળથી, તરૂવર પત્રો માંહેથી ચંદની ડોકીયાં કરે, તેમ વસંત વરને નિહાળતી હતી.

"કહે છે કે વેણીઆએ આપણી સુધારક ટોળીને ન્યાત બહાર મુકી છે!" કુન્દને વાત ઉચ્ચારી.

"એવાને બીજો ધંધો નથી—પણ કુન્દનલાલ, તમારા વીરપુરના શા સમાચાર છે?"

"કુમારનું ચિત્ત સ્થિર નથી. કાશીકુંવરીને અળગી કરવા કહે છે. રાજમાતાને પણ અપમાન કર્યું છે. અમારે પણ છુટું થવું છે."

"જો તમે દેશી રાજની સાહ્યબીનો લોભ છોડી દો, તો હું તમને 'પ્રોમીસ' આપું છું, કે તમને તેના કરતાં લાયક જગ્યા માટે બંદોબસ્ત કરી આપું."

"તો હું તમારો બેવડો આભાર માનીશ."

"સ્વદેશી બેંક સ્થાપવાનો મેં બંદોબસ્ત કરેલો છે. મને તમારી મદદની જરૂર છે. જો વિરેન્દ્રભાઈ ઓફીસ સંભાળે, તો તેમનો ઉપકાર થાય! બીજાને રળાવવા કરતાં પોતાનાં હોય, તો ભરૂસા સાથે જશ રહે!"

"હું તો તૈયારજ છું, મ્હારો હવે શું બીજું કામ છે? એક પંથને બે કાજ—મ્હારે તો ત્રણ કાજ થશે. સ્વદેશી બેંકની ઉન્નતિમાં દેશ કાર્ય કરવાનો ઉત્સાહ પાર પડશે—મ્હારો નિવૃત્ત કાળ સુખમાં પસાર થશે, ને તમારા સહવાસમાં ઉદ્યોગનું ફળ મળશે."

"ત્યારે આ કબુલાત નકી ગણવી!"

"પ્રતિજ્ઞા સાથે કબુલ છીયે." વીરેન્દ્ર તથા કુન્દને વચનદ્વારા કોલ દીધો. કુન્દનને તો ભાવતું હતું, ને વૈદે કહ્યા જેવું થયું.

"જગતમાં ભલાની ભલાઇ છે." સૌભાગ્ય તથા માણેકે ઉપકાર માન્યો. એટલામાં ભટજી મહારાજ જમવા તેડવા આવ્યો, ને સર્વે જણાં રાતનું ભોજન લેવા પધાર્યાં.

પારકાંનું ભલું જોઇને કેટલાંકની આંખમાં ઝેર વરસે છે, ત્યારે પારકાનું ભલું કરવાનું તેને કેવું કઠણ લાગતું હશે? અને જ્યારે એવી મોટાઈ લેવાનું માન કોણ પુન્યશાળીને પ્રારબ્ધે હશે! જગતમાં ભલા-

ની ભલાઈ છે. બીજાનું શુભ જોઇને રાજી થનારા દુનિયામાં બહુ થોડા છે! હિન્દુઓમાં—ખાસ કરી બડેખાંઓ, ધનવંત અથવા આજકાલના વાંસની નળીમાં વાગતા ગણ્યા ગાંઠયા હિન્દુ સાહેબો, જેની આંખમાં, રગેરગમાં કમળો પેઠો છે, એવાઓની અદેખી આંતરડીમાં સળગતો અગ્નિ, રત્નલાલ જેવા ભલા નરનાં કાર્યથી શિતળ નહિ થાય! ના–સાપના મોંમાં અમૃત થવાને કુદરતેજ ના પાડી છે.

## પ્રકરણ ૫ મું.

### રસિક–જોડલાં–પ્રેમ–ચંચુની પ્રસાદી!

પ્રેમી જોડલું નવપલ્લવ તરૂવર પર આવીને બેઠું,
પ્રેમ–ચંચુથી પ્રીત–જળ પીતું નહિ ખાઈ કે નહિ એઠું;
કયાં **અમૃત** પાણીનું ટીપું, કયાં ગોહરનું જળ–બિન્દુ,
પ્રેમ–સુધારસ પવિત્ર જગમાં કયાં કુમુદને કયાં ઇન્દુ!
લાગી લગન અગન થઇ ખેંચે, મગન બને મન મેળાપે,
ઉચ્ચ–નીચ વા જાતભાત નહિ જુવે દીલ પ્રીત ઉભરાવે;
પ્રેમી જોડલાનું પરણેતર પ્રભુ પ્રસન્નતાનું ભાણું,
દમ્પતિ પ્રેમની અખંડતાનું ગાય દેવ–ગંધર્વ ગાણું.

The woman that has not touched the heart of a Man before he leads her to the altar, has Scarcely a chance to charm it when possession and security turn their powerful arms against her—"Belle's-st"

આપણા યુવાન સિવ્હીલીયન સાહેબોનો એક અંકી નાટક આગલા ભાગમાં જોઇ ગયા છીએ; એ Prologue નાન્દી પછી હવે તેના બીજા ભાગ પ્રતિ નજર કરીએ.

અજ્ઞાન બાળાઓ, જેમ જનક વનમાં સીતા, સખીઓ સાથે વિનોદ કરતી કરતી છુટી પડીને રામને ભેટી હતી; તેમ રતન ને લીલુ આ આશાવંત યુવકોને ભેટી હતી. અને—

"વા'રે વસંતવર તું વરણાગીયો છે,
વેલી કુમારી વરીને ઠણુગી ગયો છે."

* * * * *

ઈત્યાદિ સંગીત સંબોધન વડે પ્રેમની પ્રથમ ભેટ કરી હતી. હવે આ જોડલાં કેળવણીના બાગમાં ઉછરીને સમજણાં થયાં છે. સુધારાના શિખરપર મનોહર પંખીઓ પેઠેમ કલ્લોલ કરવા લાગ્યાં છે. ઘરની વાણી પોપટ બોલે, તેમ ઘરની રીતભાત ને સ્વતંત્રતાનો લાભ લઇને, તથા આજની પાઠશાળાઓના પ્રસંગમાં કાબેલ બનીને યુવાન છોડીઓ આંખના પલકારા ને મોંના ચળકાટ કરતાં શીખી ગઇ છે; રતન ને લીલુનો વિરૂદ્ધ સ્વભાવ છતાં સ્નેહમાં તો સરખાંજ છે. વિદ્યાભ્યાસમાં રતન કંઇક આગળ વધી છે, કેમકે તેમનો સહવાસ મુંબઇમાં હતો. લીલુ તો વીરપુર સ્ટેટમાં શીખતી હતી. માત્ર સોસાઇટીનોજ ફેર હતો, પણ એ ફેર આસમાન–જમીન જેવો હતો. તે છતાં જેમ ગુણ પ્રતિકુળ ન્હોતો. ગૌણભાવ સમાન હતો. આ નખરાહી નાજુકડીઓ કાંઇ કાચી ન્હોતી. સુરતી ઠણુકામાં ઠણુકતી–ઠમકતી બાળાઓ, ધનવંત ઘરની સાહ્યબીમાં, ને સુધરેલા સંસારની સરસાઇમાં અજબ ખીલી નીકળી હતી. રાજ–વૈભવમાં લચકાતી લીલુ જનમથીજ રંગીલી હતી. તેમાં વળી સીવ્હીલ સરવંટ થયલા સ્વામી મળશે, એટલે પુછવું શું ? રતનનો રંગ લગાર મંદ હતો. તેને તો સંતોષજ હતો. આ બન્ને માસી–માસીની બ્હેનો પોતપોતાના નવલ વરને ભેટવા તલપતી હતી; પણ પ્રસંગ નહોતો આવતો. જ્યારે તેમને માનપત્ર આપવાનો મળાવડો થયો, ત્યારે આ બન્ને બાળાઓ

ઘેર રહી હતી, અને તે પ્રસંગે મનગમતા પત્રો લખીને પોતાના ભવિષ્યના* ભરથારના પલંગપર ફેંકયા હતા. ભુલભુલામણી કરવામાં કાચું રહ્યું ન્હોતું. લીલુએ, રાજેન્દ્રના પલંગપર પત્ર નાખ્યો હતો. ને રતને, સુરેન્દ્રના પલંગપર પત્ર ફેંકયો હતો. સુધરેલા સંસારની આ ખુબી અદ્દભુત હતી. બન્ને બન્ધુઓ .મેળાવડામાંથી પાછા ફર્યા, .ત્યારે બન્નેને પત્રો મળ્યા; પણ સ્વપ્રિયાના અક્ષરો ઓળખીને જેના નામનો પત્ર હતો, તે તેઓએ લીધો. પરસ્પર દીધો. બન્ને ભાઇઓએ મનગમે તે રીતે તે વખતે પ્રિયાના પત્ર વાંચ્યા, ને ખુશી થયા.

"જેનો સંસાર સુધર્યો તેનો જન્મ સુધર્યો." જેની ફતેહ સંસાર–રણમાં પાર ઉતરી, તેની દરેક ફતેહ થઇ ચુકી.

નીલમના નાનપણાના ચાળા જો કે રતનમાં તદ્રૂપ પ્રવેશ થવા ન્હોતા પામ્યા, તોપણ કંઈ કંઇ માતાનો જન્મ–સંસ્કાર હતો. માણેકના બાળ–સ્નેહની તો અવધી હતી. ચોપાટીપરના બંગલામાં પાછળની ચાલની બારી વાટે, કુન્દનને આપેલો પત્ર, અને **"કાંઠીનો કીસ્સો"** વાંચનારથી કયાં અજાણ્યો છે? લીલુ તો ખરેખર લીલુડી વાડી ને રાધિકા–રમણની ફુલ–વાડી થઇ પડી છે. કેળવણી, સુધારો, ને શક્તિથી ઉભરાતી મુગ્ધાઓએ આ વિલાયતી વરને શું શું લખ્યું છે, તે તો જોઇએ?

મ્હારા પ્રાણવલ્લભ પિયુજી—

વડીલોના પુન્યે વિદ્યા–વિલાસમાં ફળિભૂત થયા–મ્હારા ભવિષ્યના સુખ માટે મને પણ આનંદ થયો–હું કંઇ આશિર્વાદ આપવાને યોગ્ય નથી; સેવકીએ દૃષ્ટિ મર્યાદાદ્વારા નમન કર્યું છે, ને પુનઃ પત્રદ્વારા નમન કરીને પ્રભુનો પાડ માનું છું, યાચું છું કે એ કૃપાળુ કિરતાર આપણી મન–કામના પુરી પાડે!

પ્રાણનાથ ! મેં ઉપર ડાહ્યું ડાહ્યું લખ્યું, તે પરથી આપ તો મને પંડિતા સરખી માનશો–પણ તે પૃથ્વી પર તેજ થઇ પડ્યું છે!

કહો, વિલાયત જઇને પુસ્તકોના જ અનુભવે પારકી સેવાની ધુંસરી ગરદનપર ઓળવી આવ્યા છો, કે કોઇ ગોરી ગોરીઓનાં ગૌર-વદન પણ જોઈ આવ્યા છો !

મને ગાંડી ન કહેશો ! મેં મુલાકાત પછી આ વિષયનોજ અભ્યાસ કે ચિન્તન કરેલું ન માનશો ! મને એવી સંગત મળેલી છે, એમ ન ગણશો. વિનોદમાં–મર્યાદામાં કેળવણીનો નવીન સમાસ થતો નથી, વિલાયતના મોટા મોટા લૉર્ડો પણ ગમ્મતમાં તો દરજ્જો ભૂલી જાય છે. એક ચિત્રમાં મેં જોયું છે, કે તેવા મોટા માણસો ઘરમાં ન્હાના બાળકના ઘોડા બને છે !

ધુમ્રપાન કરવાની નિંદા અયોગ્ય–પરંતુ પ્રેમ–પાન ખરૂં કે ?–

પ્રિયાને પત્ર તો પરણ્યા પછીજ લખાય–એટલે હમે આશા રાખી ન્હોતી–પણ ચંચળ મનના ચાતકોને કહેવું ન પડે; બીજાના પત્રોમાં મનની વેદનાનો છુપો તણખો માલમ પડતો હતો. શું તમે એમ ધારો છો, કે તમે એકલાજ મદનના ધૂમાડામાં ઘૂમતા હતા ?

યૌવનનો બાગ ખિલવા લાગ્યા પછી કળીઓ ઝાલી કેમ રહે ! માત્ર બુલબુલના મીઠા સ્વર ઉપરજ તેની વિહ્વલતા દબાઇ રહે છે.

કહો, હવે શું ધાર્યું ! શાળાનો ને ઘરનો અભ્યાસ પુરો થયો, હવે વાટ જોવાનું પણ ટળ્યું; અમને ટળવળાવશો, કે ચીમળાવશો ? રીબાવશો, કે રીઝાવશો ! કયારે આરો આવશે ? પ્રેમ–શોખનો મછવો કિનારે કયારે આવશે ? પ્રત્યુત્તર ગંગા ઘાટણને આપજો. વ્હાલા વાટ જોઇ રહી છું. લી૦ ‘ લીલુ ’.

સુરેન્દ્રની સુંદર મુગ્ધા લીલુડીનો લટકો જોઇને આ બિચારો વિલાયતી ટટ્ટુ તો ટાટ થઇ ગયો ? જ્યારે તેણીને બાળક જોઇ હતી,

અને પોતે પણ વિદ્યાર્થિ હતો; ત્યારે તો જાણે ઢીંગલાઢીંગલીની રમત સમજ્યા. પણ હવે તો કમળ ને ભમરનો પ્રસંગ, મનના ઉમળકા, ને મદનનો ઉછાળો. મોં પર લાલી, ને છાતી ચમકવા લાગી, પગનો રણુઝણાટ, ને શબ્દનો વેધ થવા લાગ્યો. જો ઘણા દહાડા અળગી રહી, તો વાત વંઠી! જેટલા દિવસ લગ્ન આડા બાકી રહે, તેટલો વખત રમાડી લ્હેવી. આ વિચારો સંમીલન કરીને સુરેન્દ્રે નાજુક ચીઠી લખી, અધીરી કોયલડીને આંબાની શાખનો દાખલો આપ્યો.

એજ રીતે રતન ને રાજેન્દ્રના પત્રોનું પ્રકરણ હતું; ઉભય જોડલાંનો ઉછાળો બેસી ગયો, અને નાજુક સમયમાં સ્નેહની સોડ સાંપડ્યાની આશા બંધાણી!—

પ્રભાતમાં સર્વેને ઉપડવાનું હતું, સુરત જવાનું હતું, અને ત્યાંથી સોમવારે રાજેન્દ્રને અયોધ્યા પ્રાંત તરફ તથા સુરેન્દ્રને ખાનદેશ તરફ ચાર્જ લેવા ઉપડવાનું હતું.

રવિવારે પ્રભાતે આ ઉભય સિવ્હીલીયનો માતપિતા સાથે સુરત જવા ગ્રાન્ટરોડ સ્ટેશનથી ઉપડયા. કુન્દનને વીરપુર જવું હતું, કેમકે ત્યાં તે સર્વ મામલો અધુરો રાખીને એકાએક રત્નલાલના તારથી મુંબઇ આ સિવ્હીલીયનોને મળવા આવ્યો હતો. ત્યાંથી પરવારીને છેવટની રજા લઇ આવવાનું હતું; એટલે તે સાથેજ ઉપડયો. સ્ટેશનપર સ્નેહી મંડળ વળાવા આવ્યું. ફુલ-પાન ને હાર-તોરા સમેત ફતેહના પોકારો સાથે યુવકો ઉપડયા. પ્રેમથી સર્વે છુટાં પડયાં. લીલુ ને રતને દૃષ્ટિદ્વારા પિયુડાને નમન કરીને પુનઃ જલદી ભેટવાની સમસ્યા કરી. માણેક અને નીલમ પોતાનાં બાળકો સાથે બંગલે આવ્યાં, અને બપોરના જમીને ઘણે દહાડે બન્ને સુખ દુઃખની વાતો કરવા લાગ્યાં.



# પ્રકરણ ૬ ઠું.

## નીલમ ને માણેક.

### સુખ દુઃખની બે વાતો.

નીલમ અને માણેક હવે સંસારના સુખ-દુઃખથી પંછડાઇને પ્રવીણ થઇ હતી. નીલમના મનમાંથી હજી નવલનું દુઃખ ઓછું થયું નહતું. માણેક પણ હવે ઠરેલ બુદ્ધિની ઠાવકી સ્ત્રી બની ગુઇ હતી.

"બ્હેન ? હવે મને બહુ સાલે છે." નીલમે કહ્યું.

"આ સંસાર ક્યાં સદાકાળ સુખીયો છે ? જોની ચીરપુર કુમારે અમને કેવો દગો દીધો ! એ તો રત્નલાલ શેઠે પાછો હાથ પકડયો-ને કામમાં સામેલ કરશે; એટલે કોઇને ખબર નહિ પડે-નીકર ફજેતી થાત-" માણેકે દુઃખ ગાયું.

"પરંતુ મ્હારા જેવી ફજેતી નહિ હોં ! રતનના બાપનું તો ઠેકાણું કે પતોજ નથી."

"નસીબની વાત-પ્રભુ કરશે, તો હવે પતો મળશે; તમે બહુ સંતાપ કરશો, તેથી શું વળશે ? મ્હોટાં બહેન, સીતાના વીતકની વાત આપણાથી ક્યાં અજાણી છે ! ભાગ્યદેવી જેમ ભમાવે, તેમ આ ભવાટવીમાં ભમવું, દુનિયાના દાખલા લઇને દિલાસો લ્હેવો, અને મનને મારીને અવસર સરનાં સઘળાં કામો કરવાં." માણેકે હિંચોળાપર ઝુલતાં પોતાની મ્હોટી બ્હેનને દિલાસો દીધો.

"માણેક ? શરીરની વ્યાધી સહન થાય; સંતતિ કે સંપતિ ન હોય, તો તેનો શોક દબાય; માબાપચે કદી ન્હોય, તોયે દીકરી દુઃખ

વારે; પણ જ્યાં પરણ્યો પતિજ પારકો થઇ બેસે, અને છતે ધણીએ રંડાપોજ વેઠવો પડે, તો કેવું લાગે! બળ્યું, એ કરતાં તો મરવું ભલું!" નીલમે દિલગીર ચ્હેરે કહ્યું.

"બ્હેન? જીવ કંઇ સુતરનો તાંતણો છે, કે તોડી નખાય! આ તમેજ કાલે કહેતાં હતાં કે, પેલી તમારી પાડોશી શાન્તનુ જે ગુમ થઈ હતી, ને તે કલંકિત થઈ છે; તેનો વર મીંઢોળ બાંધીનેજ મરી ગયો. શાન્તનું ચોરીના ચાર આંટા ફરીનેજ રંડાણી, અને એ છોડીની આ દશા થઇ છે; તે કરતાં તો તમે સુખી છો! સંસારમાં એક બીજાનાં ઉદાહરણો જોવાનાં છે. જો સુખી થવું હોય તો આપણા કરતાં વધારે દુઃખીઆનું દષ્ટાન્ત લેવું! સંસારમાં વળી સુખ કયાં છે?"

"માણેક, સુખ–દુઃખ એ તો ભાગ્યાધીન વાત છે. એચ શાન્તનુ પ્રથમ જયન્તીલાલને વરવાની હતી. વિવાહ નકી થયો હતો, પણ ગુણવંતીનાં ભાગ્ય ભડયાં, ને તે આજે ધણીની હથેલીમાં રમે છે. જયન્તીલાલ તો તેની પાછળ દિવાનાજ થઇ ગયા છે."

"તેમ થાય, તેમાં નવાઈ નથી. ગુણવંતી ખરેખર ગુણનો ભંડાર છે. સુખનો સાગર છે. તેની નમ્રતા જાણે ફળેલો આંબો! તેનો વિવેક તો જાણે પાકેલી કેરીનો રસ! ભલે, એ જોડીને પ્રભુ દિર્ઘાયુ આપે!"

"માણેક! એવું ભલું ઇચ્છનારાં, કોઇનું સારૂં સુખ જોઇને દીલમાં ન દઝાતાં ખુશમિજાજે રાજી થનારાં દુનિયામાં માણસો હશે કે?"

"શું પૃથ્વી નિર્ક્ષત્રી થઈ છે? 'બહુ રત્ના વસુંધરા!' જગતમાં એવાં અનેક અબુડ માણસો હશે, કે જે પારકાના હિત માટે પોતાનું જીવતર પ્રભુ પરાયણ કરતા હશે. જોની બ્હેન? આપણાં પેલાં મીસ

મેનીંગ, જેણે પોતાની આખી જીંદગી કેળવણી પાછળ અર્પણ કરી! જુઓની તમારાં શિક્ષાગુરૂ મીસીસ એની બિઝંટ, જેણે આર્ય ધર્મનું હિત જાળવવા સ્વદેશ છોડયો! ખરે, ધન્યવાદ છે, એ યોગિનીને! માંસાહારી પ્રજાનો ત્યાગ કરીને, પ્રદેશની દાઝ ખાઇ પોતાનો ધર્મ છોડીને જેણે આ દેશની ધર્મોન્નતી ને ધર્મ–જાગૃતી કરવા માંડી છે! આપણા પરોપકારી હિંદરક્ષી દાદાભાઇએ સ્વદેશહિત માટે જીંદગી અર્પણ કરી છે. આ જગતમાં એવા નિસ્પૃહી ને પારમાર્થીક પુરૂષો થોડા નથી! પ્રાચીન કાળની આર્ય મહિલાઓનાં નામો આપણાં પુરાણોમાં પ્રસિદ્ધ છે. આપણે લાંબે કયાં જઇએ! આપણી સખી સ્વર્ગસ્થ ગંગાની દશા તો નજરેજ જોઇ છે. ચીમનલાલની ચાલ-ચલણ તો જગ જાહેર હતી, તોપણ ગરીબ હરિગંગા જેવી નિર્મળ મનની ને ધાન્ત સદ્ગુણની સ્ત્રી, સંસારનાં છુપાં દુઃખો સહન કરતી હતા. કોઈ દહાડો દુઃખ મોંપર લાવતી નહતી."

"અંતે તેને જેમ પતિના સંતાપનું દર્દ લાગુ પડયું, તેવુંજ દર્દ મ્હારો નાશ કરશે."

"તેના દર્દમાં ને તમારા દર્દમાં બહુ મોટો અંતર છે. ચીમન તો દુરાચારી હતો. નવલરાય તેવા નથી. ગમે તેમ પણ નવલરાય કેળવાયલા તો ખરાજ કની!"

"કેળવાયલા કહેવાના! મન જ્યાં સુધી કેળવાયલું ન હોય, ત્યાં સુધી કેળવણી શા ખપની! સારાં નરસાંનો, સંસારનાં સાચાં સુખોનો, પતિ પત્નિના પ્રેમ–ધર્મનો જેનામાં સારો સંસ્કાર નહિ, તેને કેળવાયલાં કેમ કહી શકાય?"

"મ્હોટાં બ્હેન! એક હાથે તાલી ન વાગે! કંઇક દોષ પદાર્થનો ને કંઇક દોષ કારીગરનો!"

(૧)

## નીલમ અને માણેક.





એ બ્હેનો ભાગ ૮ પૃષ્ટ ૧૨.

The Bombay Art Printing Works, Fort.

"મ્હારા શા દોષ હશે, તે મને તો જણાતા નથી. માણેક ? મને ખરેખરૂં કહે, મ્હારી શી ભૂલ છે ! જો જે, રખે શરમાતી ! મ્હોટી બ્હેનને મ્હોડે ક્યાં એવું કહીએ, એમ માનીને સંકોચાઇશ નહિ. માણસને પોતાની ભૂલ માલમ પડતી નથી. એ તો પારકી મા'જ કાન વીંધે ! માણસને જો પોતાની ભૂલ જણાય, તો પોતે એ ભૂલ કરેજ શા માટે ! માટે મને કહે, હું કઇ વાતમાં ભૂલી !"

"મ્હોટાં બ્હેન ? મ્હારે મ્હોડેજ શું કહેવરાવો છો ! સ્વભાવનું અસરખાપણું એજ મ્હોટી ભૂલ ! નવલરાયનો ને તમારો સ્વભાવ ઐકત્ર ન થયો, એનુંજ આ પરિણામ !"

"પણ મ્હારા સ્વભાવમાં ને તેમના સ્વભાવમાં શો અન્તરાય જણાય છે, તે તો કહે ?"

"તમને વૈભવ પસંદ હશે, તો તેમને એકાન્તવાસ પસંદ હશે ! એ સિવાય બીજા દોષનો તો તમને અનુભવ હોય !"

"જો લાંબો અન્તરાય હોત, તો પ્રભુએ મને શુદ્ધ સંતતિ આપી છે, તે ન મળી શકત ! માત્ર એકજ અન્તરાય છે, ને તે ત્હારી આગળ કહેતાં મને શરમ આવે છે, તું મનથી તો જાણતી હઇશ !"

"સૌ પોતાના મનમાં જાણે ! પણ હું તો એટલુંજ સમજું છું, કે ડાહી સ્ત્રી હોય, તો તેના મનના ઉત્પન્ન થયલા શોખો પુરા પાડીને, વરને વશ કરી લ્હે ! જો આપણે તેના પ્રતિ માન ન રાખીયે તો ભલે; પણ ભાગ્યે જડેલા ભરથારને પોતાનોજ કરવો હોય, તો તેના વિચાર આચારને શરણે થઇ જવું ! જો તે અનાચારી માલમ પડતા હોય, તો એક વાર તેના દીલ સાથે મળી જવું, ને ધીમે ધીમે તેને સુધારવા. જગતમાં એવું તો કોઇ પણ પ્રાણી નથી, કે ક્રિયાથી સુધારવા ચાહે, તો તે સુધરી ન શકે ! પછી અભાવ હોય, ને પરાણે

કંઇ કરવું પડે, તો તે કદીએ સુધરી ન શકે ! મ્હોટાં બ્હેન ? આ તો ખરૂં છે, કે તમારા બન્નેના સ્વભાવમાં કંઇક વિઘ્ન પડી ગયું છે."

"હા, એ વિઘ્ન એવું છે, કે હું શું કહું ! એમની વૃત્તિ કેવળ કામતૃપ્તિના અર્થો સાધ્ય કરવાનીજ છે, પ્રેમનાં નિર્મળ ને અમૃત ઝરણાંનો તો અંશ નથી !"

"પણ અમૃત કરી બતાવવું, એ આપણું કામ છે. ગુણવંતીએ જયન્તીલાલને વશ કરી લીધા, એ ગુણીના સદ્‌ગુણનોજ પ્રતાપ ગણાય કની ! શાન્તનુ અભાગી નીવડી, એ તેના સંસ્કારની વાત, પણ ગુણવંતી વરની વ્હાલી થઇ પડી, એ તેના ગુણનાજ પ્રતાપ ગણાય."

"માણેક ? ગુણવંતી વરને વ્હાલી છે, પણ એ વ્હાલનો ઉલટો પડછંદો પડવા લાગ્યો છે, જયન્તીલાલને ભાગ્યે આવું અમુલ્ય રતન સાંપડયું છે, પણ તેથી તેણે શાન્તનુને વિસારી નથી !"

"હેં ! મ્હોટાં બ્હેન ? આ! શું કહો છો ! જે ગુણીયલ ભરથાર, ગુણવંતી જેવી સ્ત્રીનો સાચો સ્નેહ ને નિર્મળ ભાવના છોડીને, પ્રેમી પ્રિયાનો વિશ્વાસઘાત કરી, પરસ્ત્રીના ઝાકળ જેવા મોહનું પાન કરવા તૈયાર થાય, તેને શું પ્રેમી કહીશું ? જો એમ હોય, તો જયન્તીલાલના પ્રેમને કાળો ડાઘ લાગશે. શું શાન્તનુનો સ્નેહ, જયન્તીલાલની કોટમાં પાકા સુતરની માળા કરી રહેલો છે ? શું ગુણવંતીના ગળાની કાચા સુતરની વરમાળ, અને તેના કંઠમાં ઝુલતો પ્રેમનો મંગળ દોરો પોતાના ભાવી ભરથારના અવિશ્વાસનું ઘરેણું થઇ પડશે ? અફસોસ કામી પુરૂષોનાં એવાં કાળાં કૃત્યો દહન થવાં જોઇએ ! ભલી અને સન્નિષ્ટાવાન સાધવીઓના શુદ્ધ સ્નેહ ને વિમળ વિશ્વાસ જો પ્રભુના દરબારમાં સુવર્ણમય હોય, તો આ જીવતી જીંદગીએ, એવા કામી પુરૂષોના પાપનો પસ્તાવો કરવાનો તેને સમય મળવો જોઇએ !"

"અને ભલી સ્ત્રીઓને બદલો ન મળવો જોઇએ ?"

" અલબત ભલી સ્ત્રીઓને ભલો બદલો મળવો જોઇએ. પણ સફેદ વસ્ત્રનેજ કાળો ડાઘ લાગે છે. મેલાં મનનાં માનવીઓને તેની કશી અસર થતી નથી. પ્રભુમાં એક મોટી ખોડ છે; ખરૂં કહીએ, તો ઈશ્વિર કાં તો શરમાળ ને કાં તો બ્હીકણો છે! જો કે તેને કોઇ જોવાનું નથી, કે સામો ઉભો હોય, તો ત્તેને કોઇ લાકડી કે હથીઆર મારી શકે તેમ નથી; તેમ છતાં તે ચોરની પેઠે છુપો ઉભો રહીને જન–પ્રાણીને આડો માર્ગ બતાવે છે, ને તે પછી વળી તેના અપરાધ માટે તાડન કરે છે. જો ઈશ્વિર કોઈ પણ અપરાધની શિક્ષા કરતો હોય, ને તે શિક્ષા અમુક ગુન્હાની છે, એમ પ્રત્યક્ષ જણાવતો હોય, તો અજ્ઞાની ને અપરાધી જીવડાને ખબર પડત, કે આ શિક્ષા પ્રભુએ કરી છે! પ્રભુની અમુક શિક્ષા પસ્તાવા રૂપે જ્ઞાની કે સમજુને માલમ પડે છે, અને અંતરાત્મા તો ચેતી જાય છે; તોપણ ન્યાય કોર્ટના ફેંસલામાં સમાયલી નિર્મળતાથી પ્રભુના ઇન્સાફનો જે પ્રત્યક્ષ પડઘો પડતો નથી, એજ અજ્ઞાન અપરાધી માટે ખોટું છે. સર્વ ગુન્હામાં વિશ્વાસઘાતના જેવો બીજો કોઈ મોટો ગુન્હો હું તો ગણતી નથી. જે ગુન્હાવડે અંતરાત્મા–જીવાત્મા, પરમાત્મા દુભાય, તેના કરતાં બીજો અધિક શો? એક માણસ પોતાનો સર્વસ્વ વિશ્વાસ સોંપી દે, ને તેનો ઘાત કરવામાં આવે, તેના જેવો મહા અપરાધ બીજો કયો? એક સ્ત્રી, કે એક મિત્ર પોતાનો સાચો સ્નેહ સોંપીને પોતાની સઘળી સાચી ખોટી વાત કરે; તે જો તે વાત વડે લોભી કે કામી, સ્વાર્થી કે ઘાતી વિશ્વાસઘાત કરે, તો પ્રભુના દરબારમાં તે જન શા માટે મોટો અપરાધી ન ગણાય? સ્ત્રી જેવી કોમળાંગી ને વિશ્વાસુ પત્નિ, પતિ–ધર્મ પ્રતિજ્ઞાથી પાળે; ને પછી ઘડીભરના સુખ ખાતર તેના પ્રેમવૃક્ષનો વિચ્છેદ કરે, તો પછી તેને શા માટે પ્રભુ નહિ સંતાપે! બ્હેન? એવા પતિને તો જે સાશન થાય, તે થવા દેવું! અપરાધી પર દયા

એટલી હદ સુધી ન વપરાવી જોઇએ, કે તેના અંતરાત્મા અપરાધની તોબાહ ન કરે! પણ તેને ગુન્હાની અસર થવા ન દેવાનું પગલું ભરાય, ને દયા તેમાં સામેલ થાય, તો તે અપરાધીની તેમજ ક્રિયાદીની તે ગુન્હેગાર ગણાય! જયન્તીલાલને મેં એવા ન્હોતા જાણ્યા! બ્હેન? તમારે કાને આ વાત કેમ આવી? કોઈ તેના વેરીએ તો વાત નથી ફેલાવી! કોઈ અદેખાંઓએ તો દમ્પતી વિરોધ જોવા કલ્પના નથી કરી?"

"ના, મેં મ્હારી નજરે નજર જોયું છે. જયન્તીલાલ શાન્તનુના બંગલામાંથી નીકળ્યા, ને તે મેં જોયા!"

"તેથી એમનું ચિત્ત ચળિત થયું છે, એમ કેમ માની શકાય!"

"ગુણવંતી અહીં મને રમા સાથે મળવા આવી હતી, તેને તેડવા માટે જયન્તીલાલ અહીં આવવાના હતા. મોડી સાંજ સુધી તે ન આવ્યા, ને ગુણવંતી ઉદાસ થઇને તેને બંગલે ગઈ; તે પછી જયન્તીલાલ શાન્તનુના બંગલામાંથી નીકળીને ઘેર ગયા. આ સર્વે સ્પષ્ટ દેખાડી આપે છે, કે પોતાની ધર્મ પત્નિ નજીક નજરે બેઠેલી છતાં, એ સમયે પર સ્ત્રી તરીકે પંકાતી જુવાન યુવતિના એકાન્તમાં ભાઈ સાહેબ પેઠા, ને પ્રેમી પત્નિની દરકાર પણ ન કરી. એ શું બતાવી આપે છે? મને તો એ વિષે ઘણી શંકા થઇ છે! વળી મેં શાન્તનુને પણ તાવી! તેના ઉદ્ધત્તાઇ ભરેલા જવાબે મને વધારે શંકાશીલ કરી છે; જો કે હજી પણ હું ખરૂં માનતી નથી, તો પણ—" "તો હવે બીજે વાત કરવી નહિ. ગુણવંતી જો જાણશે, તો મોટો કલહ થશે. મ્હોટાં બ્હેન, કહો, હવે તમારે કેટલો અફસોસ કરવો! તમારે તો સ્વભાવના અસરખાપણાથી નવલરાય જોડે મન કમ થયું; પણ એમનાં તો દીલ વર્યાં છે! પુરૂષોની વખત બે વખતની કુટેવોપર ભાર મુકીને તેમને છેડવા નહિ. જો કે એવાં કર્મ કરવાં, એ પરણેલા પુરૂષને

યોગ્ય નથી; પણ ભાવે કભાવે કંઇ ભૂલ થઇ હોય, તો સ્ત્રીઓએ એકદમ આકળાં પડી જઇને સંસાર બગાડવો નહિ. જો ડહાપણ હોય, તો ચોરી પકડીને તેનું એવું મીઠું સાધન કરવું, કે વરને માઠું લાગે નહિ, અને આપણું કામ સરે! મહેતાજી મારે નહિ, ને ભણાવે નહિ એવું થાય, તો વાત બગડે! પણ કહે છે કે,

ઘોડો જુએ છે સારો સવાર,
સ્ત્રી જુએ છે સુઘડ ભરથાર;
ગાનાર ચાહે છે સારો સતાર,
પ્રજા ચાહે છે શુદ્ધ કારભાર.

"બ્હેન, ઇટાલીનો ઉદ્ધાર કરનાર "ગેરીબલ્ડી" નામના લડવૈયાની સ્ત્રી એનીટાની પતિ ભક્તિનો દાખલો ધર્મયુક્ત છે. પ્રસંગોપાત હું વંચાવીશ."

" ભાગ્યગતિ પર હવે તો આધાર રાખવો, એ વિના બીજું કશું સુખ મ્હારે માટે તો નથી."

" એ દૃઢતા તમારા મનને વધારે દિલાસારૂપ થઇ પડશે."

" માણેક? તને એવી કંઈ પણ ખબર મળી છે, કે બાપુના બાપનો પત્તો મળે?"

" મ્હોટાં બ્હેન? મેં એવું સાંભળ્યું છે, કે સર્યુ ઘાટપર તેઓ સજીવન છે."

" રખે ભૂલનો અપવાદ માનીને ન્હાશી જાય! રખે ગુણવંતીને ફોસલાવવાનો દોષ માથે વોરીને દેશ ત્યાગ કરે! અરેરે, આખરે મ્હારે માથે પણ આ અપવાદ ચાલુ રહ્યો!"

" સંસારમાં સુખ-દુઃખનો આધાર પૂર્વના સંસ્કારપર છે. કળિની પ્રજામાં, ચાલતા સુધારા જેને કહે છે, પણ કેળવણીની ખામીને લીધે કુધારાના કુહાડા જે વગર ધારના છે, તેપર જંગલીપણું દુર કરવાના

ઉપાયો લેવાના છે, ત્યાં તે સુખના માર્ગ ક્યાંથી મળી શકે! મને તો આ દુનિયાં કેવળ વિચિત્ર લાગે છે. જે સુખ હું ગામડાની અજ્ઞાત ને ભોળી પ્રજામાં જોઉં છું, તે સુખ રાજ મહેલોમાં કે શેઠીયાના વૈભવોમાં જોઇ શકતી નથી. ગામડીયાઓની વિશ્વાસુ લાગણીને શાન્ત જીંદગીમાં સમાયલાં સુખ પ્રવૃત્તિવાળા પૈસાદારો કરતાં, પ્રભુના ધામને સતત્ પહોંચાડનારૂં ને ત્રિલોકના નાથને રિઝાવનારૂં ગણીશું. દેખાવમાં દમામવાળા પણ અંદરખાને પોલ જણાતા શેઠીયાના વૈભવોમાં પર પ્રેમની છાંયડી, કલ્પિત સુખના સાધનો, અને ડાકટરોની દવાનાં અતરો બહેકતાંજ રહે છે. પાષાણની સફેદ પુતળીયો, બિલોર કાચના જેવી નાજુક છતાં અન્તરમાં અતી શોખના ઘાટ ઘડનારી હોય છે. એ તેના વ્હાલા ધણીઓને પેલી ખેડુતાણીના જેટલું વિશ્વાસુ સુખ લઇ દઇ શકતી ન હશે! આ સઘળો નકલી સુધારાનો પ્રતાપ છે. જેમણે સુખનાં ફળ અનુભવ્યાં છે, તેજ તેનો રસ સમજે છે. કેળવણી તો શાન્તિ ને સુખ આપનારી હોવી જોઇએ. કેળવણી તો સુખ દુઃખિઆ સંસારને શોભાવનારી અને થોભાવનારી જોઇએ. ઘરના લખલુટ ખરચોથી વૈભવ માનનારા, પારકે પૈસે દિવાળી કરનારા કેટલાક શેઠીયાઓની નકલી દેખાદેખી કરીને આપણા લોકો બહુ દુઃખી થતા જણાય છે. દીકરીઓને બચપણથી સાહેબડીઓ બનાવવાના આંધળા શોખને આધીન થઇને ખરચના બોજા તળે પોતે દબાય છે, ને દીકરીઓને શોખના રસ્તા દેખાડે છે; પછી જ્યારે તે કન્યાઓ સાસરે જાય છે, ને ત્યાં જો તેને ઓછું અદકું પડે છે, તો આજના નકલી સુધારાનો–કુધારાવાળો કુહાડો ઉપાડીને સુખના વૃક્ષપર મારવાનો બુરો યત્ન કરે છે! એવી રીતે કેળવાયલી સ્ત્રી, ધણીના દુઃખમાં શી રીતે દિલાસારૂપ થઈ પડશે! બાપનો વૈભવ સાસરાંના કામનો નથી. કદી બાપ કરતાં સસરાનો વૈભવ ભલે વધારે હોય; ભલે કન્યા પોતે રાજ

વૈભવમાં ઉછરી હોય, પણ કેળવણીની રીત તો એજ કે સ્ત્રીઓએ લાયક શિક્ષણ મેળવીને સંસારોપયોગી કામો કરવામાં પ્રવૃત્ત થવું; ને જે સમયે, જે સ્થિતિ હોય, તેને અનુકુળ થવું; વિવેક તથા સદ્દગુણ વડે પરજનનાં મન હરવાં; ધન હોવાથી બીજાની ઓશીઆળ નથી, પણ તે માટે સઘળાંને હલકાં ગણવામાં સંસારની શાન્તિ નથી. ગરીઓને દાખલો બેસાડવા માટે ધનવાનની કન્યાઓએ એવું વર્તન ચલાવવું જોઇએ, કે તેના વિવેક ને સદાચરણનો બીજાં દાખલો લઇ શકે ! સન્માન કરવાની ઉચ્ચ રીતિ વાપરવાથી, કે ગરીબોને માન દેવાથી કંઇ આપણે હલકાં કે ખુશામતખોરાં ગણાતાં નથી, જો એવી માન્યતા કોઇ તવંગર કન્યા કે કુળ વધુ માને, તો હું કહીશ, કે તેનામાં કેળવણીનો સારો સંસ્કાર નથી. જે ખરી કેળવાયલી સ્ત્રી છે, તેના પર પોતાની જીંદગીને ઝુલાવવાનોજ બોજો છે, એમ નથી, પણ સંસાર સુધારાનો જોખમ છે. એવી સ્ત્રીઓ પોતાના સંસારનેજ સુખી કરવાને બંધાયલી છે, એટલુંજ નથી, પણ તેમનાપર આખા સંસારનો બોજો રહેલો છે, કહો કે ફરજ રહેલી છે. પોતાને મળેલી તાલીમનો લાભ દરેક મંડળને આપવો જોઇએ. સદાચાર, નીતિ, વિવેક અને ધર્મ સંબંધી લાંબાં લચ જેવાં ભાષણો કરીને નહિ, પણ પ્રત્યક્ષ સદાચરણ પાળીને બતાવવું જોઇએ. B. A. ની બીહામણી ડીગ્રી મેળવીને, કે સુધારાની શેકહેન્ડમાં સંસાર સુધારાની ઉન્નતી સમાયલી નથી ! સંસારપર પોતાના ધર્મ—કર્મનો પ્રતાપ પાડવાનો તેનામાં સંસ્કાર જોઇએ. સેંકડો કુટમ્બોપર, સ્ત્રી રીતિ—નીતિના આચરણોની અનુકરણીય છાપ પડવી જોઇએ. માળી જેમ છોડને પાણી પાઇનેજ ફરજ પુરી કરી શકતો નથી; પણ તેને ફળદ્રૂપ બનાવતાં સુધી તટસ્થ રહે છે. માબાપ કેવળ કન્યાને શાળામાં શીખવીને વરાવી દેતાં સુધીજ બંધાયલાં છે, એમ નથી; સ્ત્રીરૂપ કન્યાને ભવિષ્યની માતા—સુઘડ

માતા બનાવવાનો જોખમ પુરો થતાં સુધી તેની સંભાળ લ્હેવી પડે છે. આજની સુધરેલી છોડીઓ અંગ્રેજી વાતો, અંગ્રેજી ઢબના પોશાક ને શુદ્ધ આંખે ફેશનનાં ચશ્માં પહેરે છે, પણ બુદ્ધિબળનું કાચું અને શોખનું કામ પાકું જાણે છે; તેથી આ સંસારના સુખની સમાપ્તિ થતી નથી! ગરીબોએજ કામકાજ કરવું જોઇએ, શ્રીમંતો માટે તો ભટ–રસોયા ને નોકર ચાકર નિર્માણ્ય થયા છે! આ વિચારપર ચાલવું નથી જોઈતું! જો રાજાઓ એમ સમજે, કે કારભારીઓ છે, એટલે રાજ ચાલશે; પણ તે રાજની આબાદી સ્વતંત્ર રાજ્યાધિકાર જેવી નહિ ચાલે. નોકર તો નોકરનુંજ કામ કરશે! માલીકની હાજરી ને તેની આવડતનો નોકરોપર પ્રતાપ પડે તો પુરતું છે. જ્યાં સુધી એવી રીતે રાજમહેલની રાણી કે શ્રીમંત ઘરની શેઠાણી પોતાનો પ્રકાશ પાડી શકે નહિ, ત્યાં સુધી તેમનું જીવન વાત વાતમાં દુઃખી ગણાશે! કારણ કે તેણે શોખનું સાધન એજ માત્ર જીવન સુખની સાધના માની છે! સદાકાળ સુખ શરીરમાં વસતું નથી, શ્રીમંતોને સાહ્યબી કરતાં કરતાંએ થાક લાગે છે! જો શ્રીમંત સ્ત્રીઓને પોતાને સારી કેળવણી મળી હોય, તો તેમને એટલીજ મજુરી કરવાની છે, કે પોતાનો દેશ, પોતાની પ્રજા, પોતાનું રાજ્ય, પોતાનો ધર્મ ને પોતાનું જીવન કેવી રીતે સુધરી શકે! પ્રભુએ જે ધન આપ્યું હોય, તેનો સદુપયોગ કેમ થઈ શકે! એ કાર્યમાં ગુંથાવાનું છે. એથી મન કેળવાય છે, પરોપકાર થાય છે, બીજી નબળી પ્રજાપર છાપ બેસે છે, ને કેળવણીનો સારો ઉપયોગ થાય છે. મનનાં મેલાં ને ઘરનાં ઘેલાં એવાં સારા ઘરનાં બૈરાંઓ ભાષણ કરે! શ્રીમંતની શ્હેમાં દબાઇને માનને ખાતર બધાં હાં–જી હાં કરે, અને માંહે જોઇએ તો પોલમ પોલ! ભાષણો લખી આપે બીજા, ને બોલે બાઈ સાહેબ! જ્યારે પોતાને ભાષણ સમજવાની શક્તિ નથી, તો પછી તે પોતે શું બકે છે, તેની

સમજાણુ તે શી હોય! જે ઉપદેશ કરે છે, તેને તો બોલવાનું ભાન નથી, તો પછી તે બીજાં પર શી રીતે છાપ પાડી શકે! આ રીતે શ્રીમંત સ્ત્રી જો સુધારો કરવા ચાહતી હોય, તો તેનો યત્ન વૃથા છે. આ સુધારાથી જો સુધારકો, સ્ત્રી યા પુરૂષો, સ્ત્રી કેળવણીનો ઉદય માનતા હોય, તો હું સ્પષ્ટ કહું છું, કે એવાં સુધારકો આ દેશનાં હડહડતાં શત્રુઓ છે!!

"માણેક? ત્હારા આ વિચારો હવે મને બહુ કિમતી લાગે છે. ખરેખર આજ સુધી શ્રીમંતોના નકલી ને કલ્પીત શોખ પાછળ મેં મારૂં જીવતર ગાળ્યું; પણ હવે હું સમજી છું, તે ખરેખરી રીતે મ્હારે ત્હારા વિચારો ગ્રાહ્ય કરવા જોઇતા હતા. આપણે એકજ ઘરમાં, એકજ શાળામાં ને એકજ સહવાસમાં ઉછર્યાં છીયે, પણ ત્હારા પ્રથમથીજ જે સુવિચારે ત્હારા અંતર–બાગમાં સુવાસ ફેલાવી છે, તે સદાકાળ અમ્મર રહી છે ને તેથીજ તું આ શાન્તિ–સુફળ મેળવે છે."

"નીલમ બ્હેન? કેળવણીએ મને અમ્મર સુખ આપ્યું છે."

"માણેક ત્હારા વિચારો મને બહુ માન્ય છે."

આ રીતે બન્ને બ્હેનો વિનોદ કરે છે, એટલામાં ટપાલવાળો આવ્યો; આ પત્ર તેમનાં ગુરૂ યોગિનીનો હતો, મીસીસ બિઝંટનો પત્ર શો હતો, તે પ્રત્યે લગાર લક્ષ દઇએ. આ પત્ર અંગ્રેજીમાં હતો, તેનો ટુંક સાર આ પ્રમાણે હતો–

**વ્હાલી નિવેદિતા—**

નીલમનાં સ્થાપિત નામથી તને પિછાણતાં, અને ગૃહસ્થાશ્રમ ધર્મની આર્ય રીતિનીતિનાં આશ્રમની અધિકારીણી ગણતાં મને આનંદ ઉપજે છે. જ્ઞાની આર્ય મહિલાઓથી ભરતખંડ ભરપુર છે. ગર્ભશ્રીમંત ઘરની કૂળવાન કૂળવધુઓથીજ આર્ય ધર્મની ઉન્નતી છે. યોગીની નિવેદીતાના ઇલ્કાબથી ઓળખાયા પછી જ્યારે તું નીલમનાં

અસલ નામથી પુનઃ પતિદર્શન પામી, તેથી પણ હું સંતોષ પામી—અને એક મહદ્ પુન્ય પ્રાપ્ત થયું. યોગ સંસ્કાર વડે જ્ઞાન—દાનનું એક પુન્ય મળ્યું; ને બીજી રીતે વિયોગી દમ્પતી એકત્ર થવા સાથે ઉચ્ચ સંસ્કાર પામેલી યોગિનીએ પુનઃ ગૃહસ્થાશ્રમ ધર્મ પ્રતિપાદન કર્યાથી આર્ય ધર્મની ઉન્નતીને યત્કિંચિંત સહાયતા મળશે, એ કલ્પના પણ પુન્યવંત નીવડી છે.

ગુરૂ સ્વામી સચ્ચિદાનંદનો સહવાસ શાન્તિરૂપ થઇ પડશે. જે ઘડી જાય છે, તે ફરીને મળવાની નથી, માટે દેહીનાં જે કર્મ છે, તે સદ્ભાવે કરી લ્હેવાં. આર્ય ધર્મની ઉન્નતી કરનારી આર્ય પ્રમદાઓ છે. સંસારની શાન્તિ ને સમાપ્તિ સ્ત્રીઓના સત્કર્મમાં સમાયલી છે. સ્ત્રીઓ જેમ જગત ઉત્પન્ન કરનારી છે, તેમ તે લય કરનારી છે.

નીલમ, તું વારંવાર પતિના સંતાપનો બળાપો કરે છે; જો કે તું સદાચારને લીધે સ્પષ્ટ રીતે પતિનાં દુરાચરણોથી તેને વગોવતી તો નથી; પણ ત્હારા લેખની ભાવનાનો પ્રતિધ્વની કર્ણ—પ્રવાહને શોચ રૂપે અથડે છે. તું હજી સુધી જાણતી હઇશ, કે ત્હારો સ્વામી કેવળ શુન્યવાદી—જડવાદી હશે, પણ ના, તે તો એક વિરક્ત વાસના—ભૂત દેહી છે.

નિવેદીતા ? તું પણ અહોકાળ ત્હારો માનવ ધર્મ સંભાળતી હઇશ. ત્હારૂં ને ત્હારા સંબંધમાં આવતાં પ્રાણીઓનું શ્રેય ઇચ્છીને સર્વના કલ્યાણ—માર્ગ સંપાદન કરતી હઇશ. સંસારમાં સાચું સાર્થક એજ છે. જે દેહીએ પ્રાણીના સંકટ નિવાર્ણનો પરમાર્થ કર્યો નથી, તે પશુ કરતાં પણ જડ છે. પરમાર્થ અનેક પ્રકારના છે; તેમાં વિદ્યા દાન, જ્ઞાન દાન સર્વોત્કૃષ્ટ છે; કેમકે તે વડે માનવ દેહનું નિર્વાણ થઇ શકે છે. અસ્તુ,—

એની બીઝંટ.

" આહા ! આ યોગીની-રતે [illegible] ઉપદેશના માળાના મણુકા વડે એ [illegible] સફળ થાય. "

" હા; એ ભલાં બાનુની કૃપા વડેજ મ્હારા દુઃખના [illegible] શાન્તિથી પસાર થાય છે, માણેક ! "

" સ્વામી સચ્ચિદાનંદ સીધાર્યા પછી લગાર મનડું છુટું પડયું હશે, ને તેથી સંતાપ વધ્યો હશે-જો તેવું હોય, તો કોઇ ને કોઇ સખીઓ સાથે હળીએ-મળીયે । સરસ્વતી પાઠશાળામાં જઇએ-આવીએ."

" અદેખી રંડાઓ ઝંપવા દેતી નથી, તેમાં વળી પેલો રડયો વેણીયો તો પુઠે પડયો છે."

"મુવો એ રડયાનાં ભોપાળાં બહાર પડે છે, તે જોયાં કે? પટેલની પુછડી થઇ મુવો છે. !

" ત્હારાં ભાગ્ય સારાં-નહિ તો નાહક અપવાદ આવત ! "

"અપવાદ તો સુધારાની પુંઠે પડેલોજ છે; પણ આ અપવાદ ભુંડો, સસરો ઉઠીને વહુની લાજ લુટે, એ તો બા-

" શાન્તનુ કરતાં તો- "

" હશે-એ વાત કોરે મુકો-ગુણવંતીને ત્યાં જાવ આવ ખરી કે ! "

" ગુણવંતી તો ખરે ગુણીજ છે. એની વિદ્ધતા શું-એનું ડહાપણ શું ! વાહવા-તું તો હજી મળવાજ ગઇ નથી- "

" ડૉકપર મળ્યાં હતાં-મ્હારો બંગલો સાફ થઇ રહે, પછી તો હવે મળવાનુંજ છે કની ! હવે ક્યાં વીરપુર જવાનું છે ? કહો બ્હેન એ કાશીકુંવરી કેવી સુખી ગણાય ? "

"ગુણવંતી જેવું સુખી કોઈ નહિ. પતિનો પુર્ણ પ્રેમ છે; પતિને જરા ડગમગતો જોયો, કે વિવેકના વશીકરણથી તરત વશ

કરી લ્હે, અને રમા તો તેનેજ દેખે છે. માણેક? તું ભાગ્યશાળી કે એવી વહેવાણુ ને એવી વહુ પામી!"

"બહેન, તમે ચાલો, તો આજે તેને ત્યાં મળવા જઇએ."

"ચાલ, તું કહે તો આવું, જરા બે ઘડી વાતો થશે."

"ચાલો કપડાં બદલી લઇએ." માણેક ઉઠી.

એટલું કહીને બન્ને બહેનોએ કપડાં બદલ્યાં, ને ગુણવંતીને ત્યાં ચાલ્યાં—

આહા! સગુણી ગુણીનો નમ્ર સ્વભાવ ને સુઘડ વિવેક કેવો દીપી નીકળ્યો છે? ખરી કેળવાયલી કુળવધુના સંસાર પ્રતિ ફરી નજર કરીએ.

---

## પ્રકરણ ૭ મું.

---

### ગુણવંતીનો ગૃહસ્થાશ્રમ

Swerving Virture
Endureth not rebuke—while that thats steadfast,
With smiling patience suns the doubt away
Where with mistrust would cloud it—"THE WIFE"

સ્ત્રીઓના અંતઃકરણમાં રહેલો પવિત્ર પ્રેમ, એ કુસુમમાં રહેલી મધુરી સુગંધી છે. પ્રેમી પ્રિયાનો આન્તરિક ભાવ, અમૃતમાં રહેલી મિઠાશ છે. સ્ત્રીઓનો સદ્દગુણ, એ તેનું સૌંદર્ય છે. સ્ત્રીઓનો વિવેક, એ તેની આકર્ષણ શક્તિ છે. સ્ત્રીઓની ખાલી ટાપટીપ એ એક જાતનો નકલી દેખાવ છે. સંસારીઓને રીઝાવવા અથવા મોહવશ કરવા, કે પોતાની પ્રીતિ ગળે ઓળવવા જે સ્ત્રીઓ કલ્પિત વાણીનું

ગુણવંતી.



સ્ત્રીઓના અંતઃકરણમાં રહેલો પવિત્ર પ્રેમ, એ કુસુમમાં રહેલી સુગંધી છે.
ભા. ૮ પૃ ૩૨.

The Bombay Art Printing Works, Fort.

સરબત બનાવીને વચનના પ્યાલામાં પીવરાવવાનો યત્ન કરે છે, એ સાચ્ચા હંસોની પરિક્ષામાં નિષ્ફળ છે!—સદ્‌ગુણ એક એવો ઝરો છે, કે તે ત્રિભુવનમાં પીવાય છે-પંકાય છે! દેવ-ગંધર્વો પણ તેના તરસ્યા છે. એ એક કુદરતી પ્રવાહ છે. સરિતા જળમાં સાકર નાખીને પીવરાવવું જેમ નકલી છે, તેમ ઠાઠ માઠ ને વચનનો સ્વાર્થિ વિવેક નકલી છે. જેમ અફીણીને અફીણની કડવાશ નથી; તેમ ખુશામત ઇચ્છનારને એવાં ચડાઉ વચનો કડવાં નથી. સ્ત્રીઓમાં સદ્‌ગુણતાની જરૂર છે, ને તે ગુણવંતીમાં રહેલી છે.

ગુણવંતીની સંગીન કેળવણી જયન્તના સંસારને બેવડી મજબૂત બનાવવા સામર્થ હતી. જો કે ગુણીએ માતા કેળવણી લીધી ન હતી, પિતાના પ્રેમ-રાજ્યમાં લાડથી ઉછરી હતી, અને એકમાર્ગિય અંગ્રેજી શિક્ષણ પામી હતી; પણ તેનામાં એવા તો સુંદર ને સંગીન સંસ્કાર પ્રાપ્ત થયા હતા, કે સ્વાભાવિક સંસારી સુખ પ્રાપ્ત થતું હતું. જો કે ગુણીનાં સાસરવાસમાં અતલગનાં સગાં ન હોતાં; તેમજ તેમના અહોનિશ વ્યવહારમાં આવનારૂં મંડળ પણ જુજ હતું, તો પણ જેના પ્રસંગમાં તે આવતી, તેને મુખડાના ચ્હેરાથી કે જીભની મીઠાશથી, જેના જેવી નજર, જેને જેવો મોહ ને જેને જેવો સ્વભાવ ગમતો, તે રીતે આકર્ષતી હતી. તેનામાં એક મહાન સદ્‌ગુણ હતો. પોતાના સ્વામી પ્રત્યે કદી પણ શંકાની નજરે જોતી ન હતી. કદાચ વાર્તા-વિનોદના ઉછળતા રસમાં જયન્ત તેણીને ચીડાવવા ખાતર કંઈ કંઇ રંગીલા રસીલા વેણોની વીણા વગાડતો; પણ શાન્ત ને મધુરી ગુણી પોતાનો શિતળ સ્વભાવ કદી પણ ગરમ કરતી ન હતી; કેટલીકવાર જયન્તની ભૂલો નજરે ચડતી; પણ દરગુજર કરતી હતી. જયન્તનો સ્વભાવ લગાર આકળો હોવાથી તેનાથી ચીડાઇ જવાતું; પણ સ્મિત મુખી ગુણી હસવામાં કહાડી નાખતી હતી.

શાન્તનુ જોડે જયન્તને મેલાપ થયા પછી એક વાર જયન્તે રમુજ ખાતર ગુણીને ચીડાવી હતી.

"જો મને શાન્તનુ ચાહે, ને ત્યાં હું મળવા જાઉં. તો તને કેવો ક્રોધ ચડે ?"

"હા,! મને ખાત્રી છે, કે તમે ગમે ત્યાં જાઓ, પણ તમારી પ્રકૃતિ મેં ચોરેલી છે, એટલે તે બીજે સ્થળે થંભી રહેવાનીજ નથી."

"ખરી વાત કહી. મ્હારાં પ્રેમ–લક્ષણોની તુંજ ભોગીયણ છું. મ્હારૂં મન તૃપ્ત કરવાની રીત તનેજ આવડે; તોપણ કદાચ હું ભૂલો પડી જાઉં, ને તને ખબર પડે, તો ?"

"તો હું વિવેક વડે વશીકરણ વિદ્યાનો ઉપયોગ કરીને તમારા ભમતા મગજને ઠેકાણે લાવું ! હું તમારી પ્રીતિ અવળે માર્ગે સંપાદન કરવા માટે સહિયર મંડળને ફોસલાવવાનો યત્ન ન કરતાં કુટેવો દુર કરવા યત્ન કરૂં. જો પુરૂષ પોતેજ મનથી સમજીને સંતોષ માને, તો ઠીક છે; નીકર એ ભટકતા ભમરાની પુઠે મધમાખી થઇને ઠેકાણે લાવું ! ભમેલા સ્ત્રી કે પુરૂષ કને તો લાચારજ છે !"

"માનનીય પુરૂષો પણ પરસ્ત્રી સામું તાકીને તો જુએ, હો !"

"તેથી તો બિચારી સુંદર સ્ત્રી પરનું દુઃખ દર્દ ટળી જાય, પણ પ્રાણાધાર ! હવે એ વાત તમારે શા માટે સ્મરવી જોઇએ ? તમને પ્રભુએ શું ઓછું આપ્યું છે ?"

"ગુણી ? મિષ્ટાન તો સદાનું છેજ. પણ—

"જાઓ, જાઓ ! માત્ર મર્કટ–મનને નચાવનારાનું એ કર્મ હોય ! ઘડીભરના આનંદ માટે ધુમ્રપાન કરવું, એ શું સમજુને યોગ્ય છે ?"

"જગતમાં સમજુ માણસોથીજ એવું થાય છે."

"શું પારકી સ્ત્રીનો સ્નેહ સ્વકીયા જેવો હશે ?"

"ભયનું ભોજન બહુ રસીલું ને સ્વાદિષ્ટ હોય છે."

"ત્યારે તો શાન્તનુની ભેટ—"

"તેણે તો મને બહુ લલચાવ્યો. પણ મ્હારી ગુણી–આહ! ! ત્હારા જેવી મધુરી કને એ કાળી ભમરી કોણ માત્રમાં ?"જયન્તે હર્ષાવેશમાં ગુણીનું ચુંબન કર્યું; ને એજ આનંદ–વિલાસમાં ગુણવંતીને ગર્ભ ધારણ થયો.

ગુણીના દિવસો ચડતા ગયા. એક માસ વીતિને હવે મહિના ગણાવા લાગ્યા. જયન્તના મનને હર્ષ તો પેદા થયો, પણ એક હાથમાં લાડુ ને બીજા હાથમાં તરવાર નિહાળી! સુમતીના મરણનો ભાસ તેની દૃષ્ટિમાં ખડો થવા લાગ્યો. જે વાત વિસરાઇ ગઇ હતી, તે તાજી થઇ. કેટલાક દિવસથી જયન્તના મોંપર આનંદનો છાંટો ન જણાયાથી ગુણવંતીએ આગ્રહથી પુછ્યું.

"પ્રાણાધાર ? તમારો ચ્હેરો ફીક્કો કેમ પડી ગયો છે ? રાત્રે પણ નિંદ્રા પુરી આવતી જણાતી નથી."

"પ્રિયા ? મન વિચાર માર્ગે ચડી જાય, તો એમ ઉદાસી આવી જાય–બાકી બીજું કંઇ નથી."

"ના, ના: મ્હારા સમ ! તમારા અંતરમાં કંઇક છુપો વ્યાધી છે ખરો."

"ગુણી ? રખે ત્હારો ગર્ભ પ્રાણઘાતક નીવડે !"

"હા: હા: હા: એજ તમારી વ્યાધી કે ? હા; હા;" ગુણી ખુબ હસી.

"તું હસે છે ! હા; પ્રસુતાની પીડાની હવે તને ખબર પડશે."

"જગત જણે છે, ને હું જણીશ. સુમતી બહેન કદાચ બિચારાં ગયાં, તેથી બધી સ્ત્રીઓ એમજ ગુજરતી હશે ! પ્રારબ્ધમાં સંતાન નહિ હોય, તો હર બ્હાને ચાલ્યું જશે; પણ એક દિવસ નદારો

ગયો, તેથી આજે દિવસ પણ નઠારો જશે, એવો કંઇ કુદરતી નિયમ નથી ”

“ બ્હેનો બાકી હવે: સાપનો ભાગેલો સીંદરીના ઓળાથી બ્હીયે ! ”

“ સાયન્સ તો જાણો છો ! ઇમારતની મજબુતી માટે સંગીન પાયા નાખવાનું સમજો છો ! જ્યારે ઇજનેર પોતેજ છો, તો પછી ઇમારતને ટકવાનો પ્રથમથી યત્ન કરો ! પાયો ઉભો કરતાંજ ડરો છો ? શું ઇમારત પડી જશે, ને ઘરધણી મરી જશે ? આજ તમારી હિમ્મત કે ! પુરૂષો કઠોર ખરા, પણ આપદકાળે વજ્ર જેવા નહિ, એ માટે તો સ્ત્રીયોનેજ ધન્યવાદ આપવો જોઇએ. આફત સામે લડવામાં સ્ત્રીઓ ખરેખરી બ્હાદુર છે. ધણી જો પાંચ બાળકોને મુકીને ગુજરી જાય, ને ઘરમાં એક દહાડાનું અનાજ પાણી નહિ હોય, તોપણ એ સ્ત્રી પોતાનાં બાળકોને ગમે તે રીતે મહેનત મજુરી કરીને, ની ત રીતિ ગ્રહીને, સંકટોમાં સમાસ કરી પોષણ કરશે, અને બાળકોને ઉછેરીને સુખ–માર્ગે મૂકશે. એવા દાખલા એક કરતાં અનેક જોઇએ છીયે. જો સ્ત્રી કદી એકાદ બાળક મુકીને મરી જશે, તો પુરૂષ એકને સંભાળવા પણ સમર્થ થશે નહિ–જો કે તેમની કને નોકર–ચાકર ને ખર્ચ કરવાનીયે સગવડ હશે ! ઘણા દાખલા જોઇએ છીયે, કે બાળક મુકીને મરી ગયલી માતાનું માંસલ હજારોમાં એકાદ મોટી જીંદગી ગાળતું હશે. ”

“ એ ત્હારા વિચારને હું મળતો થાઉં છું. ”

“ પુરૂષો તો હારણ છે–નબળા છે ! જો કદાચ કોઇના ઘરમાં પેશી ગયો–ને પછી પકડાયો હોય; તો જોઇ લ્હો તેનો દીદાર ! હા; હા; હા; ચોરીને રોટલો ખાનાર કુતરા પેઠે પુંછડી હલાવતો હલાવતો નમી નમીને છટકવા દોડે ! પણ જો સ્ત્રી એવા કામમાં ફસી પડી હોય,

તો પુરૂષને બેવકૂફ બનાવીને પોતાના દોષને રસ્તે મુકી દે! કહો, એવી પુરૂષમાં હિમ્મત છે?"

"ગુણી? ત્હારામાં આવું પાણી છે, એ તો મેં આજેજ જાણ્યું!"

"અનુભવનું પાણી નથી. પ્રભુ મને ખોટે અનુભવે ન દોરવે! પણ હિમ્મત તો છે!"

"એ હિમ્મત મ્હારી રમાને પ્રાપ્ત થઇ છે; પણ ત્હારાં નવા ભુલકાંને—"

"એનો બાપ જેવો હશે, તેવું છોકરૂંયે થશે."

"મા ને છોકરૂં હશે, ત્યારેજ તો!"

"હશેજ તો! ક્યાં જવાનાં છીયે! જેને ઘણાં સાચવનાર સંભાળનાર હોય, તે ચાલ્યાં જાય! તમે તો નાહક સંતાપ કરોછો! ઉલટું મ્હારે કાને એવી વાત નાખવી ન જોઇએ. કોઇ નબળા મનની સ્ત્રી હોય, તો તેને ખોટી અસર થઈ જાય–થવાનું હશે, તે થશે. ડાકટરોના દવાખાનામાં હરપળ ખડી રહેનારી સ્ત્રીઓ કેટલીક લાંબુ જીવન ગાળે છે? અને ખેતરમાં કાપણી કરતી સ્ત્રીઓ, ખરે બપોરે બાળકનો જન્મ આપીને ત્યાં ને ત્યાંજ સુવરાવી–ધાસ કાપી–માથે પોટલો ઉપાડીને ઘેર આવે છે. તે ક્યાં મરી જાય છે?"

"તેનું ને ત્હારૂં શરીર સરખું છે?"

"સૌ માને તો સરખુંજ છે. રખે તમારે પાડાની પીડ પખાલીને ન નડે!"

"ના–ના–હું તો માત્ર વિનોદ કરૂં છું. રમા ક્યાં ગઇ?"

"રમા લગાર ચીડાયલી છે. આજે મડમ આવી, અને બાઈ ન્હાવા બેઠાં. બે ચાર વાર બોલાવી, પણ ઉઠીજ નહિ; પછી મેં

લગાર મોટે સાદે બોલાવી, એટલે બાઇને ગુસ્સો ચડયો, અને પાછલા ખંડમાં ભરાઈ બેઠાં છે."

"ત્યારે તો હું મનાવી લાવું." જયન્ત ઉઠીને રમા કને ગયો, અને નોકર ખબર લાવ્યો, કે "નીલમ ગવરી ને માણેક બહેન આવ્યાં છે." ગુણી ત્યાંથી ઉઠીને દિવાનખાનામાં આવી, અને નીલમ તથા માણેકનો સત્કાર કરીને તેઓ વાતોએ ચડયાં. જયન્ત ને રમાનો અહીં એક અંકી નાટક શરૂ થયો.

---

## પ્રકરણ ૮ મું.

---

### મા વિનાની દિકરી!

"ગોળ વિના જેવો કંસાર
મા વિના તેવો સુનો સંસાર."

**"કુંવરબાઈનું મોસાળું."**

જે અભાગી પુરૂષ હશે, તેનીજ સ્ત્રી મરી જશે! કથરોટ જાય, ને કોડીયું સાંપડે; એ દેશી કહેવત કદાચજ જૂઠી પડે છે. કોઈકજ ભાગ્યવંત હશે, કે તેને મૃત સ્ત્રી કરતાં સરસ શ્યામા પ્રાપ્ત થાય. જો બાળકની બક્ષિસ આપ્યા વિના ગુજરી જાય, તો પુરૂષને તેનોજ વિલાપ કરવાનો રહે, પણ જો નાનું બાળક મૂકીને મરી જાય છે, તો પછી પુરૂષની ખરેખરી કમબખ્તી જાણવી! આ વખતે સ્વતંત્ર મનના પુરૂષો પણ પરતંત્રતાના ઉંડા કૂવામાં ઉતરી પડે છે. જેનાં મોં બોલાવવું ન ગમે, તેની ખુશામત કરવી પડે છે. તેમાં જો દીકરી હોય, તો પછી તેની માવજત કરવી, મહા હિમાલય પહાડ

ઉપાડવા જેવો ભાર થઇ પડે છે. અભાગીને એવુંજ સાંપડે છે. ભાગ્યવંતને ત્યાં વગર મહેનતે ઉછરે છે. કોઇ લેણુદાર હોય, તો મોટી વય સુધી માવજત કરાવીને છેવટે આંસુથી વસ્ત્રો ભીંજવી, હૈયામાં હોળી સળગાવીને માગેં પડે છે.

મા વિનાની દીકરીને સંભાળવી, અને બળતા અંગારમાંથી શરીરને બચાવવું, એ એક સરખું છે. નાનપણથી તેનાં લાડ પાળવાં, ને મોટી વયે લાયક ઘેર પરણાવીને તેનાં આણાં-પરીયાણાં કરવાં; તથા તેને ઓછું ન આવે, તે રીતે વર્તવું, એ કેટલું કઠણુ છે, તે તો અનુભવીનેજ ખબર પડે! જો જરા ઓછું પડયું કે સાસરીયાં, ને વેવલાં પાડોશીઓ ગામ ઝાંપે ચોખા મુકીને ઢંઢેરો પીટાવે! દીકરીને મેણાં દઇને બાપની સાત પેઢીનો વાવટો બાંધે!

નરસિંહ મહેતાની ગરીબાઇ પ્રસંગે તેની દીકરી કુંવરબાઇને સીમંત આવ્યું-મેહતાજીની મશ્કરી કરવા મદન મેહતાએ કંકોતરી મોકલી- સીમંતમાં ક્રોડપતિથી ન થઈ શકે, તેવો સામાન મંગાવ્યો. કુંવરબાઇ રડવા લાગી-"માતા હૈયાત નથી, પિતાજી ગરીબ છે, ને સાસરીયાં રંગ પર ચડયાં છે, હવે શું થશે? પિતાજી નહિ આવે, તો લોકો નિંદશે, ને આવશે, તો કશું નહિ લાવે!"

કુંવરબાઇની વિમાસણ વેળા મહેતાજી બે ચાર સંતને લઇ ભજન કરતા પધાર્યા; ચીબાવલી ને નિંદક નાગરીક ન્યાતે મહેતાજીનો વેશ જોઇને કુંવરબાઈની મશ્કરી ચાલુ કરી. નણંદે મોં મચકોડયું; સાસુજીએ મેણું માર્યું. કુંવર બિચારી પિતાજી કને જઇને રડી પડી.

"બાપુ! તમે શું કરવા આવ્યા! તમને જો કંઇ મળતું નહતું, તો ઘેર રહેવું હતું. નાહક નાગરી ન્યાતમાં નિંદા કરાવી, તે કરતાં ઘેર રહેવું સારૂં! આપણા ઘરની ગરીબાઈ હું જાણું છું. અરેરે, મ્હારી મા હોત તો!" શ્રીમંત વેળા દીકરીને મા વધારે સાંભરે;

તેમ કુંવરે માતાને યાદ કરીને તે પોકે પોક રડવા રાગી. મહેતાજીએ ધિરજ દીધી, ને બોલ્યો.

"બેટા ? .

"આવશે—લાવશે શ્રીહરિ સીમંતમાં !" દીકરા, ત્હારે દામોદરજી જેવા પિતા છે, ને અમૃત જેવાં માતાજી છે.

"જેને જેનો આશરો, તેને તેની લાજ. તું તેનો ભરૂસો રાખ્ય, દીકરી ! ઓછું ન આણ. પ્રભુ સૌ સારા વાનાં કરશે."

ગરીબની વ્હારે પ્રભુ છે–નિંદાખોર નાગરીકોની લવારી વચ્ચે શામળીયો વર સહાય થયો, ને શ્રીકૃષ્ણ પ્રભુ તથા રાધાજી વણિક વેશે પધારીને કુંવરબાઇનું મામેરૂં પૂર્યું—

દીકરીઓનો સીમંતનો પ્રસંગ સાચવવો, એ માતાની જીંદગીને પણ મોટો લ્હાવો છે. એ વેળા માતાની ગેરહાજરી, દીકરીને બહુ સાલે છે ! જે દીકરીની માતા મરી જાય છે, ને એ વેળા જો દીકરીના સીમંત પ્રસંગે પિતાથી પુરૂં પ્હોંચી શકાતું નથી, તો દીકરીને બહુ દુઃખ લાગે છે. વ્યવહારનું આ એક શુભ ચિન્હ છે. સ્ત્રીજાતીયના લ્હાવાનો આ એક ઉચ્ચ પ્રસંગ છે, સાસુ–નણંદનાં લાડ પુરાં કરવાનું આ ટાણું છે. શ્રીમંત માબાપોની સ્મૃદ્ધિ દેખાડવાનો, ને દીકરી પર અતુલિત પ્યાર બતાવવાનો આ એક ઉત્કૃષ્ટ પ્રસંગ છે; એવું સ્ત્રીવર્ગમાં મનાય છે ! કુંવરબાઇના મામેરાનો દેશી સંસારમાં દાખલો અપાય છે.

"રમા ? બેટા, અહીં એકાન્ત ઓરડામાં એકલી શું કરે છે ?" જયન્તે અંદર જતાં પુછ્યું, ને રમાની નજીક ગયો.

"કંઇ નહિ, પિતાજી." રમા આંખ માંહેનાં આંસુ લુંછતી લુંછતી ઉભી થઇ.

"આજે આટલાં આંસુ કેમ આવ્યાં, દીકરા ? મને કહે. મ્હારી કને બેસીને ત્હારે જે કહેવું હોય, તે કહે ?" રમાનો હાથ પકડીને જયન્તે પોતાની કને કોચ પર બેસાડી.

"પિતાજી ? મને અમદાવાદ મ્હારા મામાજીને ત્યાં મોકલી આપો ?" રમા ડુસકાં ભરતી ભરતી બોલી.

"રમા ? તું આજે આ શું બોલી ! તને ત્હારા મામાજીને ત્યાં શા માટે મોકલી આપવી જોઇએ !"

"પિતાજી ? હવે હું મોટી થઇ. જ્યારે મને સાસરે મોકલવી હોય, ત્યારે બોલાવજો. મ્હારાં ગુણીબાને પુત્ર-ધન આવશે, ને તે ઘરમાં કલ્લોલ કરશે. હવે મ્હારૂં શું કામ છે !"

"બેટા ? આજ તું આમ બોલે, એ મને સારૂં લાગે ખરૂં કે ? હવે તું બાળક નથી."

"બાળક હતી, ત્યારે તો અણસમજણમાં સઘળું સાંભળ્યું; પણ હવે હું કેમ સાંભળી શકું ? ગુણી બહેને મને આજ સુધી દુભાવી નથી; પણ હવે એક મ્યાનમાં બે તરવા ન પોસાય. મ્હારૂં કોણ ? તમે દયાળુ પિતા છો, એટલે આજ સુધી મા વગરની દીકરીને સાચવી. ગુણી બહેન માયાળુ છે, એટલે મ્હારાં બચપણનાં લાડ સંભાળ્યાં ! પ્રભુ કૃપાએ હવે મ્હારે ભાઇ આવશે, અને તમારો આનંદ સચવાશે. અમસ્તી પણ હું હવે તમારે ત્યાં કેટલાક દહાડા રહેવાની છું ! દેખવું નહિ, ને દાઝવું નહિ ! દરરોજ માતાજીની છબી નજરે પડે છે, ને મ્હારૂં હૈયું ભરાઇ આવે છે. તે કરતાં મામાજીને ત્યાં શું ખોટું ! ગુણી બહેન બે જીવવળાં છે, એટલે તેમના પરથી પણ મ્હારી જંજાળ ઓછી થઇ જશે. મેં ઘણા દિવસ લાડ કીધાં; હવે મ્હારૂં અહીં શું કામ છે ! મને હવે અહીં ગોઠતું નથી. થોડા દિવસ મામાજીને ત્યાં જવા દો ?"

"રમા! હું સમજી ગયો. તું ડાહી ને સમજુ છતાં આમ બોલે છે, એ મને બહુ સાલે છે. ગુણવંતીએ ત્હારો પડતો બોલ ઉપાડયો છે, અને હવે તું આમ બોલે, તો ગુણવંતીના મનમાં કેવું થાય? ત્હારે તો હવે તેમની આજ્ઞા પાળવી જોઇએ. હજી પણ તે ત્હારે માટે જીવ આપે છે. જો પેલા કાનજી ઝવેરીને ત્યાં આપણે ગયાં હતાં, ત્યારે ત્હારે માટે તેણે હીરાની બુટીઓ લઇને પછી પોતાને માટે ખરીદ કીધું, અને ત્હારે માટે અમ્બરની ઓઢણી લીધા પછી તેણે પાછળથી પોતાને માટે મંગાવ્યું; તું તો હજી તેને ગળે છે, ને તેને દોષ દે છે, એ ત્હારા જેવી ડાહી દીકરીને ન છાજે! તેણે સાવકાપણું દેખાડયું નથી! માત્ર તને લેસન કરવાનું કહ્યું, એટલામાં તું આમ આકળી પડી ગઇ! હજી તો સંસારમાં જીંદગી ગાળવાની છે. આમ બોલીને મા બાપને ઉતારી પડાય! બેટા? હવે ત્હારૂં વય લગભગ તેર ચૌદ વર્ષનું થવા આવ્યું છે. તું હવે નાદાન નથી. હવે તું જે કંઇ બોલે, તેનું બેવડું દુઃખ લાગે. ત્હારી બા ગુજરી ગયાં, તેમાં હું શું કરૂં? મ્હારૂં ચાલ્યું ત્યાં સુધી ઉપાય કર્યા, પણ—" જયન્તની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં.

"પિતાજી? તમે રડો ના. એ તો હું અમસ્થી કહેતી હતી. મ્હારા સમ; હું કંઇ ખરેખર અમદાવાદ જવાની નથી. તમે રડો તો તમને મ્હારા જીવના સમ." દયાળુ રમા પિતાને વળગી પડી. તે તેનાં આંસુ લુછવા લાગી, મનમાં પસ્તાવા લાગી, દુઃખના આવેશમાં બોલી જવાયું, અને જે કહેવું ન હતું, તે કહેવાઈ જવાયું.

"દીકરી? હવે મ્હારે તું વિના બીજું કોણ છે? ગુણવંતીનો ગર્ભ તો ભરેલું નાળીયેર છે. કોણ જાણે હજી મ્હારે માથે શું શું વીતશે. મ્હારે તો ત્હારાપર નજર ઠારવાની છે. અત્યારે દીકરા તુલ્યની તું દીકરી છે. મ્હારૂં રળેલું ત્હારા વિના બીજા કોનું છે? દીકરાના

અભાવે દીકરીને બાપનો વારસો જાય. દીકરો થશે, તોપણ ત્હારો ભાગ તો હું તને પહેલોજ આપીશ. બેટા! હું હૈયાત છું, ત્યાં સુધી તને ઓછું નહિ આવવા દઉં, અને ગુણવંતીયે તને અન્ય ગણતી નથી; પણ જે દીકરીઓનાં માબાપ મરી જાય છે, તેને ઓરતો નહિ થતો હોય?"

"પિતાજી? પ્રભુ તેમને પણ ધિરજ આપે છે, પણ મને માફ કરો. હું તમને કદી કંઇ નહિ કહીશ. તમે મને ઓછું આવવા દેતા નથી; તેમ ગુણી બ્હેન પણ મને બહુ સંભાળે છે; એ તો આજે મ્હારૂં મન ગભરાઇ ગયું, તેથી બોલી જવાયું; હું તમારૂં મન જાણું છું. મ્હારી બા ગુજરી ગયા પછી તમે વારંવાર મારે ખાતર દીલ દઝાવો છો—ભલે મને તમે કહો, પણ તમે વારંવાર એમ ન કરો! પિતાજી? થવાનું હશે તે થશે. કંઇ હર વખતે એવું ન થશે! પ્રભુ કાલ સવારે મ્હને ભાઇ આપશે. શું પ્રભુજી એટલી મ્હારી દાદ સાંભળીને દયા નહિ કરે! પિતાજી, હું તેને સારૂ ઝીલનું ઝબલું ભરીશ, હોં! ઉનનાં મોજાં ગુંથીશ, ને ગલેબંધ પણ ગુંથીશ."

"ત્હારો અભ્યાસ તો ઠીક ચાલે છે કની!" જયન્તે તેને બીજી વાતોએ ચડાવી.

"હા, પિતાજી! શાસ્ત્રીજી સ્તોત્ર શીખડાવે છે—અને મડમ સાહેબ પ્યાનો પણ શીખવે છે. મને તો સતાર શીખવાનું બહુ મન થાય છે. ગુણી બ્હેન કેવું સુંદર ગાય છે, ને વગાડે છે? જાણે કોયલ! પિતાજી? પેલી મડમ તો એકવાર મને કહે, કે તું ઇસુ સાહેબને યાદ કરે છે?"

"એ મડમ મીશનરી છે, તેથી કદાચ તને કહેતી હશે, પણ રખે તું ભોળવાઈ જતી—ગુણીને મેં કહેલું છે, કે આવતે મહિને

તેને રજા દેવાની છે. જા, જોઇએ તો તું ફરીને યાદ આપી આવ. નીલમ અને ત્હારી સાસુ માણેક પણ ત્યાં બેઠાં છે."

"મ્હારા સમ ! બાપરે, હવે હું નહિ જાઉં ! પિતાજી ? તમે ન કહેતા હોં, કે હું ઘરમાં છું !" રમા હસતી લપાઈ ગઈ.

"કાં ! સાસુથી બીહે છે, કે ? હા; હા; હા;" જયન્ત હસ્યો.

"હું તો આ અંદર ચાલી—" રમા અંદર દોડી ગઇ, અને નીલમ વગેરે ગુણી સાથે વિનોદ કરતાં હતાં, તે ખંડની પાછળ છુપી ઉભી ઉભી વાતો સાંભળવા લાગી—રમા ગઇ, તે પછી જયન્તનું મન ઉભરાઇ આવ્યું, રમાનાં કેટલાંક કટાક્ષ વચનો વડે તેની પ્રેમ-ઉર્મી ઉછળી આવી. સુમતીના અવશાન કાળના સમયમાં તેણીએ માતા વિનાની કુંવરબાઇનું દૃષ્ટાન્ત આપ્યું હતું, તે તાજું થયું. ઘડીભર ત્યાંજ બેસીને રડયો–ને વિચાર પર દીલ ચડી ગયું.

## પ્રકરણ ૮ મું.

### સુધારાનો સુધારો કરવાનો સાચો સવાલ !

વૈકુંઠ માંહેનું સુખ મૃત્યુ લોકમાં પણ હોઇ શકે ! જેના ઘરમાં ખરી કેળવાયલી, ને કોમળ મનની દયાળુ ભાર્યા છે, ને પ્રભુએ નીતિ રીતી પ્રમાણે સંપતિ સંતતિની કૃપા કરી છે, જ્યાં કલેશ નથી, ને જ્યાં ધર્મ છે, ત્યાં વૈકુંઠ જેવુંજ સુખ ગણવું. આર્ય સંસારના સ્થાપિત નિયમો પાળીને ધર્મ બજાવવો, ને સમય પ્રમાણે વર્તન કરવું, એજ કૃતાર્થ ને એજ સાફલ્યતા છે.

આજના ચળકતા પ્રદેશી સંસારની પુંઠે ઘસડાતાં જવું, ફેશનની પાછળ પછડાતા જવું, નવું નવું જોઇને અંજાતા જવું, સ્થિતિને

અયોગ્ય છતાં પચ્છડાતા જવું, અને સંસારનું મુળ ઘસાતુ જાય, ઘરની સ્થિતિ બગડતી જાય, વંશને પ્રજાની ભવિષ્યની હાલતપર પાણી ફરતું જાય, તેનો કશો વિચાર ન કરવો, એ સુધારા પર કોઈ ચાલશે તો આર્ય સંસારનો નાશ થશે! ભારતની હવા તથા અનુકુળતા પર ધર્મ બંધારણો બાંધ્યાં છે, તે ઉલટાઈ જશે, ને એક કાળે ભારત કઠીણ દુર્દશામાં આવશે. સ્વાર્થી પ્રદેશીઓની સ્વતંત્રા એક કાળે તેની ડોકમાં સાપ રૂપ થઇ પડશે.

દેશી સંસારનો સુધારો જો એ પરિણામ પામ્યો, અને સ્ત્રીઓને શીરપર ચડાવીને તેને નિરંકુશ બનાવી, તો પૂર્વનું પ્રતિબિંબ પશ્ચિમના પડછાયાથી તિમિર રૂપ થઈ જશે. આ એક વડવાઓની ભવિષ્યવાણી છે; ભારતના મહામુનિયોનાં સિદ્ધાન્ત વચનો છે!

સંસારની સ્થિતિનો આધાર સ્ત્રીઓપર છે. ગૃહનાં સામ્રાજ્યની અધિકારીણી સ્ત્રી, જો ગૃહ–રાજ્યની કળાથી અજાણી હોય, અથવા તો પ્રદેશી કેળવણીના પ્રભાવે, વિચારો મગજ બ્રહ્માંડમાં ચડી ગયા હોય, તો દેશી સંસારની પાયમાલી થઈ જશે. આ સિદ્ધાન્ત પણ સત્ય છે. આપણી કન્યાઓને આપણા સંસારની સ્થિતિ સચવાય, તે પ્રમાણે કેળવણી મળે, તો પુરતુંજ છે. ધનવંત પિતાને ત્યાં, કે સમ્પતિવંત સસરાને ત્યાં કન્યાને કે કુળવધુને ભલે ઘર–કામ કરવાનું નથી હોતું; ભલે ધનાઢ્યના પુત્રોને વકીલાત કરવા, કે વૈદક કાર્ય કરવા જવું નથી પડતું, એ દ્વારા તેને દ્રવ્ય સંપાદન કરવાની ઇચ્છા નથી, પણ તેને વિદ્યા જાણવામાં દોષ નથી! તેમ ધનવંત ગૃહની ઉછરતી કન્યાઓને ઘરકામ નથી કરવું, એમ સમજીને તે ન કરવું, એવું હોતું નથી, પશ્ચિમ સંસાર માત્ર કર્ણથી ભપકાવાળો સંભળાય છે, ને તેથી તે ગોરીઓની મહત્તા બહુ મોટી મનાય છે, પણ તેની સંસારીક સ્થિતિનો સડો ત્રાસદાયક છે. તેની સ્વતંત્રતા તેમને એવા દુઃખના

કઠણ માર્ગમાં ઘસડી જાય છે, કે મોટા મોટા લૉર્ડોના ઘરના ઘોટાળા જ્યારે પ્રજાની કોર્ટોમાં ચર્ચાય છે, ત્યારેજ સહજ સમજ પડે છે. આ સર્વ આજની લેભાગુ કેળવણીનાજ પ્રતાપ છે. જેટલી સાદાઇ, જેટલી નમ્રતા ને જેટલો વિવેક આર્ય સંસારનાં નમ્ર બંધારણમાં સમાયલો છે, અને એ સમાસથી સદાકાળ આર્ય પ્રજા એકસરખી કશી પણ ફરિયાદ વગર, કંઇ કલેશ વગર સુખી દિસે છે, તેનું કારણ એજ સમાસ છે. ભલે રાજ્ય બંધારણને લીધે ખાવા પીવામાં, ને ઓઢવા પહેરવામાં સુધારો થાય; ભલે પ્રભુની બક્ષિસથી સ્વતંત્ર બનીને વૈભવ સુખ ભોગવે; પણ આર્ય સંસારને કશી રીતે હરકત ન પ્હોંચે, તેવું નમ્ર શિક્ષણ, ગૃહ સંસારને શોભે તેવી નીતિરીતિ, અને દેશકાળનો ઉદય કરી શકે, તેવી પ્રજા સામાન્ય સંપથી રહેતી થાય, તો બસ છે. ભાવી પ્રબળ !!

હિન્દુ સંસારની ખડતલ ને ઉદ્યોગી સ્થિતિ સુધારાની નકલ વડે કેટલીક કોમળ બની ગઇ છે. પ્રભાતમાં વહેલી ઉઠીને કુળવધુ સામાન્ય ઘર–કામ પ્રતિ નજર કરી, પ્રાતઃસ્નાન કરી લ્હે છે, ને દેવ પુજા કરીને ઘરનાં વડીલો માટે પ્રભાતની ઉપયોગી વસ્તુઓ હાજર કરે છે. તે પછી ગર્ભ શ્રીમંત ગૃહમાં નોકર–ચાકરો કને સ્વચ્છ જગ્યા કરાવીને ધર્મ પુજાનાં સાહિત્ય ગોઠવાવે છે, અને ભોજનપર દેખરેખ રાખવામાં ગુંથાય છે. આ ઉદ્યોગી જીંદગી આપણા હિન્દુ શ્રીમંતોની પ્રજાને વધારે સુખદાયી છે, કે આળસુ પેઠેમ આઠ વાગે શેઠ શેઠાણી પથારી પલંગમાંથી ઉભાં થાય, ને નોકરોને વશ થઇને મહાપરાકાષ્ટાએ દાતણ પાણી કરી ચાનું ઉકળેલું પાણી પીયે; તથા અહોનિશ કમ્મરને શરીરના અકળાટની ફરિયાદ કરે, તથા ટેબલપર ફેશનેબલ ડૉક્ટરોની બાટલીયો મોં પર ચડે, તે વધારે સુખદાયી ગણાય ? અરેરે, હિન્દમાંથી ધન ગયું, ધર્મ ગયો, સ્વતંત્રતા ગઈ, સુખ ગયું; ને શું ઉદ્યોગ

પણ ગયો ? સંપ તો કળિએ કહાડયો, પણ ઘર ઉદ્યોગે ગયો ! શું આપણી જીંદગી એ બદામના કંગાળ નોકરોને વશ થઈ !

સુધરેલા ભાઇઓ ? કેળવાયલી બ્હેનો ? જમાનાએ આપણી કેવી પરવશ જીંદગી કરી દીધી છે ? આગલા વખતમાં દેશી રાજાઓ તો વ્યસનને વશ થઈ ગયા હતા, તેથી પરવશતાએ તેને પરવશ કર્યા; પણ તમે તો સ્વતંત્ર છો. તમને આજના સુધારાના વ્યસને કેવળ નિર્માલ્ય બનાવી દીધા, જરા તેપર તો વિચાર કરો ! સુધારાનો ખોટો ઝુંડો ઉડાવીને અંગ્રેજ ન બની જાઓ. તમારો જન્મ ભારતમાં પસાર થવાનો છે. વિલાયત તો વિલાયતમાં છે. તેનાં સાહસ, તેનો ઉદ્યોગ, તેની કળા, ને તેની ચાપલ્યતા જુદી છે. તેઓનો સંસાર જુદો છે. આપણે તો સુખપ્રદ માર્ગ ગ્રાહ્ય કરવો; એ તો આપણે બાજુપર મુકીએ છીએ. સ્ત્રીઓને સુધરેલી બનાવીને, શક્તિ વગર ખોટા ખર્ચો ગ્રાહ્ય કરી મડમ બનાવીએ છીએ. ઘરમાં ખાડો ખોદીએ છીએ. વિલાયતી બની જઇએ છીયે. સ્વાર્થી લોકો આપણા ભવિષ્યનો સડો જોઈ–જાણીને ખુશી થાય છે. આપણે મુછે તાવ દઇને કહીએ છીએ, કે અમે સુધારાવાળા ! ચાર છોકરાની માતાનું પુનર્લગ્ન કરાવવું, એ આપણો સુધારો ! પ્રભુ એવા સુધારાને નાબુદ કરે ! !

ગુણવંતી અને નીલમ–માણેકના મંડળમાં એવીજ ચર્ચા ચાલે છે. કાયસ્થ જ્ઞાતિમાં પ્રસરેલો સુધારો વધારે સંગીન બનાવવાને આ કેળવાયલી સાધ્વીઓ મથન કરે છે. જુના વિચારની અદેખી પ્રજા ભલે ગમે તેમ બોલે, પરંતુ સાચા સંસાર સુધારા દાખલ કરવા, એવો આગ્રહ ધારણ કરીને આ ત્રિવેણી સંગમ તૈયાર થયો છે. હવે તો માણેક પણ મુંબઇમાં આવી, અને નીલમ તથા ગુણી વગેરેની અહીં સ્થિતિ છે. પછી શા માટે સરસ્વતિ પાઠશાળાદ્વારા ઉદય નહિ થાય ?

આજની ચર્ચા ખરેખર આપણા દેશી સંસારને અભ્યાસ કરવા યોગ્ય થઇ પડશે. વાંચનાર બ્હેનો, તમારે આ વિનોદ ખાસ લક્ષમાં રાખવા જેવો છે. જેમને પોતાની કન્યાઓના સુખની કાળજી હોય, તેમણે મુંબઇ–પ્રદેશના ઉડતા સુધારામાં અંજાઇને આંધળા થવા પહેલાં થોડીવાર શાન્ત મને વિચાર કરવો; એકદમ પુરમાં તણાવા જવું નહિ, મચ્છી ભલે તરનારા કહે, કે અમે હાથ પકડીને કિનારે લાવીશું !!

આ ત્રણે સુંદરીઓ સુધારાવાળી હતી; પણ તે સુધારો ઘર બાળીને તીર્થ કરાવનારો ન્હોતો. પોતાના સંસારને નકલી બનાવીને એબીયલ કર્યો ન્હોતો. સમયને શરણે ને સ્થિતીને અનુસરીને ઠણકો કરતી, પણ એક પણ અવિચારી કે અવિવેકી પગલું ભરતી નહિ.

" આવો, મોટાં બ્હેન ! આજ તો મ્હારૂં ઘર પાવન કર્યું ! પધારો. " ગુણીએ પોતાનાં પરોણાંને દિવાનખાના માંહેના સુંદર કોચ પર બેસાડયાં.

" તમે તો સારાં છો, કે ગુણવંતી ! " માણેકે પુછ્યું.

" હા મ્હારી તબીયત સારી છે, પણ નિલમ બ્હેનનો ચ્હેરો અશાન્ત લાગે છે. "

" મ્હારી તો જવાસા જેવી સ્થિતી થઇ ગઈ છે. લોકો તેને અદેખો કહે છે, કેમકે જગત લીલું, ત્યારે જવાસો સુકો, તેમ મ્હારી પ્રકૃતિ પણ એવીજ રીતે અસ્વસ્થ થઇ ગઇ છે. "

" નીલમ બહેન, તમે વૃથા બળાપો ન કરો. પ્રારબ્ધે જે સુખ દુઃખ માંડયું છે, તે થયાજ કરશે. "

" મ્હારા મનમાં મોટું દુઃખ એ થાય છે, કે અગર જો મ્હારી સંસારિક સ્થિતી જળવાઇ રહેલી હોત, તો કન્યા કેળવણીને સ્ત્રી શિક્ષણ માટે બહુ માર્ગો ખુલ્લા કરત. હજી આપણા સંસારમાં અણ-

ચટતો સુધારો દાખલ થવા પામ્યો નથી, ત્યાં પુર પહેલાં પાળ બાંધવાથી ભવિષ્યની પ્રજા બહુ સુખી થશે."

"તોપણ પિયરમાં માતા, ને સાસરામાં સાસુ, ખરી કેળવાયલી હોય, તો આપણો દેશી સંસાર કદી પણ ઉદ્ધત થાય નહિ!" માણેકે પુરવણી કરી.

"બચપણથી સારા સંસ્કાર પામેલું બાળક ભવિષ્યમાં ચડતાં સુખ મેળવા શકે છે. બીજને સારી જમીનમાં રોપવું, ને તેના છોડને સારી રીતે નિયમસર ઉછેરવાની કાળજી રાખવી, એ તેનાં રૂડાં ફળ મેળવવાનો યત્ન છે." ગુણીએ કહ્યું.

"મ્હારી લીલુનો અભ્યાસ મુંબઇની સુધરેલી પ્રજામાં થઇ શક્યો નથી, તોપણ ઘર–કામની આવડત, અને કહેલું કામ તરત વેળા સુઘડાઇથી અમલમાં લાવવાની ચપળાઇ મને બહુ આનંદ આપે છે."

"શહેરના વસવાટ દરમ્યાન પુરૂષોની ઉદ્યોગી સ્થિતિ, ને સ્ત્રીમંડળના સારા સહવાસની અછત આપણને અગવડમાં વધુ મુકે છે. વળી કન્યાઓને યોગ્ય રીતે કેળવવા માટે મુંબઇમાં બહુ સારાં સાધનો થોડાં હશે."

"આજકાલ અભિમાને ઘર ઘાલ્યું છે. આજના સુધારાએ તો માત્ર અહીંની પ્રજાને એટલુંજ શીખવ્યું જણાય છે, કે પરસ્પર પ્રેમ વધારવા બદલે સ્વતંત્ર રહેવું; પાડોસી પાડોસીને પિછાણે નહિ! ઘરમાં તો બે મજલીન હોય, ને કદાચ આછો પાતળો દાગીનો હોય, પણ બાઇ સાહેબનો મિજાજ તો નાકની દાંડીએ! આજનો સુધારો સામાન્ય રીતે નમ્ર નહિ, પણ ઉદ્ધત છે. અને એવી ઉદ્ધતાઇના અગ્રેસર સુધારકો સામાન્ય પ્રજાને સંપીલા બનાવવા બદલે વટલેવા બનાવવામાં કદાચ સફળ નીવડશે! ઘરકામ માટેજ સ્ત્રીઓ ઉત્પન્ન

થઇ છે. સભા ગજાવવાનું, ને ગર્જના કરવાનું કામ સ્ત્રીયોને પુરૂષ જેટલું નથી!"

"બહેનો, હું તો અનુભવી ચુકી છું, કે આપણી હિન્દુ કન્યા માટે એક પણ ઉત્તમ પ્રતિની કન્યાશાળા નથી. હું તો સ્પષ્ટ કહું છું, કે આપણી મુંબઇની સામાન્ય શાળાઓમાં ઉંડી નજરે જોતાં, આપણી કન્યાનો સંસાર સુધરે, તે રીતે પુરતું જ્ઞાન અપાતું નથી. વળી નીતિ શિક્ષણ સંબંધી ધોરણ પણ બહુ નબળું છે. એ તો "જેવી ઇચ્છા તેવું ભોજન!" હજી એ બાબતમાં પારસી કન્યાશાળાઓ ફત્તેહમંદ નીવડી છે. તેઓ પોતાનું ધાર્યુંજ કામ કરે છે. હિંદુભાઇઓ તાવડાના તેલ જેવા, આકરા ને ઉતાવળ્યા હોય છે. છોકરાનો ને છોડીઓનો અભ્યાસ સરખો. માત્ર કદાચ ભરતનું ગામઠી કામ વધારે હોય! પણ વાહવાહજી વાહવાં!!"

"શું આપણી સ્કુલ કમિટીના ઉપરીઓ તેપર પુરતું લક્ષ નહિ દેતા હોય?"

"ટેબલપર મુકાયલાં કાગળીયાં વંચાય. પોતાના બહોળા ધંધામાં પડેલા મહેરબાનો વળી ખુણામાં પડેલી શાળાઓ તે કોણ જુએ છે! અરે, એ શાળાનાં મકાન તો જુઓ! મુંબઈની પ્રજાની લાખો રૂપીયાની ઉપજ બડેખાંને માનપત્ર આપવામાં ખરચાય છે, પણ શાળાઓ માટે સારાં મકાનો બાંધવામાં પાઈ ખરચવાની કોરપોરેશનમાં દરખાસ્ત થાય છે? એ તો પડે તે ભોગવે! મોટા તે ખોટા!"

"અરે બહેન! પગમાં બળે, ને લંકાં હોલવવા ક્યાં જઇએ! શેઠ ગોકલદાસ તેજપાલ અને સર મંગળદાસની સખાવતી કન્યાશાળાં તરફ તો નજર કરો! મરનાર ખરા ઉદાર ચિત્ત હતા. કન્યાની ગરદનપરથી ખસેડવા, ને આર્ય સંસારને ઉપયોગી થઇ પડે, તેવું શિક્ષણ આપવા માટેજ મોટી રકમ કહાડી છે પણ આજ તેની દશા

તો જુઓ !–સરકાર કનેથી બસો–પાંચસો રૂપિયા વર્ષ દહાડે મેળવવા માટે સઘળી સ્વતંત્રતા ગુમાવી છે ! બાળકન્યાઓપર હડહડતો અભ્યાસનો બોજો પડ્યો છે. ન્હાની ઉમરમાં કન્યાઓને પરણાવવાનો આપણા હિંદુઓમાં રિવાજ પડેલો છે. એ ટાણે કન્યાશાળામાં પ્રાથમિક શિક્ષણનો મોટો બોજો કન્યાઓપર પડે, તો ન તે સારી શાળા કેળવણી પામે, કે ન તે ઘર–સંસારી શિક્ષણ પામે ! અને વળી ભણેલીનો મિજાજ તો ભારે ! અધુરો ઘડો છલકાય ઘણો ! કેળવણી તો લખવા–વાંચવાની મળે છે. વળી આ બન્ને હિન્દુ કન્યાશાળાની ખામી માટે વર્તમાનપત્રમાં ઘણીવાર ટીકા થઇ છે."

"પણ તેના અધિકારી વર્ગ કોણ લક્ષ દે છે ? અગર જો આ બન્ને કન્યાશાળા, મરનાર ગૃહસ્થની ઇચ્છાને માન આપે, ને સરકારી થોડી રકમ જતી કરીને આર્ય બાળાઓને ખપ જેટલુંજ શિક્ષણ આપવાનું ધોરણ બાંધે, તો બેશક તેનાં પુન્યનો સારો ઉપયોગ થયલો ગણાય."

"ખરેખર, છોકરા જેટલુંજ છોકરીને ભચરડાવવું, એ તો કોમળ મગજ પર જુલમ કરવા જેવું છે. સ્ત્રી પુરૂષનો સંસાર ને તેનું કર્તવ્ય તથા બંધારણ જુદું છે, તેમ તેને શીખવાના વિષય પણ જુદાજ હોવા જોઇએ, ને તે સગવડ કરવાનો ધનવંતનો ધર્મ છે. ભરત, ગુંથણ, નીતિના પાઠો, સંસ્કૃત, અને વિવિધ સૃષ્ટિજ્ઞાન વગેરે આપણી કન્યાને પુરતું છે."

"બહેનો, હવે તો અંગ્રેજી શીખવવાનું લફરૂં લાગ્યું છે, ને તેમાં આપણે પણ ઘસડાઇયે છીયે–જો સારાં ઘરની દીકરીને અંગ્રેજી ન શીખવે, તો તે ફેશનેબલ સોસાયટીમાંથી બાદ ! આપણા હિન્દુઓમાં આજકાલ ફેશનેબલ સુધારો પ્રવેશ થયો છે. ખાસ કરીને આપણી કોમના શેઠીયા ઉંચી આંખ કરીને જોતા નથી. તેઓ તો દમડાઓથી

વાંકડી મુછપર તાગડાધન્ના કરે; પણ સુધારાવાળીની નાકની દાંડી ઉંચી ! કહે છે, કે તેમાં પણ પારસીઓ પેઠેમ કુંવારાપણાનો ઢોંગ વધતો જાય છે ! નકટાને નકટો કોણ કહે ? પણ સૌ મનમાં સમજે ! આજના સુધારાએ આવું આવું શીખવ્યું છે, ને તેની બદી અટકાવવાની સાચા સુધારકોની પહેલીજ ફરજ છે."

"અમે એક મીશનરી બાનુ શિક્ષક રાખી છે, પણ તે તો ઇસુ સાહેબનાં વૃત્તાંતો કહેવા લાગી–પછી બંધ કરવા વિચાર રાખ્યો છે."

"મીશનરી સ્કુલોમાં તો દરરોજ કલાસ બેસતાં તેનીજ બંદગી ને અભ્યાસ ચાલે છે–તે માટે તો મોટી લાલચ અપાય છે."

"ને તેથીજ છોકરીઓને ફોસલાવીને તેનાં માબાપ વિરૂદ્ધ થવાની કેળવણી અપાતી હોય, તેવા દાખલા મળી આવે છે."

"અમે તો તેવાંની નજીક જતાં નથી. એ દેખતાં દુધ જેવાં પણ અંદરખાને ઝેર જેવાં લાગે છે !"

"મીશન સ્કુલોની કેળવણી ધર્મના ફેલાવવા માટે છે, તેથી નાજુક દેશી બાળ–મગજને તેઓ ખેંચી લ્હે છે."

"મ્હારી ઇચ્છા તો એવી છે, કે આપણે એક નવીન 'મહીલા–મંદીર' સ્થાપીએ, ને તેમાં ઉચ્ચ સંસ્કાર પામેલી ગુજરાતી, દક્ષિણી અને દેશી ભાષા બોલનારી અન્ય બહેનોને દાખલ કરી મંડળ બનાવીએ. તે દ્વારા આપણી કન્યાઓને કેળવવાનાં ધોરણો બાંધીએ, ને તે માટે ફંડ એકઠું કરીને, કાં તો તમારી સરસ્વતી પાઠશાળામાં ઉમેરીએ—" ગુણીએ સુચના કરી.

"બેશક જો તેમ થાય, તો પણ ઠીક ! જોકે એ પાઠશાળા તો હવે પગભર થઇ છે, ને હીંદુ કન્યાઓને ઘર–સંસાર લાયક શીખવાય છે. આપણો સંસાર તો હવે વીતવા આવ્યો. બે દાયકાના અંતરમાં સુધારાનાં ખોટાં ને નકલી બી રોપાવા લાગ્યાં છે, માટે તેની અટ-

કાયત કરવી. ઘરશિક્ષણુ આપવા માટે આપણી ટ્રેનિંગ કોલેજોની વિધવા શિક્ષકો મેળવવાની ખાસ જરૂર નથી. આપણી કુળવાન બહેનો એક ધર્મને ખાતર ડયુટી બજાવે, એવી ગુણવાન ને ગૃહસ્થ બાનુઓ મેળવવી—"

"હું ધારૂં છું કે તેવા પુન્યના કામમાં ઘણી સુજ્ઞ બહેનો સામેલ થશે."

"આપણા ઘર–સંસારની સ્થિતિ જળવાઈ રહી છે, તેનો સબબ એજ છે, કે આપણે સ્ત્રી–પુરૂષ બન્ને એકજ વર્ગમાં ઉભતાં નથી. પુરૂષોને કમાવાનું કામ કરવું, ને સ્ત્રીઓએ તેનો વ્યવહાર કરવાનું કામ કરવું. આ વહેંચણી એટલી સગવડભરી ને ઉત્તમ છે, કે ગરીબ સંસારે પણ આપણી પ્રજા ભૂખી દુઃખી રહેતી નથી. હાલનો સુધારો બહારથી ભપકાભર દેખાય છે, પણ અંદરથી પોલમપોલ છે. એક તો હિન્દમાં કમાઇનાં સાધન ઓછાં છે. આજ કેળવણીની કિંમત નથી. એક ગ્રેજ્યુએટ વીસ રૂપિયે નોકરી કરવા તૈયાર છે. હવે તેની સ્ત્રી સુધારાની નકલ કરીને વેશ ભજવે, તો ભાયડો જાય બટંએ, ને બાયડી જાય કોઇ હિન્દના કાળા સાહેબને સલામ કરવા! અફસોસ! આપણા સુખી સંસારને લાયકજ સુધારો થાય તો ઠીક! સુધારો જો આપણાં મન દૃઢ કરીને સ્વધર્મ પોતાને ઓળખતાં શીખવાડે, તો તે પુરતું છે."

"ત્યારે ગુણી બહેન પ્રસુત થયા પછીજ તે કાર્ય આરંભીશું." નીલમે કહ્યું.

"હા, ત્યાં અમે પણ સ્થિર થઇશું." માણેકે કહ્યું.

"માણેક બહેન, તમે તો હવે સ્થિર થયાંની?"

"હા, વીરપુરના કુમાર નવી રાણી લાવ્યા પછી તેમની વૃત્તિ નિષ્ઠુર થયલી લાગે છે. રાજ માતાપર ને રાણી સાહેબપર પણ

બહુજ જુલ્મ થાય છે. અમારી સાથે પણ વિવેક છોડીને વર્ત્તે છે. મણીના બાપને તે ન ગમ્યું. દિવાન પણ ખટપટ કર્યા કરે છે, માટે હવે મુંબઇમાંજ રહેવું. મણીનો અભ્યાસ વધારવાનો છે, હવે વીરપુરમાં બને તેમ નથી."

"તમારી પેલી રકમનું શું થયું?"

"તે તો હાલ ગુમ થઇ છે, પણ અમને તેનાં નાણાં મળી ગયાં છે."

"એ નવી રાણી કોણ છે?"

"તમે તો જાણો છો. પેલી સર્યુ કાંઠે લુંટારૂ હતો, તેનીજ કન્યા! લુટારો તો ગુજરી ગયો, ને કન્યા ભટકતી–રખડતી જંગલમાંથી કુમારને મળી આવી!" માણેકે કહ્યું.

નીલમે નિસાસો નાખ્યો; માણેકનું હૃદય દુખાયું, ને ગુણવંતીના મનમાં લગાર શરમનો શેરડો પડ્યો, અને એ વાત બંધ થાય, એમ સર્વના મનમાં ઇચ્છા પ્રકટ થઇ! આત્મા રૂપી ભગવાન સાક્ષર છે. મોજી મહારાજનો રાગડો તરત બહાર નીકળ્યો, અને મૂળ વાત વિસારે પડી.

"મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર
મ્હારે તો ત્હારો એક આધારરે"—

"આ વેળા અહીં ભજન કોણ લલકારે છે?" માણેકે પુછ્યું.

"અમારા મોજી મહારાજ લલકારતા હશે."

"આહા! મીરાં જેવું મન કેવળ કૈવલ્ય પ્રભામાં લુબ્ધ થાય, તો કેવું સારૂં?" નીલમે કહ્યું.

"આજકાલ ધાર્મિક નાટકો પણ હદ કરી રહેલાં છે! જ્યાં જોઇએ, ત્યાં કૃષ્ણ ને રાધા! હવે તો વેદાન્ત જેવું હોય તો ઠીક!"

"પારસી કોમ સાહસીક ખરી, બ્હેન! જે કામ હાથ ધરે, તે પાર ઉતારે! નાટકના કામમાં પણ પારસીયો ખરેખર અંગ્રે-

જની આબેહુબ નકલ કરી શકે છે. આપણા હિંદુ નાટકકારોથી એટલી રીતે ફતેહ મેળવી શકાતી નથી. વળી તે લોકો મોટા મનના ને દીલાવર દીલના ખરા." મોજી મહારાજે કહ્યું,

"કેટલાક હિન્દુ નાટક કંપનીવાળા તો એટલા સાંકડા મનના છે, કે લખનારાને એક પાઇ પણ આપવી નહિ, ને ઉલટા તેનાપર ઉપકાર કરતા હોય તેમ—"

"એ તો જેવાં ભાઇનાં મોસાળાં, તેવાં બહેનનાં છાજીયાં! લખનારે તેવા ને ભજવનારે તેવા! બીજાનાં નાટકોમાંથી કંઇ કંઇ તફડાવીને જે લોકો ગુજરાન ચલાવે, તે તો એવાજ કની!"

"આજે મોટા મોટાને પણ મફતનુંજ જોઇએ છે! અને કેટલાકને તો એવો મેનીયા લાગુ પડયો છે, કે બીજાનાં નાટકો લઇને પોતાને રચનાર તરીકે જાહેર કરે છે. એ લોકો પબ્લીકની નજરમાં કેટલા હાસ્યસ્પદ ઠરતા હશે!"

"અરે બ્હેન, જમાનોજ વિચિત્ર છે. કેટલાક વાર્તા લખનારા ને કેટલાક ગ્રંથકારો તો એજ ધંધો લઇ બેઠા છે. બિચારા ગરીબ લેખકો લખે ને પ્રકટ કરવાની શક્તિ ન હોય, ત્યારે બીજાને વેચી દે, અને લેનાર પોતાને નામે પ્રકટ કરે છે, એ તો સામાન્ય થઈ પડયું છે."

"માત્ર દિલગીરી એટલીજ કે તેવા લોકો પોતાને લેખક ગણાવીને પબ્લીકને ઠગે છે!"

"પુનેમનો ચંદ્ર છુપો રહે છે? સર્વે લોક પાછળથી તો જાણે; ડાકયણને ડાકયણ કોણ કહે! ખુશામતની દુનિયાં છે! ફાવ્યો વખણાય છે."

"એ કામ માટે મોટું ફંડ સ્થાપીને એવાં પુસ્તકો છપાવી સાહિત્યને લાભ આપવો જોઇએ!"

"ફંડ તો ઘણાંએ છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી ધીમે પગલે એ કામ કરે છે. ફાર્બસ ફંડ ને બુદ્ધિવર્ધક ફંડ પણ સાહિત્યની ખિલવણી માટેજ સ્થપાયલું કહેવાય છે, વળી સાક્ષર સહાયક મંડળીનું ફંડ પણ અનામતજ પડેલું છે. મોટા લોકોમાં ખપવા લાગ્યા પછી તેને કોણ કહે! બિચારા સારા સારા લેખકો ખિલેલી કળી ખિલીને કરમાઇ જાય, ને તેની સુગંધી ફુલમાં–ધૂળમાંજ દટાઇ જાય, તેમ દબાઇ જાય છે. આજ તો મારતે મીંયાંનો જમાનો છે, બાપુ!"

"અરે પણ સાંજ પડી, અને આજે હજી જયન્તભાઇ આવ્યા નહિ! અજબ છે કે આજે વળી ગુણવંતીને વિસારી દીધાં!"

"ના, ભાઇ તો અંદર રમા બહેન કને છે." મોજી મહારાજે કહ્યું.

"રમા કેમ બહાર આવી નહિ!" માણેકે પુછ્યું.

"તે શરમાય છે–સાસુ કને—"

"હવે શરમાવાનું કેમ ચાલશે? થોડા વખતમાં તો લગન થશે, ને સાસરે રહેવું પડશે." નીલમે કહ્યું.

"મ્હારો મણી બહુ શરમાળ છે."

"બન્નેની જોડી ઠીક બની ગઈ."

"એ સર્વે રત્નલાલ શેઠના પ્રતાપ સમજવા."

હજી રત્નલાલ શેઠનું પનોતું નામ માણેકના મુખમાંથી પડ્યું, કે ટેલીફોનની ઘંટી વાગી. મોજી મહારાજે કાન ધર્યો, ને વાતચીતમાં ખબર મળી, કે 'રત્નલાલ શેઠને એકસીડંટ થયો છે!' નીલમ તે સાંભળતાંજ ગાભરી બની ગઇ, અને એકદમ માણેકને લઇને પોતાને બંગલે જવા ઉપડી. સર્વેનાં મન ખિન્ન થઇ ગયાં—નીલમ ને માણેક ઘેર ગયાં.—રત્નલાલને અકસ્માત્ થયા પહેલાં તો ઓફીસમાં, મી. કોયાજી સાથે તડાકા મારતા હતા; પણ પ્રભુની ગતિ ન્યારી છે!

# પ્રકરણ ૧૦ મું.

## હિન્દની હાલત સંબંધી દીન-ચર્યા.

"અલ્લો ! મિ૦ કોયાજી ? સાહેબજી !" રત્નલાલે ઉઠીને સત્કાર કર્યો.

"સાહેબજી, મિ૦ રત્નલાલ ! Are you all right?

"Yes, come on! રત્નલાલે તેનો હાથ ઝાલીને પોતાની નજીક ખુરશીપર બેસાડયો-પોતે સામે બેઠા. કોયાજી લગાર ટચાક પણ મશ્કરા હતા, અને બ્રિટીશ વાવટાને વખાણુવાનો ધંધો લઇ બેઠા હતા !

"આજ તો તમે મહેરબાની કરી !"

"મને ખબર મળી, કે તમે નવી સ્વદેશી મીલ સ્થાપવાના છો, તેમાં જો—"

"મશ્કરી કરો છો, કે મિ૦ કોયાજી ? તમે તેવી સત્તર સ્વદેશી મીલ સ્થાપી શકો તેમ છો !"

"મ્હારા આવ્યાથી તમને હરકત તો થતી નથી ?"

"જરા પણ નહિ, હું હમણાંજ પરવારીને ઓફીસથી નિકળવાનો હતો."

"શું તમે ધારોચ કે એ મીલ તમને સારૂં પ્રોફીટ આપશે ? આજકાલ મીલ-મેનીયા બહુજ ચાલીયોચ !"

"હું આ મીલ ખાસ નફો મેળવવા કહાડતો નથી."

"ત્યારે શું પેલા બેંગાલીયોના બોયકોટને આસરો આપવા માંગોચ ?"

"સ્વદેશી કાપડ કંઈ એકલા બંગાલીયોજ વાપરવાના નથી. સસ્તું હોય તો કોઈ પણ ખરીદે !"

"શું તે પરથી વિલાયતી માલ બંધ પડી જશે ?"

"ના, ઉલટી વધારે ખરીદી થશે. હિન્દ કદાચ વિલાયતી માલ નહિં મંગાવે—અથવા થોડો મંગાવશે, તો બીજા દેશાવરમાં તે વધારે જશે, અને જો બીજા દેશોને સસ્તો પડશે, તો ત્યાં વપરાશ વધારે જાગશે; કેમકે ઇન્ડીયા જેવો મોટો દેશ તેમનાં પ્રમાણુ માટે બંધ પડયો, તો બીજા દેશને મોટો લાભ મળશે, ને તેથી વધુ વપરાશ તથા ખપને લીધે વિ-લાયતી મીલઓનરોને વધુ તડાકો પડશે!"

"ઈન્ડીઆમાં ખરો હુન્નર ભાગી પડેલો છે, તેને સાજો–તાજો કરવો જોઇએ!"

"દેશીઓને ઉત્તેજન નથી. મુંબઇના એકઝીબીશનમાં તમે જોયું તો ખરૂં, કે હિન્દમાં કેવા કેવા હુન્નરમંદો છે! પણ ઉત્તેજન ક્યાં છે?"

"આપણા દેશીઓ હુન્નરી તો ખરા, અને અલબત ઉત્તેજન વિના બિચારા ચીમળાઈ જતા હોશે, પણ અદેખાબી ખરા. કોઇને હુન્નર શીખવી જતાબી નથી."

"અરે શેઠ! એ વખત ગયા. અસલના વારામાં ગુરૂનું જ્ઞાન-માન ને મંત્ર જળવાઇ રહેતા હતા. આજ તો લાલચના માર્યા લોકો થોડું ઘણું ગુરૂજ્ઞાન લીધું, કે પોતેજ ગુરૂ થઈ બેસે છે! આ પ્રોફેસર સાહેબનોજ દાખલોજ લ્હોની! તેના સગાને મોતી ધોતાં સાયનટી-ફીક શીખવ્યો, તો તેનીજ ગરદનપર ચડી બેઠો! આજકાલ તો ભાઇ ભાણેજ ને ભત્રીજા સઘળા ભભા મતલબનાં પુતળાં થઇ પડયાં છે! વિશ્વાસ ને એકીન તો ઉઠીજ ગયું છે!"

"આજકાલ લોકો બેભરૂંસાદાર બહુ બનતા જાયચ."

"યેસ! તમારો અડસટો ખરો છે; જો દરેક કેળવણીની ખામી છે, રત્નલાલ શેઠ! શું આય બેંગાલીયો તોફાન લઈ બેઠાચ, તેથી બેંગાલના ભાગલા પડેલા એકઠા થશે?"

"લીબરલ ટોલીની ફતેહ માટે ઇન્ડીયા મગરૂર છે!"

"જ્હોન મોરલી શું તદન રાજનો બચાવ માંડી વાલશે! મેં પેપરમાં વાંચીયું કે તેમ કદી બનવાજોગ નથી!"

"તો ઇન્ડીઆનો વાંકો દહાડો બેઠો. હાલના સરખા લાયક સંજોગ બીજા નહિ મળી શકે? જ્હોન મોરલી જેવો ઇન્ડીયા આફીસનો વડો હોય, ને ઈન્ડીયનનો લાભ ન મેળવી શકે, તો લોર્ડ કર્ઝન જેવો ઈન્ડીયાનો ભવિષ્યમાં અધીકારી થાય, તો કોણ જાણે શું એ થશે!"

"હાલ ઈન્ડીયાનો અશાન્ત મામલો શું બતાવે છે?"

"ભવિષ્ય ભાખવાનું કામ આપણું નથી, કોયાજી શેઠ! પણ એટલું તો ખરૂં છે, કે ખીજવાયલો જીવડો હાનિ તો કરે!"

"શું સત્તાવનનો કાલ ફરીને તાજો થાય?"

"એવો વખત મોરલીનો ટાઇમ નહિ લાવવા દેય!"

"શું દેશી છાપાવાલાની ઉસ્કેરણી ફલિભૂત થશે?"

"કોયાજી શેઠ! એમ જોઇએ તો આગલા વખતમાં ઇંગ્લન્ડ દેશ જંગલી હતો. આજે તેનો વાવટો ફરકે છે. દેશની સ્થિતિ પર સૌએ ચાલવાનું છે. દેશેદેશ હરીફાઈમાં ઉતરી પડયો છે. જ્યાં લોહીની નીક ચાલીને દેશ લેવાયા છે; તે પ્રજા જો સ્વતંત્રતા ભોગવે, તો પછી વચન પર અમલ ચાલતો હોય, તે દેશની પ્રજા શું સ્વતંત્રતા ન માગે! શું હિન્દ કંઇ હથિયારથી મેળવેલો મુલક છે?"

"વિરજ અને જુક્તિ, એ પોલટીકલ પોલીસી છે."

"કોયાજી શેઠ! તમે એંગ્લો ઇન્ડીયનોનાં વાજીત્ર છો, તેથી તમને વિરૂદ્ધ લાગે છે, છાપાવાલા સત્ય રીતે પ્રજા દાદ માગે છે."

"રત્નલાલ શેઠ? પણ હાલની રાજનીતિ ખાસ ઇન્ડીઆન લાભની નથી?"

"મોરલીની ધુન આડી વાગે, ત્યારે તો એમજ માનવું પડે!"

"કોંગ્રેસથી શું ફાયદો થયો, વારૂ?"

"એક ચીજ ચાલુ હોય, તેને કોઇ પણ વખત ફતેહ તો મળેજ! કોંગ્રેસથી વિલાયતવાળા કેટલાં ચોંકે છે?"

"મને તો લાગેચ, કે કોંગ્રેસજ તે લોકોને ઉશ્કેરી મુકીયાચ!"

"વિલાયતના લોકો ઇન્ડીયાની હાલતથી બહુજ અજાણ્યા છે."

"શું ઇન્ડીયાની હાલત કોંગ્રેસથી સુધરશે?"

"કોંગ્રેસનું મંડળ કંઈ સાધારણ માણસથી બનેલું નથી!"

"ને તેથીજ કેળવાયલા મંડળને વિલાયતીઓએ હુલ્લડખોરોનું નામ આપીઉંચ!"

"મી૦ કોયાજી? કેટલાક એંગ્લો ઇન્ડીયનોજ એવું એવું છાપીને ભલા અંગ્રેજોને ભમાવે છે! ઇન્ડીયાની ખરી હાલત તો હજી પૃથ્વી-ના પેટામાં રહી છે. એ તો જ્યારે ઇન્ડીયન મીશન થશે, ત્યારે અજ-વાળામાં આવશે."

"શું કાંગ્રેસ જે હકો માગેચ, તે વાજબી છે?"

"બ્રિટીશ સલતનતની સ્થાપના વેળા આપેલાં વચનનો ભંગ ન થાય, તો વાજબી છે."

"શું હિન્દુ ને મુસલમાન સત્તા હિન્દપર હતી, ત્યારે બન્ને કોમે એક બીજાને કશા હક્ક આપ્યા હતા?"

"તે કાળ અને આ કાળ તદન જુદો છે."

"વારૂ, આ કાળ એવો છે ખરો, કે ઇન્ડીયન પાર્લામેંટ સ્થપાય, તો તેમાં દેશીઓ એકમત થાય?"

"પોતાના લાભ જાળવવા માટે હિન્દુ-મુસલમાન શા માટે એકમત નહિ થાય?"

"કોંગ્રેસમાં કેટલાક મોહમેદન છે!"

"જે આગેવાન એજ્યુકેટેડ છે, તે તો દરેક પ્રાંતમાંથી દર વખત સામેલ થાય છે. તેમાં સૌનો લાભ સમાયલો છે."

"શું દેશીઓ રાજસત્તા ચલાવવાને લાયક થયા છે?"

"શું રાજ ચલાવવાનું બુદ્ધિબળ એ લોકોમાંજ છે? આજ સુધી ઇન્ડીયામાં ઇન્ડીયનો રાજ ચલાવતા ન્હોતા?"

"તે તો તમે ઇતિહાસથી જાણી ચુક્યા છો! ભાંગ ને ગાંજો, અફીણ ને તમાકુએ તો તમારા રાજાઓનું રાજ પાયમાલ કીધું! બ્રાહ્મણોએ પાણી ઉડાડીને અને લોકોને ભમાવી ભમાવીને હેરાન કરી દીધા. શાસ્ત્રવાદ ને મતમતાંતરથી બેહાલ કરીને હિન્દની આ દશા લાવ્યા! આજ તમારા વિપ્રોને ભીખ માગતાં દરવાજેથી હાંકી કહાડે છે, તે રાજ કરશે કે?"

"હિન્દના લોકો દૈવી સમ્પતિનાં તરસ્યાં છે. પેલા લોકો આસુરી સમ્પતિને માને છે."

"એ વખત બધા ભૂલી જાઓ. આજે તો વખતની કિમ્મત છે. હજી તમારા હિન્દુ અઢાર કલાક હેવહેવલામાં ગાળે છે! એમ હિન્દનો ઉદય નહિ થાય! જો વિલાયતી રૈયત એકત્ર છે; ખાવા પીવા વગેરેમાં એક છે; નિંદાશીલ નથી. ડયુટી તે તેનો ધર્મ છે. તમારા હિન્દુઓમાં ઉંટનાં અઢારે વાંકાં! દર્શન વિના ખાણું ન લેવાય! ન્હાયા વિના ખાણુ ન ખાય. જો વેપલો કરીને, રાજ ચલાવશે! હા, હા, હા,—

"સત્તા હાથમાં હોય, તો એક બાળક રાજ ચલાવે! રાજ કંઇ એટલો શેહેનશાહ ચલાવતો નથી. અલબત જાત–ભાતનો અંતર, અને ધર્મ–પંથની ઐકયતા હિન્દમાં કુસંપનું બીજ રોપતી જાય છે, પણ એમ તો ફ્રેન્ચ રેવોલ્યુશન અને ઇંગ્લીશ આઇરીશમાં પણ ધર્મની મારામારી તો છેજ–એથી રાજસત્તાને હાની થવાની નથી. અસલ

હિન્દમાં મરાઠી રાજ્ય કેમ હતું ? રજપૂતાના હજી પણ કેમ છે ?"

"ત્યારે શું હિન્દના આગેવાન વિદ્વાનો લડત કરેચ, તેઓ રાજ–સતા ભોગવશે ?"

"શા માટે નહિ! રાજનાં બંધારણના જે દેશી આગેવાનો અભ્યાસ કરીને અનુભવી થયા છે, તે શું સત્તા ચલાવી નહિ શકે ?"

"ધારો કે ઈન્ડીયા પર કોઈ પરદેશી ચડી આવે–અને અંગ્રેજોને હરાવીને કહાડી મુકે–તો દેશીઓ નવા રાજાને તાબે થવા રાજી ખરા ?"

"ખાસડાં ખાઇને શીખેલો કક્કો, તે ફરીને બીજા કને શીખવા જાય ?"

"ધારો કે નવા રાજાને તાબે થવા ઇન્ડીયનો ના પાડે, અને તેને હાંકી કહાડે, તો હિન્દનો ચક્રવર્તી રાજા કોણ થાય ?"

"તે કાળે જેને લાગ ફાવે તે! પણ એટલી હદે પહોંચવા કરતાં સંપીને વહેંચી ખાય તો સારૂં."

"રત્નલાલ શેઠ ? તમારા કોંગ્રેસીયનોનાં એ નાહક ફાંફાં! આજે તમારૂં હિન્દ એક નથી. મુસલમાન અને હિન્દુને જનમે વેર છે. જો તક આવે, તો મોહમેદનો પોતાનું જોર બતાવ્યા વિના રહે નહિ. તમારા પોતીયાંદાસો શેરીના રખવાલ છે, વનના નહિ. તેમાં કેળવાયલો વર્ગ થોડો છે. વળી તમારા હિન્દુઓમાં પણ જુના વિચારના ને ધર્માંધ બહુ છે. તેમાં બાર જાત ને તેર ચોકા જેવું છે, અને મરાઠા ને ગુજરાતી બન્ને કોમને દીઠે મનતું નથી. પારસીને તો બાજુજ રાખો, પણ તમારામાં ક્યાં સંપ છે! એક તો ન્યાત ન્યાતમાં ટંટો! ધર્મ ધર્મમાં મતભેદ! અને મોટી અદેખાઇ! ચોરાસી જાતના બ્રાહ્મણ, અનેક જાતના વાણીયા, ને બીજી કોમ જુદી. શિવ–વૈશ્નવ, બ્રહ્મોસમાજ, આર્યસમાજ, સ્વામીનારાયણ, રામાનુજ વગેરે વગેરે

પથો જુદા. એક બીજાનું પાણી ન ખપે ! છાંટો ઉડે, તો ન્હાવું જોઇએ; એવા કુસંપમાં તમે એકત્રપણાનો દેખાવ કરી, મોઢેથી મીઠાશ બતાવીને પારકા લોકો સાથે લડોચ ખરા, પણ કટોકટનો વખત આવશે, ત્યારે સૌ સાંઠો સાંઠો થઇ જસે. સૌ મારૂં મારૂં કરસે. તમે ઇતિહાસ તો શીખીયાચ. ગુજરાતની રાજધાની તુટી, ત્યારે દેશની હાલત કેવી થઈ ગઈ? મલેક કાફુરની દગલબાજી, ને બીજા સુબાના દગાથી અંતે હિન્દની આ હાલત થઇ ! મુગલાઈ જુલ્મ સેહેવો પડયો. તે કરતાં આ બ્રિટીશ રાજ શું ખોટું છે ! ખરૂં માનજો, કે રશીયાને તો જાપાને થપ્પડ મારી છે, એટલે હવે તેનો ભય ઓછો થઇ ગયોચ; અગર જો, હિન્દપર તે રાજ કર્ત્તા હોય, તો હમણાં રશીયાની પ્રજાનો પોકાર ત્રાસ ઉપજાવે છે, તેવો હિન્દી પ્રજા પોકાર કરતે, ને તે વખતે અંગ્રેજ રાજને તમે યાદ કરતે ! અમારી તો એજ સલાહ છે, કે બ્રિટીશ અમલ આંધળો નથી. તેના ઇન્સાફને માન આપીને ચાલવું, એ હિન્દની જુદી જુદી કોમને, ધર્મને, ને સલામતીને માટે સારૂં છે. જે દહાડે બ્રિટીશ ગવર્નમેંટ મોળી પડશે, તે દહાડે હિન્દમાં માંહો માંહે કતલ ચાલશે. મ્હારૂં તો એ અનુમાન છે. હિન્દ હજી સ્વતંત્ર રાજ કરવાને શક્તિવંત નથી. હજી તમને પ્રદેશી રાજાની જરૂર છે. ”

“ અંગ્રેજી રાજ પર દેશીઓ ફીદા છે, પણ ગેરસમજુતીથી નાહક કોલાહલ ચાલે છે ! ”

“ રાજ લોભ બહુજ વિચિત્ર છે. નાણાં લેતી વખતે એક વાત થાય છે. નાણાં દેતી વખતે બીજો રંગ હોય છે. દરેક લોકો લિખીતં દસ્તાવેજો કરાવીને સરકારી શાક્ષી શા માટે લહે છે? વિશ્વાસ ગુમ થાય, તે માટે ! એટલુ છતાંબી તેમાં કાયદાના સવાલ ઉભા થાયચ, અને કોઇ વખતે સંજોગ વચે ખરા હક્ક ડુબી જાયચ. ”

"જ્યારે પોતાના હક્ક ડુબે, ત્યારે તો કોઇ પણ ન્યાયસર લડત કરે ! ઇન્ડીઅનો કંઇ હુલ્લડ કરવા ચાહતા નથી. તેઓ રક્ષણ માગે છે, ને તે હક્ક સાથે મળવાની વિનંતી કરે છે."

"તેબી મલતે, પણ તમારા દેશીઓ એટલા તો આકલા પડી ગયલા છે, કે તેઓ બીજાને ઉસ્કેરી દે છે !"

અફસોસ જેવી વાત છે, કે પારસી ભાઇઓને હિન્દમાં રક્ષણ મળ્યું, તે છતાં હજી સાંકડાં મનના કોઇ કોઇ ગૃહસ્થ દેશની દાઝ ખાવા બદલે મુગા મુગા સંતાઇ રહે છે. ધન્ય છે, મી૦ દાદાભાઇ નવરોજી સાહેબને ! ધન્ય છે, મિ૦ ફિરોજશાહ મેહતાને ! ધન્ય છે, મિ૦ વાચ્છાને ! ખરા પારસી બચ્ચાઓ પોતાનું યકીન જાળવવા માટે, હિન્દના ઉપકારનો બદલો દેવા બહાર પડયા છે ! યાદ રાખજો, કે આજના તમારા કેટલાક ચીબાવલા પારસીઓ અંગ્રેજની નકલ કરીને આંધળા થઇ પડયા છે, પણ એક વખત એવો આવશે, કે તેમને પોતાની ભૂલ માલમ પડશે !"

"અમારો પારસી ટોલો બગડી ગીયોચ, એ વાત તો ખરી છે. એક કોમની થોડી સંખ્યા છતાં મતભેદી બહોલી છે. જો તેનાપર કદાચ રાજકીય આફત આવે, તો ઇરાન કે અરબસ્તાનમાં પગલું ભરતાં વાર લાગે; હીન્દનો આભાર પારસીઓપર છે, તેમાં શક નથી; પણ હાલ તો કોમનો મામલોજ વિચિત્ર છે ! વળી પારસીઓની હાલત એવી કઢંગી થઈ પડીચ, કે અગરજો બ્રિટીશ રાજની રક્ષણ ન મળે, તો પાયમાલ થઇ જાય ! ઇન્ડીયાના હાલના અશાન્ત મામલાંમાં બ્રિટીશ અમલની નજરમાં પારસીઓ આવી જાય, તો તેની દશા ભુંડી થઇ જાય, એ માટે તેઓ રાજદ્વારી ચર્ચાથી સાયલન્ટ રહેચ.

"વખત વરતીને ચાલવું, ને સાથરા પ્રમાણે સોડ તાણવી

એ તમો વાણીયાભાઇ કનેથી અમે શીખીયાચ. નાહક લફંગાઇ બતાવવામાં સાર શું! અમારાથી બનેચ, તેટલી મદદ કરીયેંચ, પણ જાહેર પડીને બ્રિટીશ રાજ વિરૂદ્ધ તો અમારાથી નહિ બોલાય! અમે તો તેની બોલબાલા કહીએચ!"

"સૌ તેવું ઇચ્છે છે; પણ બાપ જો દીકરાનો હક્ક ન આપે, તો બોલવું જોઇએ. બોલ્યા વિના બોર ન વેચાય!"

"જેટલું શાન્ત મગજથી થશે, તેટલું આકળા પડી જવાથી થવાનું નથી, અને એટલું તો ખરૂં છે, કે હિન્દમાં નબળા મનના કોઇ કોઇ અમલદાર આવે છે, અને તેને તમારાજ દેશીઓ ઉશ્કેરી દે છે! વિલાયતવાળાઓ તેમને ભરૂસે ભૂલ કરે છે, અને તેઓની નજરમાં તમે અળખામણા થાઓચ! એ માટે સારો રસ્તો એજ કે ખરી દાદ જાહેર કરવી; જો તમારા દેશી છાપાવાળા આડી કલમનો ધા મારવા જશે, તો હાથ કડી જકડાઇ જશે! હવે જમાનો વિચિત્ર છે! સારા ને સમજુએ વખત વરતી જવાનો છે."

"ઇન્સાફનો એવો ભાવ ઉત્પન્ન થશે, તો લાચારીએ તેને શરણે થવું પડશે; પણ તમારે જાણવું જોઇએ, કે આજકાલ દુનિયાનાં રાજ્યો કેટલા સુધારાની સ્વતંત્રાપર ડોલે છે! આગલો જમાનો વીતિ ગયો. જુનાં મુગલ રાજ જોડે હિન્દની હાલની હાલત સરખાવવાની જરૂર નથી. હાલની હરિફાઇ તથા પ્રજાની સ્વતંત્રતા દરેક રાજ્યોએ કબુલ કરી છે. ખુદ બ્રિટીશ રાજ્ય, આઇરીશ પ્રજાને અને છેવટે ટ્રાન્સવાલને પણ પ્રજા હક્ક કેમ આપ્યો છે? શું ઇન્ડીયા વિકળ કળાથી હાથ ચડયું, ને વચનપર વિશ્વાસ રાખીને બેસી રહ્યું, તેથી તેના હક્ક ડુબી ગયા! એક કાળે ઇંગ્લંડ પણ જંગલી અવસ્થા ભોગવતું હતું, તે પ્રજા કેમ સ્વતંત્રતા ભોગવે છે! બ્રિટીશ રાજની સરદારી ઇન્ડીયન પ્રજા કબુલ કરે છે! પણ જેમ બીજાં રાજ્યોની સ્વતંત્ર

પ્રજા જોડે વર્તે છે, તેજ રીતે વર્તવાનો હક્ક ઇન્ડીયનોનો છે, ને તે ઈન્ડીયન દેશી પ્રજા માગે છે, અને તે હક્ક આપવાને બ્રિટીશ રાજ્ય વચનથી બંધાયલું છે.”

“તે હક્ક જો નવા પ્રધાનથી ન મળ્યા, તો પછી શી આશા? જુઓની રત્નલાલ શેઠ, હાથમાં આવ્યો દમડો કોન છોડે!”

“કોયાજી શેઠ! જે લડત આપણે દેશીઓ કરી શક્તા નથી; તે લડત બ્રિટીશ રાજના આગલા લડવૈયા કરી શક્યા છે. ઇન્ડીઆની દુર્દશા ટાળવા માટે ખુદ પાર્લામેંટમાં કવિ શેરીડન, મી૦ બર્ક, મી૦ ફોક્સ અને મી૦ પીટ જેવા બાહોશ સ્વતંત્ર ગૃહસ્થોએ ઇન્ડીયાના હક્કને રાજ્ય વચન જાળવવા એવાં તો ભાષણો કરીને અસર કરી છે, કે એક વેળા કોનઝરવેટીવોનાં માઇન્ડ ઈન્ડીયા ફેવરમાં ફેરવેલાં છે; જોકે તે વેળા તો ઇન્ડીયામાં હાલના જેટલો કોળાહોળ ન્હોતો! આજ તો ઇન્ડીયા અમલ એટલો નબળો દેખાય છે; કે જો કોઇ સાધુ–જોગી બે બોલ બોલે, તો બ્હીકણુ બનીને તેને કેદ કરે છે! રખે હુલ્લડ થાય! જાણે રાજસત્તા તેવાને દાબી દેવા અશક્ત હોય!”

“અરે તમારા ઈન્ડીયાથી તો સઘળી સલતનત અજાણી છે. માત્ર પોતાના લાભના રિપોર્ટ બહાર પાડે, અને ઇન્ડીયા પર લેણું ને લેણું રાખે; એટલે કોણુ દરકાર કરે! મ્હારો મત તો એવો છે, કે રાજલોભ છોડીને જાપાનીસ હુન્નરકળા હાથ કરો. બાકી કહે કોઈ બોર દેવાનું નથી!”

“કોયાજી શેઠ! તમે પેલા અમેરિકન ગૃહસ્થ મી૦ બ્રૅયનના ઇન્ડીયા સંબંધી અનુભવસિદ્ધ વિચારો જાણ્યા છે! લ્હો, આ પેપર!”

રત્નલાલે તે લેખ આપ્યો, ને કોયાજી શેઠે વાંચ્યો.

“ખરી વાત છે. અમેરિકન જેવા સાહસીક તમે થાઓ, તો પોતાની મેળે હક્ક તમને પુછતો આવશે, પણુ એક સ્વતંત્ર રીતે

વાંચન–માળા કહાડવાની સામર્થતા જણાતી નથી. ગુજરાતીયો તો ધન સંઘરવામાં કુશળ છે. મરાઠાઓમાં જુના ને નવા વિચારના મતભેદ છે. ઉત્તરમાં સમાજીસ્ટોની મહોકાન છે ! બેંગાલ દેશ બીજો અમેરિકા છે ! તેઓમાં સ્પરીટ છે, પણ ત્રીસ ક્રોડ પ્રજામાં તેટલો ભાગ શું કરી શકે ! ઇન્ડીયાને ખિલવવો હોય, દેશીઓએ સ્વતંત્ર થવું હોય, તો પ્રથમ કન્યા કેળવણીનાં સારાં બીજ રોપો ! સરકારી ધોરણોને બાજુપર મુકો ! દીનપરદીન વધતો જતો જાપતો જવા દઇને, ઘરનાં નાણાં વાપરી દીકરીઓને લાયક કેળવણી આપો. પારસીઓનો તો દહાડો વાંકો છે, એટલે તેમને સુજ પડતુ નથી. શેઠ સોરાબજી બેંગાલીનું ભલું થાય, તે પોતાની માતાજીને નામે કન્યાશાળા સ્થાપી, ને તેમાં ઘર–સંસારી કેળવણી આપવાનું ધોરણ બાંધ્યું, તે છતાં હમણા કેટલુંજ ફેરવાઇ ગયુંચ, ને અંગ્રેજીપર મારો ચાલીયોચ ! ખેર; હિંદુઓ તેની નકલ ન કરો. તમે બાળલગ્ન ને પુનર્લગ્ન માટે ના લડો. હાલ તો સંસારને લાયક કેળવણી આપો. આગલા પાછલા જમાનાને યાદ કરીને પોક મુકવાની જરૂર નથી. બીજાની નકલ કરીને સુધરી જવાની જરૂર નથી. હું જોકે સુધારાવાળો છું, પણ અમારા નકલી પારસી જેવો સુધારક નહિ. મ્હારા ઘરનાં છોકરાં ઘર–સંસારી લાયક કેળવણી લ્હેચ, અને ધર્મ તથા નીતિનું શિક્ષણ મેલવેચ. તેની હાજતો બધી પુરી પડેચ; પણ બધી લીમીટમાંજ! ફરવા હરવાની છુટ, છોકરાને કલબમાં જવાની છુટ, પણ તે અમારી દેખરેખ તળેજ ! નહિ કે છોકરીઓ ગમે તેબી સાથે, ગમે ત્યાં, ગમે તે વખતે ફરે હરે ! હમણાંજ મ્હારા હાથમાં આ માસિક આવેલું છે. રતનલાલ શેઠ ? તેમાં એવુંજ લખેલું છે.

"ખરી વાત છે, કોયાજી શેઠ ? સંગીન સુધારાવાળાની એ ફરજ છે; પણ અમારી વચ્ચે જુના વિચારના લોકો બહુ આવે છે !"

"હવે તો તેનીબી સુધ ઠેકાણે આવીચ ! તમારા લોકોબી સુધરવા લાગાચ ! લોકોનીં ધરમ ઉપર આસ્થા બંધાતી જાયચ, પણ ખરેખરાં નીતિના તત્વો સમજતા નથી. ગાડરીઓ પ્રવાહ ચાલેચ ! આજકાલ તમારા દેવલોમાં ઘીની બત્તી બદલે ઘાસલેટ વપરાયચ ! અંગ્રેજો પોતાના ધર્મનો કાનુન છોડતા નથી. તેની બંદગીનો વખત કદી ચુકતા નથી. આપણા લોકોમાં તેવો નીયમજ નથી. ઇસ્લામી લોકો પણ ધર્મમાં ચુસ્ત રહે છે. તમારા કોઇ કોઇ ધરમના મહારાજો રાંડોના નાચ કરાવેચ, ને નાટકવાળાના જલસાબી થાયચ ? જો ખરૂં પુછો તો, તમારા લોકોમાં બહુ ધતિંગ ! દેખાવમાં તો ધરમનાં પુતળાં, પણ એકસરખો નિયમજ નથી. એ રીતે હમારા પારસીયોમાંબી થતું જાયચ ! ધરમ શીલસુફી ભૂલતા જાયચ ! કોઇ કોઇ પરધર્મમાં વટલતા જાયચ. તમારા લોકો જમણવારમાં ધન બહુ ગુમાવેચ, ને કોમની ખરી હાજતો જાણતા નથી. અમારા લોકો તે સમજવા લાગાચ. જોની હમણાં તમારો પેલો લાહોરનો સમાજી દેશપાર થીયો. કહેચ કે તેણે પયગમ્બરની બદગોઇ કરી ! ભલા આદમીઓ સૌ સૌનું સંભાળતા નહિ, ને મારો કકો પકો કરીને દેશને નુકશાન કરેચ ?"

"બરાબર છે. અમારા લોકો વાવ, કુવા અને ધર્મશાળા બંધાવે છે; પણ તેનો કાયમ નીભાવ કરવાનું સમજ્યા નથી. સદાવ્રત બાંધે, તેમાં પણ એવીજ ગડબડ જાણવી ! સાધુ સંતને ચાહે છે, પણ આજકાલ ઢોંગીઓ ઘણા. આપણા એક જાણીતા સુધારક શેઠના ઘરમાં પેલો સાધુ પેઠેલો, તેણે હાથ કેવો માર્યો ! અમે તો સો વાંસ પાણી માપીને ચાલનારા છીયે ! ખાસ કરીને હાલમાં આર્ય સમાજીસ્ટો ને બ્રહ્મો સમાજીસ્ટો લોકોની આંખમાં બહુ ખુંચે છે !"

"તે લોકો બોલીદરાજ લાગેચ. ધર્મ ફેલાવાનો એ રસ્તો

નથી. આર્ગ્યુમેન્ટથી દલીલ સાબીત કરવી; નહિકે ગાળ–ગલોચ કરીને મિજાજ ગુમાવી દેવો ! એથી તો ધર્મ-પંથને હાની પહોંચેચ; કારણ કે પક્ષમાં આવનારને તે રીતે સંતોષ થતો નથી. સાલ્વેશન આર્મી ને બીજા મીશનરી લોકો ફાવેચ, તેનું કારણ એ કે તે લોકો રંગ જોઇને પિચકારી મારનારા છે, વખત વર્તીને ચાલનારા છે. તમારા આજકાલના સાધુડા ને ભિખારીઓએ હિન્દને ભૂખે મરતો કીધોચ ! ખરૂં પૂછો, તો કેઉંચ કે તે લોકોને બારણે ઉભા રાખવામાંબી પાપ છે; અહીંથી દાન લહે, ને તે દક્ષણા દારૂના પીઠામાં જાયચ ! ગેરૂનાં કપડાં, ને ભભુત ચોળી કે વેદાન્તી !"

"આજ કાલ હિંદમાં એ ઢોંગ વધી પડયો છે ખરો, પણ હવે તેને બહુ ઉત્તેજન નથી મળતું !"

"વળી ખાલી બકબકારો ને તોફાન મસ્તી બહુ વધી પડીચ ! દેશી ચલવલને નામે ખોટી બૂમ ઘણી ચાલેચ, એથી રાજ ચોંકી જાયચ, કેમકે તેના મનમાં એવુંજ ઠસેલું છે, કે લોકો મૂર્ખ છે, તેથી જંગલીપણામાં રખે હુલ્લડ મચાવે !"

"આ એક મ્હારા વિચાર પ્રમાણે સત્તાની નબળાઇ કહેવાય! આજે અંગ્રેજ સલતનત એટલી મોટી છે, કે તેઓ હિંદના મોટા બળવાને પણ દાબી દઇ શકે ! બોલીદરાજના બકવાદ પરથી સારા લોકોને પકડીને કેદ કરવા, એતો નબળા મનના લોકોને ઓર ઉશ્કેરવા જેવું છે. કેળવાયલા લોકો તો દલીલથીજ દાદ માગે છે, જો કે હું બ્રિટીશ અમલને વખાણનારો છું, પણ કેટલીક વાર ગેરસમજુતીને લીધે મોટા વર્ગના અમલદારો, કેળવાયલા દેશીઓને વગોવે છે. એ તો એક હડહડતું લાયબલ કરે છે."

"ગેરસમજુતીને દાબી દેવા તો અમે લોકો કેવળ સાઇલંટ એદાચ, કારણ કે પારસીઓને તો આંધળાનો અલ્લાહ રખવાળ !—

"જો તમારા પારસીઓ સમજે, તો તે પણ એક દેશી છે. તે જો પોતાને એમ ગણાવતા હોય, કે અમે ઇંડીયન નથી, તો તેની બુરી દશા થવાની ! અંગ્રેજો કંઇ તેને યુરોપીયન તરીકે ગણવાના નથી, અને દેશીઓમાંથી છુટા પડયા પછી જો એકદમ વિશ્વાસ ગુમાવ્યો, તો પછી એકદીલ થવું કઠણ છે. અલબત પારસી કોમ ઝળકતી, ચતુર અને કુશળ છે, પણ ઉછાંછળી ને નવી પ્રજા તામસી થતી જાય છે. તમે લોકો પોતાનો ધર્મ, અસલ હાલત અને તે નીતિના તબક્કાપરથી ઉતરતા જતા જોવામાં આવો છો, અમે તો તમને હેતથી ચાહનારા છીએ, તમારા વડે અમે ઘણું કરી શકીએ છીયે, પણ જુવાનીયાના ઢંગ નિરાળા છે."

"અમારી કોમબી પાયમાલ થશે ! સોની આવક, ને સવા-બસોનો ખર્ચ કયા સુધી પહોંચશે ? કાં તો ભુખમરો સેવીને મરશે. મને તો તે માટે કંઇ સારૂં મત નથી, કોમના કેટલાક ધનવંતો બિચારા હાજતો પુરી પાડેચ, પણ તેનેબી કોણ ઇન્સાફ આપેચ ? સૌ નાકની ટીચકી તો ઉંચીને ઉંચીજ રાખેચ !"

"અમારા હિન્દુઓમાં હજી એટલું બધું ઉછાંછળાપણું વધી પડયું નથી. તમારા લોકોની દેખાદેખી ચાલી છે, પણ તે ધનવંતોના ઘરમાં છે. હવે અમારા શેઠીયા પણ સખાવતનો અર્થ સમજ્યા છે."

"શુક્રાના ! પણ રતનલાલ શેઠ, તમે નવી દેશી બેંક સ્થાપો છો, ને નવી મીલ સ્થાપો છો, તેમાં કોઇ ભાગીયા છે કે !"

"ના; મ્હારી પોતાનીજ જાત–મીલ્કત છે. જો કે લાંબે વખતે તેની ફતેહ થયા પછી પબ્લીકને તે લાભ દઇશ. હાલ નાહક કોઇને તોટામાં શા માટે નાખવા ? એક ઉઘરતા કામમાં બીજાને નાખવા જતાં નાહક દુઃખ ઉત્પન્ન થાય."

"તમારા વિચાર બહુ સારા છે. મેં સાંભલીઉંચ કે તમે જાપાનમાંબી પેઢી ઉઘાડીચ !"

"હા, અને ત્યાં કેટલાક દેશી જુવાનોને મોકલી દીધા છે."

"મેગ્નેતીઝ ને આર્મને માટે શું ધારોચ! મેં તે કામ હાથ ધરીચુંચ!"

"આજકાલ તેનો મેનીયા ચાલેલો છે. જો ખંત, ને વિચારથી કામ કરશો, તો ખાટશો."

"થેંક્યું! તમેબી તમારા કામમાં સકસેસ મેળવો, સાહેબજી!" કોયાજી શેઠ ઉઠયા, ને શેકહેન્ડ કરી.

"હું પણ હવે બહાર નીકળું છું, ચાલો, મ્હારી ગાડીમાં સાથે જઇએ, તમને હું તમારે બંગલે ઉતારતો જઇશ."–

"થેંકયુ!" કોયાજી શેઠે નમીને રત્નલાલની માગણી કબુલ કરી, બન્ને મિત્રો ઓફીસમાંથી નીકળ્યા; અને બે ઘોડાની ગાડીમાં બેસીને નવી ટ્રામ જોતા જોતા ચાલ્યા—

"રત્નલાલ શેઠ? આ ઇલેકટ્રીક ટ્રામથી શું લોકોને વધારે સગવડ થઈ છે? એકસીડન્ટ બહુ થવાનો સંભવ છે, અને બેડક પણ સાંકડી છે."

"હા; પણ તમે જેવા કોરપોરેટરો છે, તો હજી પણ સુધારો કાં નથી કરાવતા? આરસપહાણનાં પુતળાં પેઠેમ હાથ ઉંચા કરીને મત આપવા માટેજ ખુરસીમાં માંકડ એકઠા કરોછો? અને વોટરોને મોટી મોટી વાતો સમજાવીને વૃથાજ મેમ્બરશીપ લઈ લ્હો છો! કંઇક એવી તો સેવા બજાવો? શું તમે નહિ બોલો, તેથી ટ્રામ-વાળા મફત જગ્યા કરશે? શું તમે એવા દબાયલા રહો છો?"

"તમારા જેવા શેઠ આગળ બેઠા હોય, ત્હાં અમારો કોણ ભાવ પુછેચ? અને આપણે કહાં બેસવુંચ, જે પીડા! કરે તે ભોગવે! હાઃ હાઃ હાઃ"

કોયાજી શેઠ હસ્યા, અને ગાડીએ ક્રોસીંગ કીધું. સામેથી વીજળી

ટ્રામ એકદમ આવી લાગી, અને રત્નલાલની ગાડીના ઘોડા ભડક્યા! કોરપોરેટર સાહેબોને અદ્ધર ઉપાડયા. ગાડી ઝાડ સાથે અથડી પડી! કોયાજી શેઠ તો બચી ગયા, પણ રત્નલાલ શેઠને સહેજ ઇજા થઇ. ઘોડાવાળો જખમી થયો. સારે નસીબે ઘોડા બચી ગયા. એકદમ રસ્તાપરથી લોકોની મદદ આવી પ્હોંચી, અને રત્નલાલ શેઠને બીજી ગાડીમાં બેસાડીને બંગલે પહોંચાડયા! અભાગીયા :કોયાજી શેઠ પણ ઇન્ડીયાની નિંદા કરીને આ ફળ પામ્યા!!

ઇશ્વરનું ધારવું અલૌકિક છે. નીલમ અને માણેક બંગલે પ્હોંચ્યાં, ત્યાં તો રત્નલાલને ડોકટરી મદદ મળી ગઇ હતી.

જ્યારે આફત આવે છે, ત્યારે તેવાજ કઠણ સંજોગો આવી મળે છે. જયન્તને આ ખબર થતાંજ રત્નલાલને બંગલે જવા તૈયારી કરી. એવામાં ગુણવંતીને પેટમાં દુઃખવા આવ્યું.

કુદરતની અજબ કળા છે. કોઈ વેળા એવા કઠણ ને કઢંગા સંજોગ આવી મળે છે, કે એક બીજાં વ્હાલાં સગાંને પણ સહાય કરવા જઈ શકાતું નથી.

ગુણવંતીને પ્રસુત થવાનો સમય ઘડી પળ હતો. તેમને વીંટ આવવા લાગી, તેથી જયન્ત જતો અટકી પડયો. રત્નલાલના અકસ્માતથી નીલમ પણ તેની સારવારમાં રોકાઈ ગઈ, એવામાં માણેકને વીરપુરથી કુન્દનનો તાર મળ્યો, કે " મહારાણી કિશોરનન્દીની તથા રાજમાતાના બહુ આગ્રહથી તેમની જોડે કાશી યાત્રાર્થે જવું પડે છે માટે હાલ મુંબઈ પાછું ફરી શકાય તેમ નથી! " માણેકે વીરપુર કુંદનને રત્નલાલના અકસ્માતની ખબર કરવા મન ઉશ્કેર્યું, પણ એવડી ચિન્તા થશે, એમ ધારીને મુલ્તવી રાખ્યું; તેમ અહીં મળીને કાશી જઇ શકાય, તેવું ન હોવાથી મનમાં સમજીને બેસી રહી. બીજી તરફથી સ્વામી સચ્ચિદાનંદનો તાર આવ્યો; તેમાં પોતે કેદ થઇને વિના વાંકે અપ-

રાધી ઠરે છે, તેનો બચાવ કરવા મદદ માગી હતી; પણ અહીં તો રત્નલાલનો બચાવ થવો કઠીણ હતો. ત્રીજી તરફથી શાન્તનુના રસોયાનો તાર ઇશ્વિરલાલ દલાલપર હતો. તેમાં ડોસી ડુબી ગઇ, ને શાન્તનુ ન્હાસી ગઇ, તેની તપાસ કરવા જણાવ્યું હતું, ને તે માટે ઇશ્વિરલાલ અહીં રત્નલાલની સલાહ લેવા આવ્યો હતો, પણ અકરમીના પડીયા કાણા, તેવો ઘાટ નજરે પડયો હતો.

આ રીતે કઠણ સંજોગમાં સઘળાં પાત્રો સપડાયાં હતાં! વાંચનાર? આ સંજોગમાં અહીં રહેવું કોને ગમે? ચાલો, આપણે પુનઃ અયોધ્યા તરફ રખડતાં દુઃખી પાત્રોની તપાસ લઇએ, કે જેથી છેવટનો મેળાપ પ્રાપ્ત થાય!

## પ્રકરણ ૧૧ મું.

### સ્ત્રીઓની બેવફાઈ—નવલરાયનો શ્રાપ!

દિલ વિના દિલનું દર્દ કહો ક્યાં કહીએ?
અમૃત ઘટ મૂકી ઝેર પીવા ક્યાં જઇએ?
દિલદાર વિના દિલદારી કહો ક્યાં દઇએ?
હીરો આપી કેમ કાચની કિમ્મત લઇએ?
પ્રીતરૂપી કંચનને તાતે તાપે તાવીએ જો,
સુખરૂપી ચંદનને ભઠ્ઠીમાંયે બાળીએ તો;
કંચન તે કંચન ને ચંદન તે ચંદન તો,
કસ્તૂરી કદાપિ નહિ બને કાંદો લસણ તો—
પારસમણી મુકી કંકર કયમ કર લઇએ!—**અમૃત.**

પુન્યાત્મા જીવડો, કાયા નગરીની ગંદી ગટરોમાં, માયાના પડદાની અંદર ભવ-રંગભૂમિપર નાટક કરતો આમ નજરે પડે છે!

પાષાણ કરતાં પણ પોચો, આશાના વિમાનમાં આકાશ પર ઉડતો, પણ અદૃષ્ય જંતુ અણુમાત્રથી હાથી જેવડી દેહનો પળમાં પરિત્યાગ કરનારો માનવી કેવા કેવા, ક્યા ક્યા તરંગો પર કુદે છે ?

વાહરે પ્રભુ ત્હારી લીલા ! શુદ્ધાત્માને એક ગંગાજળના કુંડનો સાક્ષીભૂત બનાવીને દેહની નાટ્કશાળામાં તું કેવાં નાટકો રજુ કરે છે ? એક ગંદી કાયાનો પ્રસાદ દેનારી મનમોહિની માનુનીના ચળકાટમાં તું દુનિયાના બળીયાવર યોદ્ધાને રમાડે છે ! તાપસીજનોનો કામ જાગૃતી પામે, ને સેંકડો કાળાન્તરના તપનો ત્યાગ થઇ જાય ! આંખના પલકારામાં, પાણીના રેલા પેઠેમ સત્યતાની પ્રજા ઉડી જાય ! ખુના-મરકી કરીને રૂધિરની નીક ચાલે, એવી માત્ર તરૂણી બનાવીને, તેં ત્હારી લીલા સફળ કરી ! માનવોને જ્ઞાન રૂપી કાયદાવડે સ્વતંત્ર રાજ સત્તા સોંપીને તેં ત્હારી નિષ્પક્ષપાતતા પ્રકટ કરી ! સ્વાર્થ ને મોહમાં મદાન્ધ થયલો જીવડો, ઉદરમાંહેના કષ્ટથી મોકળો થવા, સદા કાળ ત્હારા ન્યાય પગલે ચાલવાનું વચન દઇને બહાર પડયો, કે માતાના લાડમાં, રસના પ્રવાહમાં, માયાના ચળકાટમાં, સ્વાર્થના અંજનમાં, અને સ્નેહના વિમાનમાં ઉડવા લાગ્યો. પોતે પોતાનું ઓળખવાનું ભૂલી ગયો ! દેહને તારવાને જડ-યોનીમાંથી-પશુયોનીમાંથી માનવ જન્મ પામ્યો. જ્ઞાન ચક્ષુ વડે ઓળખતાં શીખ્યો છતાં, મ્હારી પ્રિયા, મ્હારો પુત્ર, મ્હારો મિત્ર, મ્હારી ભૂમિ, મ્હારી માયા, ને મ્હારો વૈભવ આ તૃષ્ણામાં ડુબતો ગયો. કર્તવ્ય કર્મ વિસરી ગયો- સરોવરનું પગથીયું ચુકી ગયો. સ્ત્રી માટે જીવ આપનારો જીવડો, માયા મેળવવા માટે દરબારની દેવડીપર ચડનારો પ્રાણીઓ, કાળ-જંતુને વશ થયો ! કાયાનું પીંજરૂં દુર્ગંધ મારતુ ગટરમાં પડી ગયું ! માયાવી જીવડો કર્મના વિમાનમાં અદ્ધર ઉડી ગયો, અને ટેં કરતો પોપટ-પ્રાણી પછવાડે દુઃખિયાં સ્નેહીઓનું સંભારણું કરીને અમથો

અથડાતો ગયો! સ્નેહ–જાળમાં સપડાવ્યાં હોય, તેને તો રૂદન ચાલુ કરી ગયો; ધન–જાળમાં ગુંથ્યાં હોય, તો ક્લેષ ચાલુ કરી ગયો!

**કવિત.**

દસ માસ રહો જબ ગર્ભ મહિં, તબહીં પ્રભુસેં તુમ કૌલ કીયા,
મૈં બહાર વૈ હરિભક્તિ કરૂં તેહિ કારન તોંહિ નિકાલ દીયા;
ઇત આય જગતમેં ભૂલ ગયે તેહિ કારન લોગ ભયે દુઃખિયા,
કવિ દીલપ હે મન ચેત કરો ભજ રામ સિયા જીન જન્મ દિયા.

પણ ખરી વાત છે કે,

સર સર હંસ ન હોત, બાજ ગજરાજ ન દર દર,
તર તર સુફલ ન હોત, નાર પતિવ્રતા ન ઘર ઘર;
તન તન સુમતિ ન હોત, મોતી જલ બુંદ ન ધન ધન,
ફન ફન મણી નહિ હોત, સર્વ મલયા નહિ બન બન.
કહુ રન હોય ન શુર સબ, નર નર હોત ન ભક્તિ હર;
નરહર કવિ સુકબિત કીય, સર્વ ન હોઇ એક સર!

આ સંસારને અસાર મનાવનાર ખરેખર નાર છે. એ જેમ તરૂણીરૂપે તારક છે, તેમ સુંદરીરૂપે સંહારક છે. તેનો પ્રેમ જો સત્યદષ્ટે, ભગવત ભાવનાથી, એક અખંડિત સ્નેહની માળાથી જપાય, તો તે તારક છે. જો તે માળાને માયાના મોહનમાં ગુંથાય; તો સંહારક છે; એક હિન્દી કવિ બ્યાન કરે છે, કે—

**કવિત.**

પ્યારી નારી આનકી અનારી જન ઠાન ચાહૈ,
આનકા હૈ બાતયે કુઠારી નિરબાનકી;
યે મતિ ન દાનકી હૈ ગતિ હુ અજાનકી હૈ,
છોટી ખોટી બાનકી હૈ લતિ પતિ તાનકી;
જાનકી કુચાલ નાથ જાનકી જવાલ લાયે,

બહુ ભક્તિ ધ્યાનકી હૈ, શક્તિ ભગવાનકી;
કહે તિય મેરી બાત જ્ઞાનકી હૈ ધ્યાનકી,
જાનકી ન લાહે હો નિશાની ધર જાનકી;—

વિરક્ત તાપસી જ્યારે વિરાંગનાના કલહથી કંટાળીને, આશક્તિના રોગથી ત્રાસ પામીને, તરૂણીનો તિરસ્કાર કરતો, દેહનાં સાર્થકની ઇચ્છા વડે મોહિનીનો ત્યાગ કરે છે, ત્યારે માયાનગરમાં પ્રવેશ કરતો યુવાન આમ કહે છે—

હરિ જૈસેં બાલવારી, હરિ જૈસેં બાલવારી,
હરિ જૈસેં ચાલવારી, હરિકી કટારી હૈં;
હરિ જૈસેં રંગવારી, હરિ જૈસેં અંગવારી,
હરિ મુખવારી આંખેં, હરિ અનિયારી હૈં;-
હરિસો ખનકવારી, હરિ જૈસેં લંકવારી,
હરિ સિર સારીતામેં, હરિહી કિનારી હૈં,
કહે કવિનાથ ઐસી સરસ ત્રિયાકે સંગ-
ઇશ્ક ન કીયા તો, યહ જીંદગી અકારી હૈં!

પરન્તુ મિષ્ટાન ભોજન ખાધા પછી અભાવના વાયુ વડે જ્યારે ઓકારી થાય છે, ત્યારે તેની દુર્ગંધનો કેવો પ્રભાવ લાગે છે?- મિઠાઈના ભાવીકને મિઠાઇની દુકાનમાં પૂર્યા પછી તેની તૃપ્તિ થયા છતાં, પુનઃ તેની ઇચ્છા કરે છે ખરો, પણ ઉર્ધ્વપાત થયા પછી, તો તેને અભાવ દૃષ્ટેજ જુએ છે. સ્વકીયામાં પણ જેને તૃપ્તિ નથી; તેને પરકીયાજ ડૂબાડે છે! નવલનું મન જો નીલમના સ્નેહમાં શાન્તિ ન પામ્યું, તો પછી કૂલટા—પિશાચિણીજ પાર પમાડશે! કહે છે કે—

ઝલક પલકસી તનુ તનક, કુસાધ્ય કાલ અનીત્ય-
સ્વકીયા સુખ શશિ પૂર્ણ સમ, શુક્રસિ પરકીય પ્રીત;

આહા! નિર્મળ પ્રવાહનાં શિતળ જળ, મંદમંદ પવનની લ્હેરો,

ધીમી મીઠી સુગંધીનો સ્વાદ, ચંદ્રની રાત્રી, અને દમ્પતિનો આનંદ તો સ્વર્ગમાંજ છે! જે સદ્ભાગી જનો હશે, તેનાજ ભાગ્યમાં આ વૈકુંઠનો વૈભવ છે.

તુરંગ પર ચડનારો સ્વાર મદાંધ વેગમાં આનંદ કરે છે, પણ તે જ્યારે સરત ચુકી લગામ મુકીને પડે છે, ત્યારેજ પસ્તાય છે! શ્રીમંત સટ્ટાબાજ નર, વધુ ધનના લોભે લલચાય છે, પણ જ્યારે હારે છે, ત્યારેજ શાન્ત બેસે છે. સ્ત્રીના મુખડા પર છુપો રહેલો લોહચુંબક જોઇને કામીનું મન ખેંચાય છે; પણ જ્યારે તે પછડાય છે, ત્યારેજ તે તુટે છે! દુધનો ઉભરો, પાણીનું પુર, જુવાનીનું જોર, ધનનો મદ, અને અગ્નિનો તાપ બુઝાવ્યો બુઝાતો નથી, તેનો આવેશ મંદ પડી જાય છે, ત્યારેજ પોતાની મેળે તે શાન્ત થાય છે. સર્વે બળ કરતાં કામનું બળ અધિક છે. લંકપતિ અને દુર્યોધન જેવા બળવીર પુરૂષો પણ અનંગની અતૃપ્તિ વડેજ વૈભવ–સુખ હારી ગયાં, તો નવલ કોણ માત્રમાં!

કહું કહું પથ્થરમેં હીરનકી ખાણ હોત,
કહું કહું સાગરમેં મોતિનકો વાસો હે;

કહું કહું ધરતીપર મેવા મિષ્ટાન હોત,
કહું કહું ધરતીપર ઉપજન ન ઘાસો હે;

કહું કહું એકનકું ભોજન અનેક હોત,
કહું કહું એકનકું જીવનેકો સાંસો હે;

કહત હય દયારામ ધન તેરી સાહબીકું,
આપ સ્મૃદ્ધિ રચાય કે દેખત તમાશા હે.

સંગતનો લાભ અલૌકિક છે. એક સંતનું આ મહાપદ છે—

**ભજન.**

નેડલો કરીએ કોઈ સાચાની સાથે,
અમે વરીએ શામળીયાવરની સાથે—**વાહુવા—નેડલો.**

હંસલો ને બગલો બે જનમ સંગાથી,
ચાલ્યા બન્ને એક વાટે;
હંસલાને ચારો જોઇએ મોતીડાનો ભાઇ,
એ તો બગલો ટેવાણો તેની સાથે—**વાહવા.**
ચોરને શાહુકાર ચાલ્યા સંગાથે,
આવી ચડયા એક ઘાટે;
સાંજ પડીને શાહુકાર સુઇરે ગયા,
તેનાં ધનડાં ચોરાણાં એજ રાતે—**વાહવા.**
સત સંગ વિના નર સુધરે નહિ,
તાળી પડે ન એક હાથે;
કહે દાસ ગુરૂ ભાણ પ્રતાપે,
તમે સત્ય વચન લેજો સાથે—**વાહવા.**

કામના વિકારથી ઉગ્ર બનેલો નવલ, શાન્તનુની પછવાડે મગજ તંત્રથી નબળો પડીને ભ્રમણ કરવા લાગ્યો. તેણે સઘળી શક્તિ ગુમાવી, પરંતુ કામના કેફમાં ધુમતો ધુમતો નાસીપાસીના શબ્દો ઉચ્ચારતો સ્ત્રીઓ પ્રતિ ધિઃકાર બતાવવા લાગ્યો.

EXCUSE

A woman's frailty: Where she once lov'd,
Strong is her passion, and however suppress'd
In smothering embers, still the flame bursts out,
And strives to climb above our just resentment.

"*Philotas.*"

" નાઉમેદી, એ માણસની જીંદગીનો ધાતકી પડછાયો છે. તે છુપો–પીઠ પાછળનો પડછાયો છે; કેમકે યત્નની શરૂઆતમાં તેનું પ્રતિબિંબ મોંઢા આગળ રજુ થતું નથી. કેટલાક કહે છે, કે ઝેર વલોવીને

અમૃત કહાડવાનો યત્ન કરવો, તે તો નાઉમદીનો પ્રત્યક્ષ પુરાવો છે; તો પછી તેની નિરાશાનો શોક કેવો ? એ યત્ન નિષ્ફળ છતાં જે મૂર્ખ હોય છે, ને જેને તે પરિણામ આણવાની કલ્પના કરી શકતો નથી તેજ એવું કરે છે, ને તેનેજ શોક થાય છે; પણ તાત્પર્ય એજ કે નિરાશા, એ માણસની ગિરિવર જેવી હિંમતને તોડી નાખનાર વજ્રબાણ જેવું ખડ્ગ કહી શકાય ! યત્ન કરનારાઓ લાભની આશા-એજ કરે છે; પછી તે સારો હોય, વા નઠારો હોય ! ફળવંત હોય કે વૃથા હોય; પણ મનની ઇચ્છા, ને સ્વાર્થબુદ્ધિ વિના તે કરતો નથી. સૌ જ્ઞાની પુરૂષો જાણે છે, કે સંસાર અસાર છે. સ્ત્રી, પુત્ર, ને ધન-સમ્પતિ કેવળ મૃગજળ છે; તે છતાં મોટા તાપસીજનો ને મુનીજનો લોભાઇને પોતાનું ગણી બેસે છે, ને જ્યારે સંસ્કાર પુરો થતાં સૌ માર્ગે પડી જાય છે, ત્યારે પોક મુકવા મંડે છે; કહો, એ નિરાશા કેવી ? મુર્ખા તો અજાણપણે મૂર્ખાઈ કરીને, પાણી વલોવી માખણ મેળવવા કદાચ વૃથા યત્ન કરતા હશે; પણ જ્ઞાનીજનો તો સારી રીતે નિષ્ફળતા જાણે છે, છતાં સ્વાર્થ ને મોહ એવાં કુપાત્ર છે, કે એ દુર્જનના પાસમાં સર્વ જગત અંજાય છે ! વિશ્વામિત્ર ઋષિએ, મેનકાને ઋતુદાન દીધા પછી બાળક અવતર્યું, ત્યારે તેની મુદ્રા કેવી થઇ ! નિરાશાના મુખબંધ કને ઝેર તો છે; પણ તે જોવામાં નથી આવતું, એટલેજ નિષ્ફળતા મળે છે. હવે દરેક કામમાં નિષ્ફળતા મળે, એટલા માટે યત્ન ન કરવો, એવું નથી, અને ધણીવાર સારા યત્ન પણ કસંજોગ આડા આવ્યાથી, ઇર્ષાખોર લોકોના અભાવથી ભાગી જાય છે. ધન મેળવવા, સ્ત્રીને હાથ કરવા, કે રાજ્ય–સત્તા સંપાદન કરવા યત્ન કરવો, એ તો ભગવદ્વાક્ય છે. પણ તેમાં ફતેહ થશે, એવો નિર્ણય નથી. એ તો યત્નનો માર્ગ, અને સંજોગનો પ્રકાશ, બન્નેના હાથમાં છે. નવલને જો નિષ્ફળતા મળી હોય, ને તેથી તેના મગજમાં

ભ્રમ પડયો હોય, તો ખોટું નથી; હિમ્મતવંત હારતા નથી. નબળા મનના લોકો હાર ખાઇ જાય છે, અને આ વાત તો સિદ્ધ છે, કે પ્રેમ, વિયોગ માટેજ પેદા થયો છે. વિયોગ, વૈરાગ્ય માટેજ ઉત્પન્ન થયો છે. પ્રેમીયો પ્રથમ પ્રમદાના પુજનીય બને છે, ને તેને અભાવે છેવટે પ્રભુપદ મેળવે છે.

નવલની નબળી શક્તિઓએ સ્ત્રી પ્રત્યે વેર લેવાના આવેશમાં વાસ કર્યો. તે વનવાડીમાંથી નાઠો—યત્ન તો કશો સુજ્યો નહિ. જો શાન્તનુ મળે, તો તેને પકડીને લૂટવાનો વિચાર કર્યો. એક પેરણુ, એક ધોતીયું ને ઉઘાડે માથે સાહુકારનો છોકરો એક યુવાન અબળાને લૂટવા ચાલ્યો. રત્નલાલ ઝવેરીની પ્રજા આવી નીકળશે, એમ કોણે ધાર્યું હોય! ખરેખર તે સ્વકીયાના સ્નેહથી સંદિગ્ધ થયા પછી, અને ગુણવંતીના સંગથી વિખુટો પડયા પછી, જ્યારે શાન્તનુનો સ્વાદિષ્ઠ સંગ થઇ ગયો, ત્યારે પોતાની અશાન્તીની આવરદા પુરી થયલી માનીને છેવટનો સંતોષ પકડયો, પણ અંતે ચોરને પોટલે ધૂળની ધૂળ! જ્યારે શાન્તનુએ દગો કરેલો દીઠો, ત્યારે નવલની સર્વ શક્તિ એક વેગે મગજપર ચડી ગઇ, અને તે ' ગાંડો ' બની ગયો! આ લવારો ચાલુ થયો!

" નથી સંસારમાં કોઇ શત્રુ છે એક નારી,
જેણે દુનિયાં મારી—સંહારી કરી દીધી અકારી;
નાશ થાઓ, એ નારીઓનો! જેણે પ્રેમને માર્યો,
સત્યાનાશ જાઓ, એ નામનું, જેણે સ્નેહ સંહાર્યો.
જીંદગીનાં નિર્મળ સુખો, ઓ નારીઓ? તમે નથી જોયાં?
પ્રેમ ખેંચી—પ્રેમ દઈ, પછી તમે પણ શું નથી રોયાં?
ઓ સુંદરીઓ? સાવધ થઓ—જાગો, જરા જુઓ?
ભોળા બિચારા પુરૂષો રિબાય છે! તેનાં આંસુ લુઓ!

નમેરી, નિર્દય, નઠારી, કલેષી, પાપી ને દુરાચારી!
નિષ્ઠુર, ક્રોધી, વૈરણી, અબળા અવિચારી!
જગતમાં તમારો જય! ના; ના!–શાથી?
પુરૂષને નેત્ર–કટાક્ષથી પાડી દો છો, તેથી!
કોમળ મનના ભોળાને ભમાવો છો તેથી?
સ્નેહીનાં હૃદય ચીરીને રીબાવો છો તેથી?
પ્રભુએ તમને મોહિની બનાવી શા માટે?
લક્ષ્મીનો ચાંલ્લો કર્યો તમારે લલાટે!
ભૂલ્યો ભગવાન કે ત્હારામાંજ અંધ થયો!
તને બનાવીને એ પણ શું મુઝાઇ ગયો!
ઓ નર્કની ખાણ? ક્યાં છે ત્હારી હસ્તી!
ઓ ઝેરી નાગણ? ક્યાં છે ત્હારી વસ્તી!
એકને પ્રેમ દે, એકને ઝેર દે એવી પાપિણી?
ઓ અધમા! ઓ રમા! તું એવી ચંડાળણી!
હાથમાં રમાડીને, હાથમાં જમાડીને દગો દે છે?
મારી–છુંદી–તેનું લોહી પીયે છે!
તું રાક્ષસી છું; પિશાચિણી છું, કે નવપલ્લવા છું!
તું દયાળું છું, મયાળુ છું, કે સુવલ્લભા છું!
અમે આશાના અવિચારી પુરૂષો છીયે,
ઓ યુવતીઓ? તમારા શોભાવનારા છીયે—
ગુલામ છીયે, દાસ છીયે, સેવક છીયે.

કોના? તમારા ગંદા ભાવના નહિ, નિર્મળ સ્નેહના! હા! તમારા પ્રેમ–શસ્ત્ર વડે મોટા પહાડ તોડીએ! કહો તો સાગર છુટો કરીને સરિતા જોડીએ! વિશ્વાસુ છીયે, કોમળ છીયે, અમે લાયક છીયે, તમારા વડે શાન્તિ ને મૂક્તિ માનીયે છીયે! કામનાં

પુતળાં જે વડે સર્વે શક્તિમાનની શક્તિ ખડી છે, જે સ્વરૂપવંતી પુતળીના શરીરમાં જડી છે, તેને માન દઇને અમો તમને ચાહીએ છીયે, નહિ કે તમારી ઝેરી લવારીથી ચાહીએ છીયે ? તમારામાં વળી દયા કેવી ! મયા કેવી ! દુષ્ટા ? કૂનારી ? તન મન ને ધન ખાનારી કુલટા ? જરા દયા કરો, અમે તમારા ભિખારી છીયે, પ્રેમગાન ગાઇએ છીએ, તમારા વિહારી છીએ, અમને સુખ આપો, ને તમારો ધર્મ બજાવો. અમે કદી બેવફા નહિ થઇશું, ધર્મ બજાવો ! અમને કોલ આપો, ને પછી જુઓ અમારી શક્તિ ! મહાદેવીઓ ! અમે સદા કરીશું તમારી ભક્તિ ! ઓ દેવડીઓ ? તમે અમને ન મારો–તારો ! લટક જશે—આ જગતમાંથી વંશ તમારો—

## કાફી ગજલ.

અલી મસ્ત શાની બની તું ગુમાની;
નથી રહેવાની જુવાની દિવાની—ટેક.
ખિલીને કળી ચીમળાઇ જવાની;
ખુમારી તમારી ઉતારી જવાની—**અલી.**
ચટક ચામડીની લટક ચાલવાની;
ટકી આસમાની અગર સુલતાની—**અલી.**
ઘુમે છે મધુકર મિઠાશે તમારી;
કદર તું કરીને ફરી શું જવાની !—**અલી.**
જગત લોક બોલે કહે બેવફા ! તું;
શરમ શું જબાનીને વહેળે જવાની—**અલી.**
પ્રીતિ–ધુનમાં પ્રેમ–પ્યાલો પિવાડી;
પછી દે ખસેડી દીલજાની દીવાની !—**અલી.**
મહોબત નથી–તુજ ખરે કામી નારી;
મુકી માન રે ચાલી પરઘર જવાની—**અલી.**

હમારે હતું શું ? ગયું શું મધુરી ?
મધુવન મહિં કો મળી તો જવાની !—**અલી.**
નથી એવફા હું, વફાદાર તાહરો;
ખરે છું ઇમાની—બની બેઇમાની—**અલી.**
ભલા, કોણ પુછે, ખબર રે તમારી;
હમે જો છીયે તોજ છે કદ્રદાની—**અલી.**
થયું મૂલ પાછું થશે ન તમારૂં;
ચડી પાયરી ઉતરી તો જવાની—**અલી.**
બળી ખાખ થાશે–આ કલગી તમારી;
કરી લ્હે મજા, વેળ ચાલી જવાની—**અલી.**
નહિ વન વને આ મળે શુક રસીલો;
મધુરી ઓ મેના રડી તું રહેવાની—**અલી.**
મનાવું છું માની લ્હે માની ગુમાની;
થશે સૌ ફના તુજ જુવાની—દિવાની !—**અલી.**
સિતારો નથી એક સરખો સદાયે;
સવારે બપોરે ને સાંજે જવાની—**અલી.**
અમે કરગરી વિનતી કરી કહીએ;
શરણુ માગો, આવો, પ્રીતિ દાન–દાની—**અલી !**

---

" શું—નહિ આવો ? " એમ—

ઓ આકાશના દેવો ? તમે ગંદીકાયાની ખાણને દાટી દેવાને મંત્રનાં અદ્ધર બાણ ચલાવો; ઓ પૃથ્વી માતા ? ત્હારા ઉંડાણુમાં એ પાપીણીઓને દાબી દે ! શું ત્હારા પવિત્ર માથાપર એ ચણ્ડાળણીઓ અધમ કર્મ કરશે ? અરે ઝાડો ! અરે પ્હાડો ! તમે સ્ત્રી જાત જોતાંજ તેંપર તૂટી પડો ! ઓ સાગર ? ઓ સરિતાઓ ? તમે તમારા નિર્મળ

જળ એ ડાકણોના પેટમાં કેમ જવા દો છો? તેને ડુબાડી દો, કિનારે કહાડી દો! તમે નથી જાણતાં, કે દેવ, મુનિયોને ડગાવનાર એ કુલટા છે! પેલા મહા તાપસિ વિશ્વામિત્રનું તપ ભંગ કરનાર પેલી મેનકા છે! બેશરમ, બેવફા, ઓરત જાત!—બેઈમાન, બેગુમાન ઓરત જાત! જાઓ, તમે ડુબી જાઓ, મરી જાઓ, તમારો અસ્ત થાઓ!—"

નિરાશ થયેલો જુવાન આમ બકતો બકતો ચાલ્યો, માર્ગમાં સ્ત્રીઓનેજ ધિકારતો શ્રાપ આપતો, ચક્ષુદ્વારા નહિ, પણ મગજદ્વારા નિહાળતો ચાલ્યો. જો શાન્તનુ સપાટામાં આવે, તો આવેશ પુરો કરવા, તીવ્ર શક્તિઓને પ્રકટ કરવા, દેવીપર જેમ શુંભ નિશુંભ રાક્ષસો તુટી પડયા હતા, તેમ જોર બતાવવા ચાલ્યો.

" આહા! અદ્ભુત માયાની શક્તિઓ? તમારા કયા કયા રંગ જોઇએ?"

નથી સમજાતું મને કે શું કુદરત આ બતાવે;
નવા નવા રંગ દેખાડી ચમત્કારો ચેતાવે.

શાન્તનુ પાછળ નવલ દોડયો. ધન ગયું, અને સુખ તદ્દન ન્હાસી ગયું, તે લેવાને આ બગહંસ દોડયો. મૃગજળ પીને શાન્તિ મેળવવા ચાલ્યો.

આખરે શાન્તનુને પકડી, કયાં?—એક મઠમાં, રામાનુજ મઠના મેદાનમાં—આહા! વિયોગી શાન્તનુ, વૈરાગી શાન્તનુએ, નવલના પ્રકોપને કેવો હઠાવી દીધો? વિધવાના અંગમાં વિકાર પામેલો કામ દગ્ધ થઇને, સત્યતા, પવિત્રતા, ને ધર્મજ્ઞતાના બળે તેને કેવો મ્હાત કરી દીધો? આર્ય વિરાંગનાઓનું સત્ય સ્વરૂપ પ્રકટ થયું, ભારતની મહાભારત સત્યવતી ભામિનીનો અસલ ચિતાર નજરે પડયો.

સુધારાવાળા પુનર્લગ્ન કરાવીને ભારતનો ઉદય કરવા ચાહે

છે. જ્યારે આપણુંને પેલી એ બાળકની વિધવા માતાના કષ્ટપર દયા આવે છે, ત્યારે સુધારાવાળા તેનાં વૈધવ્યપર દયા લાવે છે. પણુ શાન્તનુ પ્રતિ નજર કરો. અજ્ઞાનતાથી તેનું ચિત ફરી ગયું હતું. મદનના અંધાપામાં તે ભૂલી પડી ગઇ હતી, પણ હવે આ ભારતીય બાળ પ્રતિ નજર કરો, કે ભારતનો ઉદય પશ્ચિમાત્ય કેળવણીના આધારે લટકે છે, કે આર્ય વૃત ઉપર !!

## પ્રકરણ ૧૨ મું.

### શાન્તનુ પર નવલનો પ્રકોપ !

"શાન્તનુ! હઠીલી શાન્તનુ! દગલબાજ શાન્તનુ! કહે, તું મ્હારે તાબે થાય છે કે નહિ!" નવલ, પેલી શાન્તનુનો હાથ પકડીને મુક્કી ઉગામી બોલ્યો.

"ના, ના, ત્હારી ભ્રષ્ટ ઇચ્છાને તાબે થવા પહેલાં જો જરૂર હશે, તો મ્હારો જીવ મ્હારા પેદા કરનાર કિરતારને તાબે કરીશ; ઓ બાયલા ? તું એમ સમજે છે, કે હું ત્હારા જેવા નબળા પુરૂષથી પણુ નબળી છું ! ના, ના. ઓ નાદાન કામી ? તું મ્હારી સામે જો, જરા આકાશ તરફ જો, ત્હારે માથે ત્હારો કાળ ડગમગી રહેલો છે ! પૃથ્વી પર જો, ત્હારા માટે અવશાનની પથારી પડી ચુકી છે. અરે ઓ આર્ય બંધુઓ ? તમે હવસી હેવાન ન થાઓ. આપણે એકજ ભારતીય ભાંડુઓ છીયે ! પૃથ્વી પ્રલય થશે ! ભાઇઓ, જો બ્હેન ઉપર કુડી નજર કરશો, તો પૃથ્વી રસાતલ થશે. તમારી આંખ ઉઘાડો ! અબળાપર, વિધવાપર જ્યારે તમે આમ જુલમ કરશો, ત્યારે ભારતનો ઉદય કેમ થશે ? જેને પાળવાં જોઇએ, જેને સત્યતાના નાવપર બેસાડીને કામસાગરમાંથી તારવાં જોઇએ, તેને ડુબાવવા ને

(૩)

## નવલ ને શાન્તનુ.



શાન્તનુ, કહે, તું મ્હારે તાબે થાય છે કે નહિ!

ભા. ૮ પૃ. ૧૨૬.

The Bombay Art Printing Works Fort

દુભાવાનો નીચ યત્ન કરો છો ! આર્ય વિધવાઓને સંભાળે—અરે પોતાની બ્હેન દીકરી જેવી અનાથ અબળાઓને જો બળાત્કારે તમેજ તમારી ભ્રષ્ટ પ્રતિજ્ઞા પળાવશે, તો તમારો વંશ, વિધવાનાં આશ્રમ ને મઠ કેમ વધશે ! તેનાં વિદ્યાલય ને કર્માલય બાંધીને તેની પવિત્રતા નાશ થઇ છે, તે સાંભળો ! કળિમાં તમારા જેવા અધમોને લીધે વિધવાઓની પવિત્રતા ડુબી ગઇ છે. સ્ત્રી પુરૂષોની મન વૃત્તી ડગી ગઇ છે. વિધવાને ભ્રષ્ટ કરનારા તમારા જેવા કામાંધી–બગ ભક્ત આર્યોની સંખ્યા બહુ એકઠી થતી જાય છે ! આર્ય ધર્મનાં પવિત્ર સિદ્ધાન્તો તજવાથી ભારતની આ દશા તો થઇ છે ! ઓ કામીજનો ? હવે સન્નિષ્ટા અમલમાં મુકો ! માનસિક સુખોનો ઉપભોગ કરીને જન્મ પુરો કરવાનો આર્ય સિદ્ધાન્ત નથી. કર્મવાદી જનોએ પુનર્જનમ લેવાનો છે જ ! આ જન્મનાં કર્મનો પ્રભાવ પુનર્જન્મે લાગવાનો છે જ ! મેં ઘણાં માનસિક પાપ કર્યાં છે, પણ હું ભ્રષ્ટ થઇ નથી. પુર્વના કોઇ મહા પાપે મ્હારૂં ચિત્ત ભ્રષ્ટ થવા ગયું; પણ પુન્યનો થર આડો આવ્યો છે. '**હવે હું મદનને તાબે નહિ થાઉં !**' ઓ કુળવાન કુળના વિદ્વાન પુરૂષ ? તું બુદ્ધિમાન હો, તો સમજી જા ! હું હવે ઇશ્વરનેજ તાબે થઇશ—મ્હારો હાથ મૂકી દે, મને હવે જવા દે—

"હું નહિ જવા દઉં !–મ્હારૂં ધન ત્હારે માટે ગુમાવ્યું છે, મ્હારી આશા તેં લુંટી છે. હવે કેમ જવા દઉં ?"

"ઓ ! મ્હને કોઈ સ્હાય કરો, પ્રભુ ! પ્રભુ !" શાન્તનુએ પોકાર કર્યો.

"પ્રભુના આશ્રમમાં અબળાનો પોકાર કેવો ! અરે કોણ દુષ્ટ સ્ત્રી પર જુલમ કરે છે. ખબરદાર !"

આશ્રમની અંદરથી સહાયતાનો શબ્દ આવ્યો. નવલ નાઠો. ભયથી

કહો, ઇજીતથી કહો, પણુ નાઠો–નાઠો તો ખરો, શાન્તનુના પ્રકોપ-માંથી બચી તો ગયો, પણુ એક મહા પિશાચણીના પાશમાં સપડાઇ ગયો! અરેરે! ખરેખર સપડાઈ ગયો! એક અપરાધમાંથી છુટયો, તો બીજા પાપે તેને ઘેરી લીધો—

નવલ અને શાન્તનુનો કેવી રીતે મેળાપ થયો, એ પ્રત્યે નજર કરીએ.

---

## પ્રકરણ ૧૩ મું.

---

### શાન્તનુની શાન્તિ.

પ્રભુ પતિત પાવન છે. અબળાનો આધાર, ને અનાથનો દાતા છે. તે દયાળુ ને કૃપાળુ છે. પ્રભુ જો કે કૃપા કરે છે, પણુ ભાવીમાં નિર્માણ્ય થયલો સંસ્કાર કદી ટળતો નથી, નહિ તો સુદામો દારિદ્રતાથી વિંટળાઇને નિર્ધનતા ન પામત; અને આ વાત તો નિર્વિવાદ છે, કે પૂર્વના ઉચ્ચ કર્મ વિના પુનર્જન્મમાં કદી પણ સુખ પ્રાપ્ત થતું નથી. સારા કર્મવાદીઓ કોઇ વેળા કુસંગથી કુચ્છંદના કુંડમાં પ્રવેશ કરી જાય છે, પણુ પાછળથી તેનું પુન્ય બળ તેને તરત ખેંચીને બચાવી લે છે; આ માટે યોગવાસિષ્ટમાં કહ્યું છે, કે "ઉચ્ચ કર્મ કરવાં, એ પુનર્ભવે સુખની શાન્તિ મેળવવાની એક પાળ છે." ભગવત્‌ગીતામાં પણુ એજ ઉપદેશ કરવામાં આવ્યો છે. અને વિદુરજીએ ધૃતરાષ્ટ્રને પણુ એજ રીતે સત્સંગ ને સત્‌ કર્મ કરવાનો આગ્રહ કર્યો છે.

શાન્તનુ કુમાર્ગે ચડી જતી બચી ગઇ, ને તે રીતે નવલ પણુ પાપ–કુંડમાં પડતો અટકી ગયો. આ સર્વે પૂર્વનાં પુન્યનો પ્રતાપ છે. તેમની સાંપ્રત સ્થિતી ને બૂદ્ધિમાં તો મહદ ભ્રમ પેસી ગયો છે, ને તેથીજ અવળે માર્ગે ચડી ગયાં હતાં, પણુ પૂર્વ કર્મે તેને બચાવી લીધાં.

નવલના સંગમાંથી છુટેલી શાન્તનુ સોએક કદમ આગળ ગઇ. ઝાડી માંહેના વિકાળ કામી વાઘથી છુટી પડેલી મૃગલી દૃષ્ટિથી દુર થઇ, એટલામાં કાયસ્થ ગોરનો ભેટો થયો. તેઓ કાશીથી પર્વણી પર ત્રિવેણી સંગમમાં યાત્રાળુ યજમાનને સ્નાન કરાવવા આવ્યા હતા. તેઓ સર્યું સ્નાન કરીને પાછા કાશી જતા હતા. તેઓ મળ્યા. તેને ખભે ખડીઓ, હાથમાં કાષ્ટિકા, માથે ધોતીઉં વીંટાળેલું ને ઉઘાડા પગે પ્રવાસ કરતા હતા. માર્ગમાં શાન્તનુનો સંગમ થયો, નવયોવના કુળવાન બાળાને ઉઘાડે પગે ચાલતી જોઇને ગોરે પુછ્યું.

" બહેન ? આ ડુંગરાવાળી જમીનોમાં, તમે નિરધાર હાલતે પગે ચાલતાં ક્યાં જાઓ છો ? "

" ભાઇ ! હું દુઃખની મારી અબળા કાશી પુરી જાઉં છું. તમે કયા પંથે પડ્યા છો ? "

" હું કાશી જાઉં છું, કાયસ્થ જ્ઞાતિનો હું ગોર છું, તમે ક્યી ન્યાતનાં છો ? " ગોરે પંથે ચાલતાં વાત પુછી.

" હું પણ કાયસ્થ છું. મ્હારાં પિતામહી જળમાં ડુબી ગયાં, નોકર ભૂલો પડી ગયો, ને હું એકલી કાશી માર્ગે જવાને તલ્પું છું." શાન્તનુથી રડી જવાયું. સહાયતા મેળવવાને તે જુઠું બોલી. તેને માર્ગ કાપતાં હવે લગાર ધિરજ આવી.

" બહેન ? તમે રડો ના. મ્હારે ત્યાં પધારો, તો હું તમારે લાયક બરદાશ કરીશ. હું કુટમ્બવાળો છું. વળી કાયસ્થોનો ગોર છું. જયન્તીલાલ ને ગુણવંતી બહેન મને બહુ સારી રીતે પિછાણે છે. રત્નલાલ શેઠના નવલભાઇ પણ—

" નવલરાયને તમે ઓળખો છો ? "

" હા, પણ તમે તેના નામથી ચમક્યાં કેમ ? "

"તે જો નજરે પડે, તો મ્હારી વાત ન કરતા; હું મહા કષ્ટે તેમની કનેથી છુટી છું, તેમનો સંગાથ મને દુઃખકર નીવડશે, એવી ધાસ્તી લાગ્યાથી હું છુટી પડીને નાઠી છું!"

"શું હજી સુધી નવલરાય જીવતા છે? અને તે આ ભૂમિકામાંજ છે?"

"હા, પણ હવે તમે મને સહાય કરશો?"

"હા, કહો, તમને શી મદદ જોઇએ છે? કહો તો વાહન કરી આપું, ને ઇચ્છા હોય, તો મ્હારે ત્યાં ટ્રેનમાં સાથે લઇ જાઉં."

"હું નિર્દોષ અબળા, તન-મનથી પવિત્ર રહું, એવી નિર્ભય જગ્યાએ લઇ જાઓ."

"તમે મ્હારાં બ્હેન છો. મ્હારી દીકરી સમાન હું તમને ચાહું છું. તમે નિર્ભય રહેજો, તમારો વાંકો વાળ થવા દઇશ નહિ. જો કહેશો, તો કાશીથી તમને મુંબઇ પહોંચાડી જઇશ. ગુણવંતી બ્હેનનાં લગ્ન પ્રસંગ સુધી હું તેમની જોડેજ હતો. એ બ્હેનના પ્રતાપે તો મ્હારો સંસાર સુધરી ગયો છે. મ્હારી સ્ત્રી કર્કશા હતી. મ્હારી વિધવા પુત્રી લાડકવાઇ ને ઉદ્ધત્ત હતી; પણ એક દિવસના નિવાસમાં ગુણવંતી બહેનના ઉપદેશથી તેઓની મનોવૃત્તિમાં અજબ સુધારો થઈ ગયો. આજે મ્હારી સ્ત્રી ઉત્તમ ગૃહિણી તરીકેનો વિવેક ધર્મ બજાવે છે; તે વિધવા પુત્રી પોતાની અવસ્થા પ્રમાણે ધર્મ સંભાળે છે. તેનું વય પણ તમારા જેવડુંજ છે, બ્હેન!"

"સત્યસંગનો એ પ્રતાપજ છે. જ્યારે તમે મને ખાત્રી-પુરાવો આપ્યો, ત્યારે હવે મને ધિરજ ને સંતોષનો ઘુંટડો ગળે ઉતર્યો. હું મ્હારી કથા કહું છું. હું સુરતના રહીશ ઇશ્વરલાલ દલાલની દીકરી છું.

"હા. જે કન્યાનું વેશવાળ જયન્તભાઇ જોડે થયલું, તે કન્યા તમે?" ગોરે વચ્ચે ઉતાવળ કરીને કહ્યું.

" હા. તેજ હું અભાગીણી ! "

" તમારૂં નામ શાન્તનુ ? "

" હા. તમે ક્યાંથી જાણ્યું ! "

" જયન્તભાઇને ત્યાં વાત થઇ હતી. તમે તો ગુણીયલ ને ડાહ્યાં છો ! શું તમે હજી કુંવારાં છો ?"

" પરણ્યાનું નિમિત્ત ચડયું છે. "

" એટલે ! તમે સ્પષ્ટ કહેશો, બ્હેન ? "

" હા. હું રત્નલાલ શેઠના બંગલાની જોડે, તેમના પાડોશી વેરે પરણી."

" ભગવતીલાલ જોડે પરણ્યાં ? તેને પણ હું ઓળખું છું. તેમના પિતા વૈષ્ણવ હતા. ધર્માચારી હતા. "

" પણ કમનસીબે સાસરવાસમાં પગ મુકતાંજ પતિ ગત થઇ ગયા. હાથમાંથી કંકણે ન છુટયું ! રંડા નાયકાએ કોણ જાણે શું એ કર્યું. પહેલીજ રાત્રીએ ત્યાં પધાર્યા, ને મ્હારૂં ભાગ્ય ફોડીને ચાલ્યા ગયા, "

" અફસોસ ! ત્યારે હાલ તેની મીલ્કત વગેરેનું શું થયું ? તમે હાલ ક્યાં રહો છો ? "

" હું એમનાજ બંગલામાં રહું છું. વારસદાર હું ઠરી છું. પણ રત્નલાલ શેઠ મ્હારા ટ્રસ્ટી છે. મ્હારી જોડે મ્હારાં પિતામહી સંભાળ સારૂ રહેતાં હતાં, તે સર્યુના જળમાં ડુબી ગયાં. હવે મ્હારૂં જે થાય તે ખરૂં ! "

" તમે નિશ્ચીંત રહો. તમારે કાશી આવવું છે, તો મ્હારી સાથે ચાલો. યાત્રા કરો. હું કાયસ્થ જ્ઞાતિનો તિર્થ ગોર છું. હું તમને મુંબઇ પહોંચાડી જઇશ. "

" મોટો ઉપકાર થશે. હું અધમ કર્મમાંથી બચીશ, તેનું મોટું

પુન્ય તમને પણ મળશે. પણ હું થાકી ગઈ છું. ને સાંજ પડી ગઇ છે."

"ચિન્તા નહિ. સામે માર્ગમાં 'રામમંદિર' દેખાય છે, ત્યાં આરામ કરીશું."

"હા, ત્યારે તો બહુ સારૂં. અને જો ત્યાંથી વાહન મળે, તો લઇ લઈશું. આ મજુર થાકી ગયલો લાગે છે."

"વારૂ, તેમ કરીશું." ગોરે ધિરજ દીધી. અને પેલા મઠમાં પહોંચી ગયાં. મઠાધીશ મહન્ત લગાર શોખીન હતો. ધર્મ કર્મને નામે શુન્ય હતું; પણ કામદેવનો પુજારી હતો.

ગોર સાથે સર્વે જણાંએ મઠમાં ઉતારો લીધો—ગોરમહારાજ મહન્ત કને ગયા, અને રસોઇ-પાણીની તજવીજ કરવા લાગ્યા—અહીં શાન્તનુનું ચિત્ત ચંચળ થયું. મઠમાં પવનની અછત હતી. જંગલમાં જરીપુરાણા મઠ જુના કાળનો ચણેલો હતો. શાન્તનુ બહાર નીકળી, અને મઠના ઓટલા ઉપર થાંભલાના આધારે બેસીને ભવિષ્યનો વિચાર કરવા લાગી. એવામાં ભમતા મગજનો ભૂત આવ્યો દૂરથી શાન્તનુને એકલી બેઠેલી નિહાળી. ભ્રમિત નવલ તેની સામે ધસ્યો. શાન્તનુની તે પર દૃષ્ટિ પડી. ને ત્હેણી અંદર ન્હાસવા ગઈ, એવામાં નવલે તેનો હાથ પકડી લીધો. પણ કેટલાંક બોધ વચન સાંભળીને અને બીજાની સ્હાયતાના ભયથી અંતે પસ્તાઇને નાઠો—શાન્તનુ મઠમાં ન્હાસી ગઇ.

જેને રામ રાખે, તેને કોણ ચાખે? સત્યનો બેલી શામળો છે,

"શાણાઓ કહે છે કે સૃષ્ટિનો સાહેબ, સાચાને લ્હે છે સંભાળી.
ગુપ્ત પરિક્ષા કરી અજાયબ આખર લ્હે છે ઉગારી.—**શાણા.**
લાંચે લેવાયે ન, દાબે દબાયે ન, આકીનનો અધિકારી,
દામ વિના પણ શ્રી દામોદર, દે છે પાર ઉતારી;

સાચે સાચી સતી સીતા પ્રભુએ બળતી આગે ઉગારી,
દ્રૌપદીની દીન વાણી સુણીને, વ્હારે ધાયા ગિરિધારી—**શાણા.**
પતિ પરાયણ તારામતી ભીડ નારાયણેજ નિવારી,
દમયંતી દેવીની લાજ લોપાતી બચાવી લીધી મુરારી;
કંકોતરી વિના શ્રી કિરતારે પરણાવી ઓખા કુમારી,
છે વિભુજીવંદના જગ અંદર અદ્ધર લ્હેશે ઉદ્ધારી—**શાણા.**"

**"ઉદય-ભાણ."**

---

## પ્રકરણ ૧૪ મું.

---

### નવલનો માનસિક વૈરાગ્ય !

ઉચ્ચ સંસ્કારીનો સત્સંગ સદાકાળ સુખકારી છે. જોકે તેથી તત્કાળ રૂડાં ફળ મળતાં નથી, તો પણ દુર્જન લોકોથી પ્રાપ્ત થયેલાં કડવાં ફળ તો મળવાનાં નથીજ! પુન્યફળ મેળવી ન શકાય, તોયે પાપ રહિત તો થવાય છે.

**भाग्योदयेन बहु जन्म समार्जितेन**
**सत्संगमं च लभते पुरुषो यदा वै ।**
**अज्ञान हेतु कृत मोहमदांधकार**
**नाशं विधाय हितदोदयते विवेक : ॥**

**श्रीमद् भागवत्**

"જ્યારે ઘણા જન્મમાં સંગ્રહ કરેલા પુન્યના ઉદયથી પુરૂષને સત્સંગનો લાભ થાય છે, ત્યારે અજ્ઞાનથી ભરેલા મોહ ને મદરૂપી અંધકારનો નાશ થઇને વિવેક ઉદય પામે છે."

"વિપત્તી એ સુખનું દ્વાર છે. અનુભવ સિદ્ધ રોગીને પારકા

રોગોની પીડાથી જે લાભ પ્રાપ્ત થાય છે, તેથી તેનું હૃદય કોમળ બને છે; ને એ કોમળતા વડે તે દયા પ્રાપ્ત કરી શકે છે. એ દયા તે માનવોનું નિર્વાણ છે. ”

ભારતની વિધવાઓ, ભારતની દેવીઓ છે; પણ પુનર્લગ્નવતી તે કાળની રાક્ષસીઓ છે. કેમકે તેના હૃદયમાં પતિ પ્રેમનો, પત્નિધર્મનો કે સ્થૂળ દેહે તેનાં સંચિત કર્મનો તેને કશો ભાવ અથવા ખ્યાલ નથી ! કામ વિકારને તૃપ્ત કરવા અર્થે કાયદાની સ્વતંત્રતાનો કંઈ કંઇ ઉપયોગ કરીને, ભારતની વિધવાઓ આર્યભૂમિનું સત્યાનાશ વાળે છે ! અને પોતાના વિધવાપણા પછી, પતિ પ્રેમને ખાતર, તેના સ્નેહ-સંસ્કારને ખાતર, માયાવી દેહના તારણ અર્થે, તેણે વૈધવ્ય દશા ભોગવીને કૃતાર્થ કરવું જોઇએ, અને પતિનાં વંશજોનાં કલ્યાણ અર્થે, પિતા કૂળના શુભ હિત અર્થે, તેણે શાન્તિનો વિરાગ માર્ગ પકડીને, સ્ત્રી ધર્મની, આર્ય ધર્મની, જે મહા છાપ પૃથ્વીના અનાર્યો પર પડી છે, તેને તેજ આપવા જે યત્ન કરવો જોઇએ; તે ન કરીને કેવળ હવસ, ઇશ્ક, જુવાનીના મદને તાબે થઇ, આપનું, કૂળનું ને ધર્મનું સત્યાનાશ વાળે છે. અનાર્યોના અધમ સિદ્ધાન્તને પુષ્ટિ આપનારા આર્યોની સહાયતાથી કામી આર્ય મહિલાઓ સ્વધર્મ ત્યાગ કરે છે. પણ તેથી કેવાં હાનીકારક ફળ પ્રાપ્ત થાય છે, તેનો ભેદ અંતકાળે અવશાને દેખાતા અંતઃકરણનો આત્મા જાણી શકે છે.

નવલ તિરસ્કાર પામ્યો, અને ચોમેરના તિરસ્કારથી અંતે હાર્યો. સુખથી હાર્યો, દુઃખથી હાર્યો, જીવનથી હાર્યો, ને મરણથીયે હાર્યો. પોતાને માટે હવે કોઈ સ્થળ ન રહ્યું. ન મૃત્યુ લોકમાં માર્ગ રહ્યો, ને વૈકુંઠમાં વાસ થવાનો રહ્યો ! ન પત્નિના પ્રેમનો રહ્યો, કે ન ઘરબારનો રહ્યો. આ રીતે તેનું મન ચોર જેવું બ્હીકણું

બની ગયું. અને આફતના અંધકારમાં ગીરફતાર થઈ રહયો, ત્યારે એક ચિત્તે એક મોટા પથ્થરપર બેસીને એકલો વિચાર કરવા લાગ્યો.

ખરેખર દુઃખ, અને તે પોતાને હાથે ઉત્પન્ન કરેલું દુઃખ, એટલુંજ નહિ પણ કુદરતી આફતથી નહિ, પણ પોતાના દુર્લક્ષણથી થયેલું દુઃખ, અને તે દુઃખનું અપમાન, તેના પસ્તાવાનો પાર રહ્યો નહિ.

ઇંદ્ર ચંદ્ર ચંદ્રધર નારદ દ્રુહીન જેસે,
તાર પાયે મારહુંતેં સુની ઉર આનીયે;
જ્ઞાનીકો ગુમાયો જ્ઞાન, ધ્યાનીકો છોરાયો ધ્યાન,
માન તજ્યો માર આગે મહા અભિમાનીયે;
એક પત્નિવ્રત ઓર પતિવ્રતા વ્રત ધરે,
એસે નર નારીનકું બિશ્વમે વખાનીયે
દેહ ધરી દેહ અંત પરી અંત જીતે માર,
જગમેં સો જન જગદીસ જેસે જાનીયે.

નવલ કામનો કીડો હતો. કામદેવ ઉગ્ર, તામસી, અવિચારી શક્તિ ધરાવનારો હતો. પ્રેમમાં પ્રભુતા છે. કામમાં સંદિગ્ધતા છે-

સંત પ્રેમ પરિગ્રહ, તાપ સીતકું તન તાવે,
સ્વામી ધર્મ કે સુર, પ્રેમ પરિ અંગ કટાવે;
સતી સ્યામકે પ્રેમ, અંગ અગ્નિમેં જાયે,
યહેં રીતસેં પ્રીત, સોય ભાવીક બિચારે;
સાધન બિશેષ સો સો મરે, ચિત્ત અનુમાન ચઢાઇયે,
સિદ્ધ બદંત સાગર સુનો, **પ્રેમ** નેમ યોં પાઇયે.

---

બન બિચાર મન માનસર, ભર્યો પ્રેમ બહુ વાર,
સુખ મુગતા હંસા બિરહ, નિશદિન ચુગત કિનાર;

દારા ઓર સિકંદરોં, કુલપના મહમદ;
બહરામ રૂ મજનુ કીયો, પ્રેમ સુહળ બેહદ્.

---

જેહી પુરૂષકો પર પ્રમદાસેં પ્રેમ લગ્યો,
પર પુરૂપસેં નેહ લગ્યો જેહી નારીકો.
નરક નિવારિ ત્રાસદાયક તેહિકો હોત,
જગતમેં જશ ન રહત નારી કારીકો.
ધિઃક અવતાર તાકો હોત ધરની તલમેં,
જીનહી લજાયો કુલ તાત માહાતારીકો,
પ્રબીન નહિં સો પુનિ નહિં રસ સાગર જો,
ચુલ્લિમેં પર્યો ચતુરપ તો વ્યભિચારીકો—

ઝેરનો જીવડો ઝેરમાંજ મરે છે. વ્યભિચારી એજ ઉપાધીમાં પ્રાણુ ગુમાવે છે. જેવાં જેનાં કર્મ, તેવું તેને ફળ મળે છે. ઈશ્વર ન્યાયી કહેવાય છે. કુભાંડીઓ યત્ન વડે ધારેલો શિકાર મેળવીને આનન્દ માને છે; પણ તેનાં દુષ્ટકર્મ તેની આડે આવીને એજ કર્મ તેનો નાશ કરે છે. ઝાડના થડની કોરમોર વળગેલા જીવડાઓ તે ઝાડનો નાશ કરે છે. ઝાડ ભલે એમ માનતું હોય, કે ન્હાનાં જીવડાંઓ મોટા ઝેરી જંતુથી થડને બચાવવાનું કામ કરે છે ! મધપુડો ભલે એમ માને, કે માખીઓ મ્હારૂં રક્ષણ કરે છે ! રાજા :પાદશાહ એમ ધારે છે, કે મ્હારૂં બળિયાવર સૈન્ય મ્હારૂં ને રાજનું રક્ષણ કરે છે ! પણ જ્યારે ભાગ્ય–ચન્દ્ર આથમવા લાગશે, ત્યારે એજ હિતકારીઓ ત્હારી સામે શત્રુ રૂપે ચળકતા ઝળકતા ભય આપશે. ચેતના શરીરને ઉપદેશકો વિશેષ શું કહી શકે ? જ્ઞાનીની ગોઠડી મુર્ખાને તો કંટાળા રૂપ છે. ભાવીજન, ભકતજનને પ્રિય છે; ને તેજ તેનું તારણુ છે.

કેફમાં ઘેરાયલો માણસ, નિશાનું બળ નરમ પડયા પછી પોતાની મૂળ હાલત યાદ કરે છે. અશક્ત હાલતનાં દુષિત કર્મોનો પોતેજ પસ્તાવો કરે છે. નવલને શુદ્ધિ આવી. ચોર જ્યારે ચોરી કરતાં પકડાય છે, કામી જ્યારે પરહસ્તે સપડાય છે, ને કેફી જ્યારે કેફથી મુક્ત થાય છે, ત્યારે તેનો આવેશ નબળો પડી જાય છે; તેમ તેના અવિચારો પણ નાશ થઇ જાય છે.

" હું કોણુ ! અને અહીં ક્યાં છું ? " નવલ એક તળાવને કાંડે પડેલી સીલા પર બેસીને પોતાને પારખવા લાગ્યો.

નવલ ? અભાગીઆ નવલ ? ત્હારી આ શી દશા ? ઘડીભરના સુખ માટે પ્રિય પત્નિ છતાં પર સ્ત્રી લંપટ બનીને અપમાનના ઉંડા ગારમાં ઉતરી ગયો ? મુંબઇનો શ્રીમાન નર તો ત્હારો પિતા છે ! યુનિવર્સીટીની ડીગ્રી પામેલો, ન્યાય કોર્ટનો ધારાશાસ્ત્રી તો તું ખુદ આપો આપ છે ! નીલમ જેવી શુદ્ધ પતિવ્રતા સુંદર ત્હારી સ્ત્રી છે. રત્ન અને ચિન્તામણી જેવાં ત્હારાં બાળક છે ! ધન છે, ઇજત છે, અને વૈભવ, સુખ છે. રંભા પરી જેવી પ્રેમથી પરણેલી પ્રેમદા છે ! તું હવસી હેવાન છે ! તું નાદાન બેગુમાન છે ! અરેરે ! તેં પત્નિધર્મ તજ્યો છે ! નીલમના કાલાવાલાનો પણ તિરસ્કાર કર્યો છે ! તેં શું શું કર્મ કર્યું ! મહાન આબરૂદાર કુટુમ્બની ગુણવંતી જેવી અબળાને ફોસલાવીને કામતૃપ્ત કરવા અર્થે લઇ ચાલ્યો હતો, એ તું પોતે ! લુટારાની કન્યા રનાદેવડીને લાલચના સાગરમાં ડુબાડવાનો યત્ન કરતો હતો, તે તું ! આર્ય ધર્મનું સંરક્ષણ કરનારી સન્નિષ્ટાવાન બાળવિધવા શાન્તનુને ફસાવીને તેની જોડે કામ–ક્રિડા કરવા મથન કરનારો તે તું ! ઓ પાપીયા ! ઓ અભાગીયા ? આ ત્હારૂં કર્તવ્ય ? ત્હારાં કુળવાન માબાપો તરફ જો ! ત્હારી સુવિધા તરફ જો ! ત્હારી પ્રેમાળ ને કેળવાયલી પત્નિ તરફ જો !–જો, ઓ ચંડાળ નવલ ? તું ત્હારી પોતાની ગંદી

કાયા તરફ જો! "મન માયાના કરનારારે, જરા જોની તપાસી ત્હારી કાયા!" એક ઘડીનો મગજનો ધુમાડો નાશ થઇ ગયા પછી, સ્ત્રી પર બળાત્કાર કરીને મદનવેગ નાશ પામ્યા પછી તું કેવી દશામાં હોય છે? તે વધારે કિમતી છે, કે કૂતરાની ગતિ પ્રમાણે લજ્જા છોડીને આંધળો બની સ્ત્રીઓ પાછળ ભ્રમણ કરે છે, તે કિમતી છે? અરેરે સારા લોકોએ આ સર્વ જાણ્યું નહિ હોય! ના-ના; ખરેખર નહિજ, જાણુતા હોય, હા! જો ન જાણુતા હોય! તો કેવું સારૂં? નવલ? તું હવે દેખતો થા! દીવ્યચક્ષુ અન્તરાત્મામાં છે, તે ઉઘાડ; અને ત્હારા પાપકર્મનો પસ્તાવો કરી લ્હે! જો ત્હારે હજી પણ ત્રિલોકયનું સુખ સુધારવું હોય, તો પ્રભુતુલ્ય પિતાજી, ને દેવી તુલ્ય ગૃહિણી કને ક્ષમા માગી લ્હે! હજી પણ પાછળની જીંદગી સુધારી લ્હે! કામનો સ્વાદ, વ્યભિચારની વેળા કેવી આકરી ને અકારી છે. તેનો અનુભવ તો તને થઇ ચુકયો છે. હવે તું મુંબઇ તરફ ચાલ્ય, પણ હા! ત્હારી કને પૈસા કયાં છે? શું એક લખપતિ બાપનો દીકરો ટ્રેન ભાડાં માટે ભીખ માગશે? અરે, શું તે પગે ચાલીને મુંબઇ પહોંચશે! નવલ, નવલ! તેં હાથે કરીનેજ આ દશા પ્રાપ્ત કરી છે! વ્યભિચારને શરણ થઇને તેં ત્હારી પવિત્ર જીંદગીને કેવો દગો દીધો છે? એક પતિવ્રતનાં અખંડ સુખપર કામદેવનો કુહાડો મારીને તેં છેદી નાખ્યું, તેનાં કડવાં ફળ તું કેવાં મેળવે છે? હજીપણ ચેતી જા. ત્હારો જન્મ સુધારી લ્હે! અરેરે વૃદ્ધ પિતા ત્હારે માટે કેવી ઝંખના કરતા હશે? ત્હારી મનોહર સ્ત્રી છતે પતિએ કેવી દુઃખી થતી હશે! લખપતિ ઘરનાં બાળકો, બાપ વિનાનાં ગણાઇને કેવાં મેણાં ખાતાં હશે? ઓ કર્મહીણ નવલ? આ કર્મ કરતાં તેં કસાઇનું કર્મ આદર્યું હોત, તો જગતનો એકજ અપવાદ આવત! હવે ત્હારે જીવવું જોઇએ છે? ના-ખરે ના, પણ હા, પિતા-વૃદ્ધ પિતાની વૃદ્ધાવસ્થા સંભા-

ળવા ખાતર જીવવું. સૌભાગ્યવંતી પત્નીનું છેવટનું સુખ સંભાળવા ખાતર જીવવું. તેનાપર છતે ધણીએ દમયંતી સમાન અપવાદ ચડયો હશે, તે ટાળવા ખાતર જીવવું. બાળકોના જીવન સુધારવા ખાતર જીવવું. પણ પૈસા—હા, પૈસા કયાં છે ? નવલ બે હાથ માથા કને રાખીને હૃદયફાટ અશ્રુપાત કરવા લાગ્યો. તેના પાપ કર્મનો પસ્તાવો કરવા લાગ્યો એવામાં એક દુષ્ટા–એક પિશાચિણી રૂપ–યક્ષણીરૂપ કોઇ વિધવા આવી, અને નવલની પીઠ પાછળ ઉભી રહી. ને તેના બે હાથ પકડયા, નવલ એકદમ ચમકયો–અને પેલી રંડાને જોરથી ખસેડીને સામો થયો, પણ રંડા તો ભૂતડી પેઠેમ બાઝવા લાગી!

વાંચનાર ? આ કુલટા સ્ત્રી કોણ હતી ? એ રંડ, આર્યભૂમિને કલંક લગાડનારી, વિધવાપણાના સદ્ધર્મનો ત્યાગ કરીને પુનર્લગ્નથી કામ તૃપ્તિ કરનારી, પેલી બે બાળકોવાળી વિધવા હતી !

---

## પ્રકરણ ૧૫ મું.

### નવલની પુઠે પિશાચણી !

અવિચારી કર્મો હમેશાં આડાં આવે છે. પાપનો કુંભ ભરાઇ રહે છે, ત્યારે તે ફૂટે છે. પુન્ય જ્યારે પ્રકટ થાય છે, ત્યારે પાપરૂપ અંધકારને પ્રકાશનો પ્રતાપ નાશ કરે છે. ભુંડું થાય, તે સારા માટે! કોઇ વેળા માણસ મોટી આફતમાં આવી પડે છે, પણ તે આફતનું પરિણામ એવું સુખદાયી હોય છે, કે આગલી જીંદગીનાં સંકટો નાશ પામે છે, ને સુખના હીંચોળા પર આનંદે જીવડો ઝુલે છે, સુદામાની ગરીબાઇ, હરિશ્ચંદ્રનો રાજત્યાગ, રામનો વનવાસ, અને ધ્રુવને અપમાન, આ સર્વ આપદ્‌કાળ છેવટે ભૂમિને અને ધર્મને બચાવનાર નીવડયાં છે। માણસો સુખનીજ આશા રાખે છે, ને તેમાં તે કોમળ

બની જાય છે. જો તેઓ દુઃખની ગણુના કરતાં હોય, ને દુઃખની વેદનાને પારખી શકતાં હોય, તો તેનો અનુભવ સિદ્ધ અભ્યાસ, આપદ્કાળે બહુ નિરાશા નથી ઉપજાવતો, એટલો નથી ગભરાવતો; પણુ કોમળ મન, જ્યારે દુઃખ દે છે, ત્યારે તે બહુ ભયભીત બની જાય છે. એ ભય, એવાજ દુઃખથી નાશ પામીને અસલ હાલત લાવી મુકે છે.

"ઓ પાપીયા પુરૂષ? હવે કયાં જાય છે? વિધવાને ફસાવી, અબળાને દબાવીને હવે કયાં ન્હાસે છે!" પેલી યોગિનીયે નવલને દમ દીધો. નવલ ગભરાઇ ગયો. રખે પેલી શાન્તનુની કોઇ હિમાયતી સ્ત્રી હોય, રખે કોઇ વનદેવડી હોય! વિધવા પર બળાત્કાર કરતાં રખે કોઇ ભૂતડી ભરખવા આવી હોય! રખે भोगे रोग भयं એ પ્રમાણે કર્મનો પડછાયો આડો આવ્યો હોય! નવલ તો શુન્ય થઇ ગયો.

"મ્હારાં બન્ને બાળકોને ખાઇ જનારા ખવીસ? લાવ, લાવ, મ્હારાં એ બાળકો લાવ!" પોતાનાં એ બાળકો ગુજરી ગયા પછી આ પાપિણી ઘેલી બની ગઇ. પતિવ્રતા ધર્મત્યાગ કર્યાનાં મહા પાતકો મોં કને ઉભાં રહેવાથી પસ્તાવો, આત્મડંખ પેદા થયો. અને બેભાન હાલતમાં પુનર્લગ્નવાળા પતિનેજ જોવા લાગી. નવલને તેજ પુરૂષ માન્યો, ને તેને ગળે પડી!

અરેરે! આર્ય ધર્મમાં પતિવ્રતપણુ જાળવવાનો જે નિયમ પ્રચલિત ને અખંડ સિદ્ધાન્તવાળો છતાં, તથા વિધવાએ એક નિષ્ઠાએ, મદન-વિરહનો ત્યાગ કરીને મૃત પતિપર જીવન ગાળવાનો નિયમ છતાં, ધર્મ ત્યાગીને કામ તૃપ્તિ અર્થે પુનર્લગ્નનું કર્મ કરવામાં આવે છે, તેથીજ આ આત્મડંખ ઉત્પન્ન થાય છે!

પુનર્લગ્ન, એ એક કામનો કીડો છે. કામની અતૃપ્તિ થયા પછી, સ્વતંત્ર સુખ મેળવવાની, અને મનના વિકારોને, કીચમાં પડેલા કીડાના જીવન પેઠેમ માનસિક તૃપ્તિ પુરી કરવાને માર્ગ આપે છે; તે વિધવાઓ, પેલા પરણ્યા પતિની દૃષ્ટિમાં મસ્તાન હીણુ જણાય

છે. કામનો ધુમો ધીમો પડી જાય છે, ત્યારે આપોઆપ અભાવ થાય છે, ને તેથી ચિત્તવૃત્તિ ચલિત થઈને મન ભ્રષ્ટ થાય છે. એ ભ્રષ્ટતા કલેશ ઉત્પન્ન કરે છે, ને તેનું પરિણામ બન્નેના રઝળાટમાં પુરૂં થાય છે; એજ ખાતર આર્ય ધર્માચારીઓએ એકજ લગ્ન સિદ્ધ કર્યું છે. અલબત પુરૂષના સંસર્ગમાં ન આવેલી બાળ કન્યા, કે જે પતિ શબ્દ પુરો જાણતી નથી, અથવા સંસારની માયાનો ખરો લ્હાવો લેવાને તક મળી નથી, તેને તો પતિદર્શનની જરૂર છે; પણ ભ્રષ્ટા સ્ત્રીઓને તેનો અધિકાર નથી. કળિમાં કદાચ કોઈ ભારત ભામિની કામથી દઝાયલી હોય, ને તેને વ્યભિચારનું બાળક પેદા કર્યું હોય, તો એટલા ઉપરથી ભારતની સઘળી આર્ય વિધવાઓ તેવી ભ્રષ્ટ છે. ને તેથી વિધવાનાં અધમ કર્મ અટકાવવા પુનર્લગ્ન સજીવન કરવું, ને કાચા મગજની ધર્માચારી ભામિનીયોને ભમાવવી, એ ભારતનું ભલું કરવાનું કર્મ નથી. મોટી વયની વિધવાઓનાં પુનર્લગ્ન કરાવનારા હિમાયતીઓ ભારતની વિધવાઓ સંબંધી હિસાબ આપી શકવા સમર્થ છે, કે ભારતમાં કેટલી વિધવા છે, અને તે માંહેની કેટલી કુળવાન વિધવાઓ બાળહત્યા કરે છે ?

આર્ય વિધવાઓનું રક્ષણ તો કુળ ધર્મથીજ થાય છે. માત્ર નબળા મનના લોકોએ એક જાતનો પંથ ઉભો કરવાના યશલોભને ખાતર ભારતનો વિધવા-ધર્મ નાશ થાય છે !

સુધારાવાળાએ કેવળ નિર્દોષ બાળકન્યાનો વિચાર કરવાનો છે, નહિ કે પચીસ વર્ષની, પુત્રવતી, એક હવસના કેફમાં મસ્ત બનેલીને, વ્યભિચારીના અંકમાં મૂકવાનો યત્ન કરવાની જરૂર છે !

કોઈ કહેશે, કે વિધવાનું પુનર્લગ્ન છેવટ સુધી સુખી નીવડયું છે, ને તેની પ્રજા વરણસંકર નીવડી નથી, પણ ભારતના હવસી હેવાનો પર ધર્મલોપનો એ તો મોટો ફીટકાર કહેવાય છેઃ—

પ્રેમથી પરણવું; પતિ સાથે સંસાર ચલાવવો; પાપપુન્યમાં ભાગ લ્હેવો; ધણીના ધનનું વારસ થવું; અને આખરે કામને વશ થઇને પતિપ્રેમથી તથા આર્ય ધર્મથી ભ્રષ્ટ થવું; એ શું સદ્‌ગુણી સ્યામાને યોગ્ય છે ? એ કામને ઉત્તેજન આપવું યોગ્ય છે ? ધર્મજ્ઞ પુરૂષોએ એવી સ્ત્રીયોનાં મન ચળિત થતાં અટકાવીને ધર્મ માર્ગે ચલાવવાની જરૂર છે; નહિ કે વ્યભિચારના માર્ગ ખુલ્લા કરાવવા જોઇએ છે; જે અધમ કુલટા છે, તે તો અકર્મ કરવાનીજ ! તેવી સ્ત્રીયોનાં પુનર્લગ્ન થાય તો તેથી સુધારક મંડળીએ પુન્યનો સંગ્રહ કર્યો કહેવાય નહિ; એ તો એક વ્યભિચારનો વિવાહ છે. નિયોગ લગ્ન એ પુન્યવંત ભલે હોય ! !

“ અરે બ્હેન ? અરે બાઈ ? તું કોને ગળે પડે છે ? હું તો એક પંથી પ્રવાસી છું, મને માફ કર ” નવલે બે હાથ જોડીને કહ્યું. “ શું તેં વિધવાની લાજ લુટી નથી ? ” ગાંડી સ્ત્રી બોલી.

“ ના. મેં યત્ન કર્યો, પણ નિષ્ફળ ગયો. મ્હારો પુન્યથર આડો આવી ગયો. હું પાતકમાંથી બચી ગયો. ” નવલે બિચારે ખરેખરૂં અંતર ખોલીને કહી દીધું.

“ ત્યારે તો હું હાજર છું. મને બચાવી લ્હે ! મ્હારો સત્કાર કરી લ્હે ! ” નવલને તે બાઝવા લાગી.

“ અરે તું કોઈ પિશાચણી છું કે શું ? ”

“ હા–હા ! હું ભૂતડી છું; ડાકયણ છું; પિશાચણી છું ! ” મોટે મોટે સાદે આ પાપિણી બુમ પાડવા લાગી. નવલ ગભરાઇને આમ તેમ દોડવા લાગ્યો. તેણી પુઠે આ પાપિણી પણ દોડવા લાગી.

“ અરે, કોઇ આ ભૂતડીને પકડો ! મ્હારો જીવ લેવા આવી છે ! ” નવલ પોક મુકવા લાગ્યો. તેનાં કર્મનો પડદો ઉઘડ્યો. પરસ્ત્રી લંપટ પુરૂષની કેવી ગતિ થાય છે, તેનો પ્રત્યક્ષ અનુભવ થયો,

ગુપ્ત પાપ પ્રકટ થયું. એક પાપ અન્યદ્વારાએ ઉઘાડું પડ્યું, અન્યદ્વારાએ તેની ભેદીત શિક્ષા મળવા લાગી.

"ખાઉં! ખાઉં! હવે તને ભરખી ખાઉં" રંડાએ ચીસ પાડી "હાય મુવો!" નવલ મુર્છિત થઇ ગયો. એવામાં પ્રભુએ તેને મદદ આપી. અયોધ્યા પ્રાંતના નવા એસીસ્ટંટ કલેકટરની સ્વારી એ માર્ગેથી પસાર થઈ, અને આ સ્ત્રી–પુરૂષનો પોકાર સાંભળીને તળાવની નજીક આવ્યા. પેલી સ્ત્રી આ લશ્કરથી ભય પામીને એકદમ તળાવમાં કુદી પડી, અને પ્રાણ ત્યાગ કર્યો. સર્વે જણ ચકીત થઈ ગયા.

"અરે કોઈ સ્ત્રી પાણીમાં પડી, તેને કહાડો, કહાડો" કલેકટરે કહ્યું.

"હેં! કોણ? નવલ ઉઠયો, ને ચોમેર જોયું, તો તળાવમાં પેલી સ્ત્રી ડુબકી મારતી પાણી ગળતી હતી.

"મરવા દો, એ રંડાને! એ કોઈ ભૂતડી છે. દયાળુ લોકો? અને સહાય આપો. તેણીને મરવા દો."

કલેકટરના અંતરમાં પણ નવલનું કહેલું ખરૂં લાગ્યું. રંડાનો દેખાવ પણ તેવોજ જોયો.

"બાપુ? તે સ્ત્રી તો મરી ગઈ હશે." સિપાઈ બોલ્યો.

"તો પણ તેને બહાર કહાડવી જોઇએ."

"એ ભૂતડીને અગ્નિદાહ કરો, તે પહેલાં મને બચાવો. મને સહાય કરો. તે તો હવે મરી ગઇ છે."

"તમે કોણ છો, અને તે સ્ત્રી કોણ છે?"

"હું એક કુળવાન પુરૂપ છું, વખ્ખાનો માર્યો આવ્યો છું. એ સ્ત્રી કોઈ ગળેપડુ છે. મને સતાવે છે."

"તમારા બોલવા પર ભરૂસો કેમ રાખી શકાય? શા માટે તમારા બચાવ માટે તમે જુઠું બોલતા નહિ હોય! પેલી સ્ત્રી તમારી

પરણેતર ધણીઆણી કેમ ન હોય! ભૂખમરાને લીધે તમેજ તેને ધક્કો મારીને પાણીમાં કાં ફેંકી નહિ દીધી હોય!"

"હું અભાગી પુરૂષ હવે શું જવાબ આપું! મ્હારા કર્મે મને ઘેરી લીધો છે."

"તમે કુળવાન છો, એવો કંઇ પુરાવો આપશો?"

"પુરાવો શું આપું? મ્હારા દસ હજાર રૂપિયાની નોટોના દસ કડકાઓ આ પ્રદેશના સિપાઇઓ લુટી ગયા છે; તેથીજ હું આ દશા પામ્યો છું, ને તેથીજ હું તમારી સહાયતા માગું છું."

"તમારી કને એટલી મોટી રકમ ક્યાંથી આવી? અને સિપાઇઓએ શા રીતે લઈ લીધી?"

"સર્યુ કાંઠે એક લુટારાના રહેઠાણમાં મેં આશરો લીધો હતો. તેની સાથે તેની એક રૂપાળી કન્યા હતી. એ કન્યાદ્વારા કોઇ પંથીને તે લુટતો હતો. હું અજાણ્યો ત્યાં રાતવાસો કરતાં ફસાઇ પડયો. લુટારે મને લુટવા અને લુટીને મારી નાખવા વિચાર કર્યો. તેની છોડી વચમાં પડી. બંદુકની ગોળી આડી વહી ગઇ, ને લુટારાના પેટમાં વાગી."

"ત્યારે તો પેલો સન્યાસી નિર્દોષ–" સિપાઇથી બોલી જવાયું–

"ચુપ!–" કલેકટરે સિપાઇને બોલતો અટકાવ્યો.

"કયો સન્યાસી?" નવલે પુછ્યું.

"હશે–તમે તમારી વાત આગળ ચલાવો."

"આ બનાવથી ગભરાઇને તેની છોડી ન્હાસી ગઇ, અને હું પણ ન્હાસવા લાગ્યો. તેવામાં એક કોઇ સિપાઇ ત્યાં ફરતો હતો, તેણે મને પકડયો. અને મ્હારી જડતી લેતાં, કમ્મરમાં બાંધેલા નોટોના દસ કડકા નીકળી પડયા. તે સિપાઇએ લઈ લીધા, ને મને કહાડી મુકયો. હાય! ત્યાંથી છુટીને ભટકતો ભટકતો અહીં આવતાં પેલી સ્ત્રી મારે ગળે પડી, ને એ ગાંડી સ્ત્રી અંતે તળાવમાં પડી!"

"પેલા સિપાઇને તમે ઓળખી શકશો?"

"હા. મ્હારી નોટોના નંબર પણ મુંબઇ બેંકમાં છે અને વળી તે સીંજાયલા છે!"

"તમે કોણ છો, તે અમને જણાવશો, તો તમારી નિર્દોષતા તમને ખચીત સહાય કરશે."

"હું મુંબઈની યુનિવર્સીટીનો ગ્રેજ્યુએટ એલ. એલ. બી. વકીલ છું. જાણીતા ઝવેરી રત્નલાલનો હું અભાગી—

"કોણ નવલરાય!" કલેક્ટરે વિસ્મય થઇને પુછ્યું.

"હા. પણ શું તમે અમારા ઓળખાણવાળા છો?"

"હા, પણ હવે અહીં તે ખુલાસો કરવાની જરૂર નથી. તમે અમારી સાથે ચાલો. તમારે કશી ચિન્તા ન કરવી."

કલેક્ટર ઘોડા પરથી નીચે ઉતર્યો, ને નવલને નમ્યો.

"તમારો ઉપકાર થયો. પ્રભુએ મ્હારી વ્હાર કરી, ને તમને મોકલ્યા; નહિતો પેલી રંડા કોણ જાણે શુંયે કરત! પણ તમે કોણ છો, સાહેબ? આપનો પોશાક તો ઇંગ્લીશ છે, અને ભાષા ગુજરાતી—ને તે પણ સુરતવાસી છે. તમારો ચ્હેરો પિછાણુમાં આવે છે."

"તમને હવે સર્વ હું જણાવીશ" એટલો જવાબ દઇને સિપાઇને તેણે હુકમ કર્યો, કે એક સિપાઇએ અહીં હાજર રહીને પેલી સ્ત્રીને જળમાંથી બહાર કહડાવવી, અને તેને અગ્નિ સંસ્કાર કરાવીને કેમ્પમાં આવવું. નવલને કહ્યું કે, "આ એક ઘોડાપર તમારે સ્વાર થઇને અમારી જોડે આવવું." નવલે તે કબુલ કર્યું. સિપાઈ અહીંજ રહ્યો, અને બન્ને ઘોડાપર સ્વાર થયા.

મને ક્યાં લઈ જશો, સાહેબ!" નવલે માર્ગે પડતાં પુછ્યું.

"મ્હારા કેમ્પમાં. ત્યાં એક લુટારાનો કેસ આવ્યો છે, અને તેના અપરાધી તરીકે એક સન્યાસી પકડાયો છે. તેનું નામ સચ્ચિ-

દાનંદ સ્વામી જણાવે છે. તેનું કહેવું એમ છે, કે આપના નામ વાળાને તે શોધવા નીકળ્યા છે."

"અફસોસ! એજ મહાત્મા!" નવલે નિસાસો નાખ્યો.

"તમે તેને ઓળખો છો?"

"હા, મ્હારા ઘરના તે પુજનીય સ્વામી છે."

"પેલી લુટારૂ કન્યા કયાં ગઇ હશે?"

"તે તો કોણ જાણે. પણ તે વીરપુરના ઠાકોરના પ્રેમમાં પડેલી હતી.

"ત્યારે તો એ ડીસ્ટ્રીકટના અમલદાર મારફતે તપાસ કરવી પડશે! હાલ તો તમે મારી સાથે પધારો."

નવલ આ વચનો સાંભળીને અતિ વિસ્મય થયો, અને સંભ્રમમાં કલ્પિત સૃષ્ટિના તરંગો નિહાળતો નવા સંબંધી જોડે ગયો.

વાંચનાર? આ સંબંધી કોણ હતો? એ આપણી મધુર ઉપનાયિકા રતનનો વ્હાલો વર રાજેન્દ્રલાલ હતો. આપણા નવા સીવ્હીલીયન સાહેબ ખુદબેખુદ સસરાજીની સેવામાં હાજર થયા હતા.

કુદરતની અદ્ભૂત કળા છે. સાચાને ખરે ઇશ્વર બચાવી લ્હે છે. સ્વામી સચ્ચિદાનંદજીની નિર્દોષતા પ્રકટ થવાને નવલનો ભેટો થયો. નવલનું દુઃખ દર્દ દૂર થવા પેલી વિધવા મળી. વિધવાનો અંત આવવા સ્વારી આવી. અને સ્વારીના હાથપર ચડેલા કેસનું નિર્વાણ થવા આ ત્રિભેટો થયો. પણ તેમાં વીરપુરની નવી રાણીનો સુખ પુરાવો જરૂરનો છે, તેનું શું થયું? રખે, તેમનાપર આફતનો દવ ઉડે! અને નવા પ્રેમ સુખમાં વિઘ્ન આવે!

# પ્રકરણ ૧૬ મું.

---

## ઇશ્ક દિવાનો છે.

ઇશ્ક આંધળો છે; કેમકે તેને આંખ નથી! મૂળ વગરનું ઝાડ ક્યાંથી થાય? શરીર વિના અવયવ શેના હોય? એવા રાજા તો છતી આંખે આંધળા હોય છે. મોહવશ કુમાર ઇન્દ્રસેન પોતાની વ્હાલી પ્રિયા રત્નાદેવડીની ઉડતી ભમરપર–શાન્તિ સમાન સુખ આપનારી પણ કાળી રાત્રી જેવી કાળી ભમરીપર ઇશ્કમાં ઘેરાયલા ભમરા સમાન, ગુલશનનાં ગુલપર ભટકતા બુલબુલ સમાન, દીપકપર દઝાતા પતંગ પેઠે મોહી રહ્યો છે. પેલી લીલાવતીનો પરણ્યો પતિ, દુધવાળી પર ફીદા થઇ રહ્યો–તેમ–

"મોહી રહ્યો છું મંદ હાસ્યમાં રસીલી ત્હારા–" આહા! શાયરની શાયરીમાં ઇશ્કનો અંધાપો કેવો છાઈ રહયો છે?–

"ઇશ્ક બુરા જંજાલ, કિસીસે દીલ ન લગાના!
મજનુંને ઉલ્ફતમેં ક્યા ફલ ઉઠાયા,
ફરહાદને મુફ્તમેં જી ગવાયા;
વામિકકો અજરાને કયા કયા જલાયા,
રોંઝેકો જીના વબાલ— કિસીસે."

કેટલાક અનુભવી શાયરો તો ખુદ સ્ત્રીની જંજાળથી પણ કંટાળેલા માલમ પડે છે.—

### મુખમ્મીસ.

દાના હો કર દિવાના બનજાના હો તો જોરૂ કર,
તેલીકે બંદેસા ચક્કર ખાના હો તો જોરૂ કર;
ઘર ઘર ધક્કે ખા ખા કર મર જાના હો તો જોરૂ કર,
બચ્ચે કુચ્ચેસે ભેજા ખિલવાનાં હો તો જોરૂ કર.

સરપર હમ્માલીકા બોજ ઉઠાના હો તો જોર કર !

"મોહનો એવો પ્રબલ પ્રભાવ છે, કે મગજની નસેનસ ઇશ્કના દોરમાં બંધાય છે, ને જે વડે પ્રકાશ છે, તે માંહેનું શૌર્ય ખેંચાઇને આંખ તથા અક્કલના દરવાજા બંધ કરી દે છે! એ એક અજબ નીશો છે. દારૂનો કેફ તો હજી પણ થોડા કલાકમાં ઉતરે છે, પણ ઇશ્કનો કેફ તો જીવ લઇનેજ જાય છે!"—

વીરપુરની રાજવ્યવસ્થા ઇશ્કના વમળમાં વીટળાવા લાગી. નિરક્ષર મંત્રીવાર એક માર્ગીય સ્વાર્થે કને ઇન્સાફનો પ્રકાશ નાશ પામવા લાગ્યો—"જીસ્કા બાવા અંધા હય, ઉસ્કા પૂત કપૂત" જેકેમ થયું.

"જીસ ઘરમેં બિલ્લી ખાકે પલા કરતી હય !
માલીક અંધા હો યહી દુવા કરતી હય !"

એવી દુવા પ્રધાનની હતી–

કેવળ કર્ણદોષ અને મંદ બુદ્ધિવડે વીરપુરની ચડતી થતી અટકાવવાનો માર્ગ બંધ કરનાર પેલા જુના ખખ માસ્તર અને વઝીર હતા. પોતાનાં પેટ ભરવાને રાજ તથા રાજાની ખરાબી કરતાં ડરતા ન્હોતા! એક સંડલ, અને બીજો બંડલ! એક ખાપરો ને બીજો કોડીયો હતો! ગરદન રહેંસી નાખીને હાથ ન ધોનારા એવા ઘાતકીના વેશમાં બ્રહ્મજાતીમાં જન્મેલા ચાણ્ડાળ હતા. દેશી રાજમાં એવા માન પામતા! સ્વચ્છ મનના નિમકહલાલ ને નીતિજ્ઞ જનો કદી પણ પોસાતા નથી! વિવેકને ખાતર, વા સ્વાર્થદષ્ટિ ખાતર જીભને જશ આપે, ભૂંડાને ભલા કહે; પણ લોહીના તરસ્યા વરૂ, ઘેટાનું બ્હાનું બતાવીને હણી નાખવામાં વાર લગાડતા નથી—કુમારો જ્યારે ગાદીપતિ થતા, ત્યારે તેના જોડીયા શિક્ષાગુરૂનું સ્વરૂપ બદલાતું, અને કારભારું કરવા જેવા લાયક થતા—કુન્દનલાલને માણેક જેવાં નિર્મળ ને પવિત્ર

પુતળાં તો થોડાંજ રાજમાં હશે; બાકી ધોળે દહાડે પણ અડદ તો કાળાજા--

વીરપુરના દિવાને, પેલા ચાણ્યડાળ મિત્ર માસ્તરને મળીને, રાધા ખવાસણદ્વારા રનાદેને ઉશ્કેરી દીધી, અને ચોવીસ કલાકમાં શાન્તિને રાજના મહેલમાંથી હાંકી કહાડી, એટલુંજ નહિ પણ કલેશની ચોકી બેસાડી દીધી. કેફી જાણે કે શાન્તિથી નિદ્રા આવી છે, પણ ઘેન મુકનાર સારી રીતે જાણે કે તે કેફમાં મસ્ત છે.

દિવાનને મળેલો હુકમ પ્રથમ કુન્દનલાલને બતાવ્યો. આ હુકમ વાંચવામાં આવે, તે દરમ્યાન મુંબઇથી રત્નલાલ શેઠનો તાર આવી ગયો હતો. પેલા સીવ્હીલીયનો વિલાયતથી પધારેલા છે. તેનાં લગ્ન કરવા મુંબઇ જવું હતું, ને તે માટે કુમાર કને કુન્દન રજા માગવા જતો હતો, ત્યાં માર્ગમાંજ આ કંકોત્રી મળી હતી; એ-ટલે રાજરીત પ્રમાણે ગુસ્સામાં આવેલા મહારાજને રૂબરૂ મળીને તત્કાળ તેનો કંઇ પણ નિર્ણય કરવાની ઉતાવળ છોડી દઇને મુંબઇ એકદમ જવા વિચાર કર્યો. દિવાને બહુ દિલગીરી દેખાડી. કુન્દને કશો ઉત્તર ન વાળ્યો, અને તરત ઘેર ગયો. તેના મનમાં પેલી રાત્રીનો શોક તાજો હતો; એટલે તે આવેશની ઉશ્કેરણીથી તરત વેળા વીરપુર છોડી જવામાં તેણે ડહાપણ વાપર્યું, ને બંગલે જઇને રત્નલાલને પાછો તારથી જવાબ આપ્યો. પોતે કુટમ્બ સાથે તેને ત્યાં ઉતરવાનો છે; કેમકે પોતાનો બંગલો સાફસુફ કરવાનો છે, એમ ખબર આપી, ને ત્યાં જઈ સર્વે કામ ઉકેલીને પાછો વીરપુર આવ્યો. દિવાનનો દગો માત્ર રાજને લુટવાનો અને ઘર ભરવાનો હતો. કોઇ પણ પ્રકારે રાજાને વ્યસન લગાડીને પરવશ કરી દેવો, ને ખજાનો લુટીને ઘર ભરવું, એ સિવાય ન રાજનો ઉદય કરવાની લાલસા, કે ન રાજાનો ભાગ્યયોગ સુધારવાની ઇચ્છા હતી ! ભલો રાજકુમાર આ સમયે તો રનાદેવડીના સ્વરનો તરસ્યો સારંગ હતો. તે રનાની

મુરલી પર નાચતો હતો. રાજમાતા બહુ ઠરેલ ને જમાનાને પારખેલાં બાનુ હતાં. પોતાના પુત્રની એકતરફી લાગણી ઘણા વર્ષથી જોતાં આવ્યાં હતાં, પરંતુ રાજકુમારને સત્તા મળવા પછી અને તેનો સ્વતંત્ર મિજાજ સંભાળવાની બેવડી ફરજ પડ્યા પછી તે જીવનથી, આબરૂથી, મરહુમ મહારાજાના મરતબાથી બંધાઇ ગયા હતાં. જો કે કુંવર પર તેનું ચલણ તો હતું; પણ દીલનાં ભોળાં ને લગાર બ્હીકણ હતાં. તેના મનમાં ભય રહેતો હતો, કે રખે કુંવર પોતાનું અપમાન કરે! જો કે એટલી હદ સુધી કુંવર છુટ લઈ શકે તેમ ન હતો, તો પણ બ્હીકણો હતો, પણ સાપ જાણે પકડનાર મારી નાખશે, અને પકડનાર જાણે સાપ કરડી ખાશે!—

કુમારનો હુકમ, દીવાને રાજ માતાને દાસી દ્વારા જણાવ્યો પણ માતાજીએ કશી પંચાત ન કરી. ગુસ્સામાં આવેલા કુમારને પાછળ પસ્તાવો તો થયો, અને દીવાનને ફરીને બોલાવીને માતાજીની ક્ષમા ચાહવા વિચાર જણાવ્યો, પણ લુચ્ચા દીવાને તે વાત પડતી મુકાવી. રાજ માતાએ પણ વખત સંભાળીને યાત્રાર્થે જવાનો વિચાર પ્રકટ જણાવ્યો. કુમારને તે વાતની ખબર પડી, ને તેણે રનાદેવડીને તે વાત કહી. રના રાજી થઇ. વડીલની ગેરહાજરીમાં પોતે સ્વતંત્ર આનંદ કરવા ઉત્સાહ બતાવ્યો. કુમારે તરત દીવાનને કહેવરાવ્યું, કે માતાજી કહે, તે પ્રમાણે યાત્રા પર્યટન સંબંધી દરેક પ્રકારનો બંદોબસ્ત કરી આપવો. દિવાને તે વિષે માતાજીને કહેવરાવ્યું; માતાજીએ ઉત્તર આપ્યો, કે પોતે કંઇ ચાહતા નથી. તેઓ કુન્દનલાલનેજ સાથે લઈ જવા ઇચ્છા રાખતાં હતાં, અને તેને બોલાવવાનો તાર કરનાર હતાં; ત્યાં કુન્દનલાલ વીરપુર આવી પ્હોંચ્યા, અને વીર માતા સાથે કાશી પુરી તરફ યાત્રાર્થે જવાનું ઠરાવ્યું. કુંવર હાલ રનાદેના પ્રેમમાં એટલો મસ્તાન બની ગયો

હતો, કે રાજમાતા ને કિશોરનન્દની, કશા પણ ઠાઠ વગર પોતાના સસરાની સરહદમાં જાય છે, તેની કંઇ તપાસ ન કરી ! રાજમાતાએ પણ એ વાતનો શોક ન કર્યો. કુન્દનલાલ પર માતાનો ભરૂસો હતો. તે જો સાથે હોય, તો રાજ–લજ્જા જાળવવામાં ખામી ન આવે, એમ તેઓ માનતાં હતાં. અંતે રાજમાતા કશી ધામધુમ વગર કે કંઇ પણ ગડબડ વિના વીરપુર છોડી ગયાં. પ્રજા વર્ગમાં પણ આ ગડબડની કંઇ વાત બહાર ન પડી !

દિવાનનો હવે ભપકો વધ્યો. મસ્તાની પણ વધી. કુમાર તો રંગમહેલમાં કેદ પડયા હતા. વ્યસનમાં મસ્ત બની ગયા હતા. પોતે સ્વતંત્ર કારભાર ચલાવતા હતા. પેલો પાપી ને નિંદાખોર માસ્તર સલામે જતો, ને કલાકભર મ્હારી ત્હારી ને માધવની વાતો કરીને સ્વાર્થ સાંધી આવતો હતો. કોઇ પણ પંડિત, પુરાણી કે કળાબાજ વીરપુરમાં આવતો, તેને માસ્તરનો પલ્લો પકડવો પડતો હતો. એક વેળા એક બાળ–કવિ, મહારાજાની મહેરબાની મેળવવા માટે મુલાકાત કરવા આવ્યો, અને આજુબાજુની સલાહ પ્રમાણે પ્રથમ માસ્તર સાહેબ-ને મળ્યો. લાડુભટ માત્ર લાડુનો લોભી હતો. મહારાજાની મુલાકાત કરવા માટે કવિરાજે માસ્તરને વિનંતી કરી. માસ્તરે જાણ્યું, કે મહારાજા ભલા ને કદરદાન છે, તેથી કવિ ઇનામ મેળવશે. તેણે કવિને મુલાકાત કરાવી દેવાનો ઉંચો ખવાસ દેખાડયો; પણ બીજા મારફતે કવિને ખબર આપી, કે—

કવિરાજ ? કહે તો હું છાપરે ચડાવું તને–
ગગને ઉડાડું એક પળને અવાજે,
બાદશાહી ખડી હું કરાવું ત્હારી કવિતાની–
કહે તું, બજાવી ખરેખરી ભાઇ આજે;
ઇનામ અપાવું સોનામ્હોર સાલ જોડી સાથે

વાહવા, બોલે બધાએ રૈયત ને રાજે-
લાડુ પુરી ખવરાવે, ઘૃતથી જો નવરાવે,
તો તો જાણજે કે તને બોલાવ્યો મહારાજે !

કવિરાજ તો બિચારા દેશી રાજના ભલા ખવાસોથી અજાણ્યા હતા-તેણે તો નકી કર્યું, કે—

કાળું મોઢું કરી એનું કાળ કાલ ચાલ્યો જશે,
કુતરાને રિઝવવા થોડી રોટી દઇએ—
ભિખારી બ્રાહ્મણ ભાઇ, લાડુના લુટારા ખરા,
લાડુ ખવરાવી દરશન લાભ લઇએ—
દાંત વિના ફાગણીયા ચાવી જો શકે નહિ તો,
બિરંજ પુરી બનાવી ડાચામાંહે દઇએ—
દેશી રાજના ભૂંડોની ભૂખ ટાળી એવે બ્હાને,
પછી મહારાજાને બે શુકન તો કહીએ !—

કવિરાજે એ રીતે અમલ કર્યો. બીજે દહાડે મહારાજાની ભેટ થઇ. ભલા, દયાળુ, કદ્રદાન, ને આનંદી રાજાએ કવિની કદર કરી, અને લાડુભટને ઇનામ અપાવવા વરદી આપી. અદેખા ભટે તે ઇનામ અદ્ધર ઉડાડી દીધું, અને કવિને ખબર કરી, કે તમારી કવિતાથી મહારાજા બહુજ નાખુશ થયા છે !—કવિને બહુજ આશ્ચર્ય થયું—એકે કદરદાન રાજાની કીર્તિ નબળી થવાની કશી પરવા ન કરનારા પાસવાનો રાજાઓને કેવી હાલતમાં મુકે છે, તેનો ચિતાર નજરે પાડવા માટે આખરે અનુભવનો લાભ લઇને કવિ તો સહિ સલામત છુપી રીતે મહારાજાને ભેટયા—લાડુભટના લાડુની વાત કહાડી—અને તેમનું ભોપાળું બહાર પાડયું. અંતે મહારાજા કુમાર ઇન્દ્રસેન ખેદિત થયા; લાડુભટને પોતાની કને આવતો બંધ કર્યો— ને કવિરાજનો પુનઃ સત્કાર કર્યો; પણ છેવટે જતાં જતાં કવિરાજે આ કવિત સંભળાવ્યું !—

" અજબ અંધારૂં હતું, રાજમાં માલેક તારા
આફ્તાબ ઉગાડી તેં, અજવાળું કીધું,
મારી લુંટી ખાતા તેને, વીણીને નસાડી મુકયા
રાંકને રેવા'નું સ્થળ, સાફ કરી દીધું;
રાજની લગામને રાખી છે તારે હાથ તેથી
વાઘ અને બકરીએ, સાથે પાણી પીધું,
તો પછી આ શાયરોને, દાળદર રહ્યું શાંને
શું એના નસીબમાંથી, પાછું ખેંચી લીધું ? 1
રાજાઓનો રાજ તું છે, ગરીબ નિવાજ તું છે
દિલ દરિયાવ તું છે, તેને શું શું કૈ'યેં,
કુતળાંને કળશી ને, હાથીને ન્હૈં તણખલું
આને શું માલેક તારી, કદ્રદાની કૈ'એ ?
રોટલીના ટુકડાએ, કુતરાંઓ રીઝે અને
સુખડીને સુંડલે એ, હાથીઓ ન રીઝે,
તે હાથીઓ તોડી પાડે, વનમાં લોઢાના બાર
એવે ટાણે કુતરાંથી કાંઇએ ન સીઝે ! ૨
લાયકને લાયક હમેશ કામ સોંપવાનું
કીડીઓને કે'વું કે તે, કણ તાણી લાવે,
ગધેડાને કે'વું નહિ, રૂઆબ બેસાડવાનું
કેસરીને કે'વું કે તે, જંગલો ગજાવે;
હોદ્દો તો હમેશ શોભે હાથીઓની પીઠ માથે
ગધેડાની પીઠ માથે, મૈડીઆ લદાવે
શોભે બધું કામ, ચાલે આમ બધે સરખું જો,
જે જે જેનું તે તે, તેની પાસે તું કરાવે. ૩
રાયમાંથી રંક અને, રંકમાંથી રાય કરે

તું તો પળવાર માંહે, અમે એમ જાણ્યું,
તોય કદી કામા કરે, તું બંધાય ઉંધે ઉંધા
તો માલેક અમે કદી, હુંતો ન વખાણું;
ગધેડાની પીઠ માથે, અંબાડી ચડાવ અને
કૂતરાંને હાથી માથે, તું કદિ પલાણું,
શેરને તું પાંજરામાં, ભુખે રાખી ગોંધી માર
હંસ તણી પાંખ ટુંપવાનું આણે ટાણું. ૪
પોપટોને પીંખી નાખે, અને કાગડાને તું જો
વસવા પીંજર આપ, સરસ સોનાનું,
શિયાળોને પાસે રાખી, બાજી હાજીથી થઈ રાજી
બંધ કરે બારણું તું, મધુરી મેનાનું;
કોયલોના કલરવ તણી તું ન કદ્ર કરે
કુકડાંના કુકડે કુકુને તું વખાણું,
વાંચે નહિ કદિ સુણી, મોર કેરા કેકારવ
રાચે તું ચકાક સુણી, તિત્તરનું ગાણું; ૫
ગાયની સંભાળ ન લે, ડુક્કરને પાળ પ્રીતે
ચતુરને ફુવડ તું, બીબી પરણાવું,
બેવકુફ હોય તેને, અખુટ દોલત આપ
શાયરોને ધન માટે, અતિ તરસાવું;
આવા કામ કરી કદિ, કહે કે "હું છઉં ડાહ્યો
એને સાચું કરી કેમ મન સમજાવું!"
જેહ નિશ્ચય માની બેહું, "ભાંગ–ગાંજો–દારૂ–પીવા–
વાળા વિના બીજું કોઈ, કરે નહિ આવું!" ૬
એક વેળા કહી દેને મારી પાસે દામ નથી
સાધુ અને શાયરોને, આપવાને કાંઇ,

ખુશામતખોર અને, ખટપટી પાપીઓને
ખોબલે લુંટાવી દીધી, છેવટની પાઇ;
હરામનું ખાય તેને હું હરોજ ખુબ આપું
હલાલનું ખાય તે તો, મરશે રિબાઇ,
ભરેલામાં ભરૂં અને, પડેલાંને પાટુ મારૂં
છતાં કે' સેતાન સાથે, રાખું દુશ્મનાઇ! ૭
ભલે હોય દુશ્મનાઇ, સેતાનની સાથે તને
અમારે છે નહિ કાંઇ, તેનું લેવા દેવા,
સેતાનને કાઢી મૂક, અને તેના સેવકોને
ક્રોધ કરી કદિ જો તું, માંડ ધક્કે દેવા;
ભોગવે સઉનાં કર્યાં, પણ તેમાં સૂકાસાથે
અવિચારે લીલું કાં તું, માંડે ફુંકી દેવા,
અમે છે સહાય તારા, અને તેથી સર્વેકેરા ૮
શાયરોને ઘટે નહિ, આવા હાલ દેવા!
જો તું કદિ વરસાવે, દરિયાના જઇ એને
ખારવાળી જમીનમાં ખુબ તો શું પાકે
નવાણુ તું પૂરી દીએ, મોટા મોટા પથરાથી
અને પછી ઉખરમાં, કોપ જૈને હાંકે;
એવાં એવાં કામો કરે, અને દાખવી રૂઆબ
ડરાવી મારવા ચાહે, શાયરોને ધાકે,
(પણ)શાયરો નિવાજ્યે રીઝે, રાજી રાજ્યે રહે અને
ખીજે તો ચડાવે તુંને, દુનિયામાં ચાકે! ૯
કુતરાં ન રાખીએ જે, તળીઆ ઝાટક ચાટે
ગળાં એનાં મોટાં અને, પેટ એનાં નાનાં,
ખુશામત કરે અને, પુછડી હલાવે લોટે

વિવેક વિનાનાં ભસે, દેખી મોટા નાનાં;
રાખીએ તો હાથીઓને, રાજતણી શોભા અને
વખ્ત પડે કામ કરે, સર્વે મોટાં નાનાં,
ભલામાંથી દોષ કાઢે, ભુંડામાંથી ગુણ ગ્રહે
એક આવા બીજા આવા, મૂરખ ને દાના! ૧૦
શાયરો છે રાજનાં, રૂડામાં રૂડાં રમકડાં
અમુલખ રાજ એ તો, મુલ્કે ખરીદાએ,
ખાડામાં પડતાં એ તો હાથ પકડી બચાવે
હિંમત હારંતાં શૂર, ચડાવે લડાઇએ;
નેક આપે સલાહ ને ટેક આપે જાળવાવી
એક બોલ્યા તે તો, બોલ્યા ના ફરાયે,
મરતાં ન સંગ મૂકે, જાન ગયે જંગ મૂકે
નવા નવા રંગ મૂકે, પોતાની કળાએ; ૧૧
અને જશ ગાયે ઘણા, અન્નદાતાના જીવંતા
મરતાં અમર કરે કીર્તિ ગુણ ગાને,
પૃથ્વીરાજ મહારાજ, ને શિવાજી છત્રપતિ
આપશે જબરદસ્ત, સહાદત આને;
ખીજવ્યે ખરાબ કરે, નીચું જોઇ હા કહેછે
પુછી જો આ મહંમદ ગીઝનવીનાને,
માટે તેને ખીજવ માં, રીઝવ જરૂર એને
નહિ તો ગવાશે ઘોળ, ચડી પોથી પાને! ૧૨
પડાળ ઉલાળી બેઠો, મુંજી આવ તખ્ત હેઠો
અમોને જાણીને આમ, રાંક રોવરાવે!
વરસાવ વરસાદ, સાંભળ અમારી દાદ
બાદશાહી બરબાદ, ન્હૈં તો થાશે હાવે,

ખીજાણો તો રાખ યાદ, છુટી જાશે તારૂં પાદ
આંગળી મોઢામાં ઘાલી, પરાણે બોલાવે;
ફજેત ફજેત તને, કરી દઇશ કોક ટાણે
બસ કર હવે મારો, મગજ ગયો જાવે ! ૧૩
અરે શો ગજબ કે, માલેક તારા રાજ માંહે
શાયરો છે મુફલીસ, ખબર ના તુને !
બીજો તારો ચળકાટ, રાજની જાહોજલાલી
માટી મહીં મળી જાશે, કાળ મુકે કોને ?
માટે શાયરો રીઝાવ, અમર કીર્તિ કરાવ
ન્હૈં તો કોઇ જાણુશે નહિ આદમોમે ખુણે.
સમજુને માટે બસ; ભુખે મરે શાયરો ને
પૃથ્વીપાળ પૃથ્વીપતિ, કોણ કે'શે તુને ! ” ૧૪

**"આદિલ."**

સ્વાર્થ પરાયણ માનવીઓ જે કોઈ પોતાનું કર્તવ્ય સમજે છે, તે સદા યત્નમાં સફળ થાય છે; પણ રાજા કે રંક પોતાની સ્વધર્મ ફરજ સમજતા નથી; તેની અધોગતિ થાય, તેમાં નવાઇ નથી. આપણે કેવળ સારૂંજ ઇચ્છીયે છીયે, પણ તે ઇચ્છા ફળીભૂત કરવાને તેવાં સારાં કામોની અગત્ય વિચારતા નથી ! એક વિદ્વાન નર આ જે પ્રશ્નો કરે છે, તેના પ્રત્યુત્તરો જાતે મેળવીને તેનો ઉપયોગ કરવા જેવું છે.

## પ્રકરણ ૧૭ મું.

### કુસુમના છોડ ઉપર કૂહાડાનો ઘા !

"પ્રિયા ? આ કુંજમંડપ જોયો ?" ઇંદ્રકુમારે હસતે વદને પ્રશ્ન કર્યો !

" હા, પ્રાણનાથ! કદળીની કોમળતા જાણે કોઇ કિશોરીના કોમળ અંગનું ભાન કરાવે છે!"

" જાણે કૃષ્ણ પ્રભુને ચોમેર મધુવનમાં ફરી વળેલી ગોપિકાઓ, ખરૂં!"

" હા–અને તેના ફળનો માવો, તે શું નાથ?"

" તે અંતઃકરણનો નિર્મળ સ્નેહ! તમે તે સ્નેહનો સ્વાદ જાણ્યો?"

" હા; કેળ એકજ વાર ફળે છે, સિંહણ એકજ વાર જણે છે, સત્યવાદી એકજ વચન બોલીને પાળે છે, પતિવ્રતા એકજ પતિ ભજે છે, અને સ્નેહી એકજ સ્નેહને જપે છે!"

" શું આ બગીચાની ચોમેર કુસુમો ખીલી રહ્યાં છે, તે રીતે?"

" ના; તે તો માત્ર શોભે છે. પણ તે માંહેલી સુગંધી પેઠે!"

" તે કુસુમ તો સાંજે કરમાઇ જશે!"

" પણ જો તે જમીનમાં દટાઇ જશે, તોયે તે પોતાની સુગંધી મુકતાં જશે. કવિ કહે છે કે,

" મળી જશે સુગંધદાર ફૂલ નિત્ય ધૂળમાં,
તથાપિ વાસ તો રહી જશે જમીન મૂળમાં;
કીધાં હશે સુકામ તે સદા રહી જશે ભલાં,
અખંડ ખંડમાં પ્રકાશતાં થશે ખરેખરાં."

" વૈકુંઠનું સુખ કેવું હશે?"

" હું આ સુખ કરતાં વૈકુંઠમાં વધારે સુખ માનતી નથી. જે પ્રિયા પોતાના પતિના લાડમાં, સ્નેહમાં ઝુલે છે, કામદેવ અને રતિ સમાન રૂપ–રંગ અને પ્રેમ છે; આરોગ્યતા અને સાહ્યબી છે; તો પછી તેના કરતાં અધિક વૈકુંઠમાં શું હશે?

" આ વેળા તું કયાં, ને કેવી સ્થિતિમાં છે?"

" હું કૃષ્ણના ખોળામાં બેઠેલી રાધા જેવી રાણી લાગું છું, દ્વારિકામાં–વૈકુંઠમાં ઝુલતી બેઠી છું. "

" અને સત્યભામા ? "

" હા ! તે બિચારી ગઇ ! "

" જો તું એ રીતે અપમાન પામી હોય, તો ! "

" મેં કશો ઢોંગ કર્યો નથી–ને કરવાનીયે નથી. "

" તું ધારે છે, કે તે ઢોંગી હતી ? "

" તમારૂં અંતઃકરણ શું કહે છે ? "

" મને તો તે સત્ય લાગે છે–આજ રાત્રે મને એક સ્વપ્નું આવ્યું, એક વનમાં શિકાર કરતો શિકારી ભૂલો પડયો, ને મુનિના આશ્રમમાં આવી ચડયો; ત્યાં એક સુંદરી દીઠી ! "

" હા; હા; હા; તે તો હું પોતે ! " રનાદેવડી હસી પડી.

" પછી તો સાંભળો ? મેં તેને હાથ લગાડયો, કે તેનું સ્વરૂપ નાગણ જેવું થઇ ગયું–અને તેણે મ્હારી સામે ડાચું ફાડયું ?

" હાય–હાય ! પછી ? "

" પછી પાછળ ઉભેલી કોઇ યોગિનીયે મને બચાવી લીધી. "

" હા; હા; હા; ! કેવી ભ્રમણા ? તમને શિકારનો શોખ છે, તેથી વન વગડાનાં પશુઓનો ભય દ્રષ્ટે પડયો ! પણ એ સ્વપ્નાં સાથે કિશોરીના કૃત્યને શું સંબંધ છે ? "

" જાણે પેલી યોગિની તે કિશોરી જેવી લાગી, ને હજી સુધી મ્હારી મન–દષ્ટિમાં તે દેખાય છે !"

" કિશોરીએ કદાચ વશીકરણ કર્યું હોય ? તમે તેનો સ્પર્શ કર્યો હતો ? આલિંગન–ચુંબન કર્યું હતું ?"

" હા: મેં તેના શરીરનો સ્પર્શ કર્યો હતો, અને મેં પતિ તરીકેનો પ્રેમ–ધર્મ બજાવ્યો હતો."

"ત્યારે તો રખે તમને જાદુ કર્યું હોય!"

"મ્હારૂં અંતઃકરણ બહુ ડંખે છે. રાજમાતા અને કિશોરી વીરપુર છોડી ગયાં. જો કે યાત્રા નિમિતે નીકળી ગયાં; પણ વીરપુરની રાજધાની સુની સુની લાગવા માંડી છે!"

"તે માટે તો આપણે વીરપુરથી પચીસ માઇલપર આ રમણીય સ્થાનમાં આવ્યાં છીયે-"

"હા; પણ અહીંએ ચેન પડતું નથી."

"તો કિશોરીને પાછી બોલાવીએ!"

"તું મર્મમાં બોલે છે. દેવડી? મ્હારૂં કહેવું તું હજી સમજી શકી નથી. હું એમ માનું છું કે, કિશોરીને ગેરઇન્સાફ થયો હોય, તેથી મ્હારા અંતરમાં ડંખ તો ન થતો હોય!"

"તે ડંખ ટાળવા માટેજ તેને બોલાવીયે! અગર આપ તે તરફ પધારો. કાશી રાજા જેવો સમર્થ મહારાજા આપની યથેષ્ટ પરોણાગત કરશે!"

"માતાજી ત્યાં જવાનાં નથી, એમ દિવાન કહેતા હતા!"

"કિશોરી પોતાના પિતાને મળ્યા વિના કેમ રહે?"

"અને જો તેણે આ વાત કહી દીધી, તો?"

"તો વળી શું? રાજા ને ગમી તે રાણી! શું તમને બ્હીક લાગે છે?"

"કાશીરાજાના મનને કેવું ખોટું લાગે? વીરપુરનો કુંવરડો કાશી કુંવરીને ક્યાંથી પરણી શકે! માતાજીજ એક વેળા કહેતાં હતાં, કે અહોભાગ્ય વીરપુર મહારાજાનાં!"

"એટલી બધી જંખના કરવી શા માટે જોઇએ? આપ ખુશીથી કિશોરીને લ્હાવો આપો. મ્હારા મનનો આનંદ તૃપ્ત થઈ ગયો છે"

"ધારો, કે કિશોરીને મ્હારી મુલાકાતનું ફળ પ્રાપ્ત થાય, અને તેને પાટવી કુંવર—

"પાટવી કુંવર આવે? કિશોરી રાજમાતા થાય, હા–" આટલું બોલતાંજ દેવડી મુર્છિત થઇ ગઇ. કુંજ મંડપના બાંકપર કુમારના ખોળામાં ઢળી પડી—

"સાવધ! દેવડી? સાવધ થાઓ! હુંતો માત્ર વિનોદ કરૂંછું." કુમાર સુગંધીમય રૂમાલથી મુખપરના મોતીયા લુછવા લાગ્યો. રનાદે જરાવારે ઉઠી.

"મને મહેલમાં જવા દો– મ્હારી તબીયત બગડી ગઈ છે."

"હા, ચાલો–પણ તમારે આ વિનોદ વિષે કશી શંકા લાવવી નહિ!" કુમારે હાથ પકડયો–અને બન્ને મહેલમાં ગયાં. કુસુમના છોડપર દવ પડયો! હિમ પડયો! ના, ના, કુહાડો પડયો!–દમ્પતી, મહેલમાં જતાંજ એક સ્વારે આવીને ચીઠી આપી, તેમાં રનાદેવડીપર ખુનના કામમાં સામેલ થવાનો આરોપ હતો, ને તેમને કબજે લેવાનું વારંટ હતું!—દિવાન તરફથી આ ખબર લઇ સિપાઇ એકદમ ઘોડો દોડાવતો આવ્યો હતો. કુમારને તાકીદે વીરપુર તેડાવ્યો હતો. રનાદે તરતની ગભરાયલી હતી. નવો સંદેશો તેની કોમળતાને દગ્ધ કરનારો હતો–અંતર–કમળ છેદનારો હતો.

માણસ જયારે અવિચારી અને ગંભીર ભૂલ કરે છે, તે પોતાની સમજશક્તિથી કંઈ તદન અજાણ્યો રહેતો નથી. કદાચ કોઇ પ્રકારના આવેશમાં એ ભૂલ પસાર થવા દે છે, તો અંત્તરાત્મા તેને યાદ આપે છે. અને તે ડંખ વારંવાર સતાવ્યા કરે છે. અનેકવાર એવા દાખલા બને છે, કે એક માણુસ બીજાનું અપમાન કરી દે છે, પણ તે ભૂલ થોડાજ સમયમાં પોતાને દુઃખ કરે છે; કેમકે જે માણુસનું અપમાન કરેલું હોય, તેનોજ તેને ખપ પડે છે! એ ખપ એવો હોય

છે, કે તેમને નમન કર્યા વગર ચાલતું નથી. એ વેળાએ માણસ પોતાની ભૂલ જોઇ શકે છે; અને મનસ્વી કહે છે કે, "આ કામ ન કર્યું હોત, તો કેવું સારૂં ?" પણ "હોત પદારથ હોત હય!"

કાશી કુંવરીનો પરિત્યાગ કર્યો, એ ડંખ કુંવરના હૃદયમાં તાજો થયો છે, અને હવે શું પરિણામ આવે છે, તે જોવાનું છે.

## પ્રકરણ ૧૮ મું.

### રાજ મામલો—આપદ્કાળ!!

રાજકુટમ્બની ગફલતીનો લાભ લેનારા, અને ભોળીયા રાજાઓની ભલાઇનો બદલો લેનારા, કેટલાક પાપી પાશબાનો, પોતાના યત્કિન્ચિત લાભ માટે, રાજકુળનો નાશ કરે છે! અનેક રાજ્યોમાં જોવામાં આવશે, કે રાજનો અને રાજકુળનો નાશ કરનાર રાજસેવકોજ હોય છે! જે રાજનો મંત્રી ઘણો વફાદાર હોય, તેનું રાજ કશી રીતે ભયમાં આવતું નથી; પણ તેવા સુજ્ઞ મંત્રી મળવા એ દુર્લભ છે; ને જો મળ્યા હોય, તો તેને નીભાવી રાખવા એ પુન્યશાળી ભાગ્યવંત રાજા સિવાય બીજાથી બનતું નથી.

આજ કાલ તો ખુશામતખોરાઓનું પ્રાબલ્ય વધી પડયું છે. આગલા કાળના સુજ્ઞ રાજાઓ પોતાની ભૂલ જોઇ શકતા, અને વિશ્વાસુ દિવાનનો ઠપકો સાંભળી શકતા હતા. આજ તો તેવા રાજાઓ પણ નથી; ને તેવા સ્વતંત્ર મનના રાજહિતેચ્છુ દિવાન પણ નથી. જે કોઇ હશે, તો તે અપમાન પામીને ઘેર બેઠાજ રાજહિતનો વિચાર કરતા હશે!!

વીરપુરના પ્રપંચી દિવાન અને હરામખોર માસ્તરે, રાજહિતેચ્છુ

પ્રાઇવેટ સેક્રેટરી કુન્દનલાલનું અપમાન કરાવ્યું; અને બન્ને તાગડધિન્ના કરવા લાગ્યા. રાજાને લફરૂં લગાડી દીધું, ને રાજ લગામ હાથમાં લઇને મસ્તાન ગોધા પેઠેમ ફરવા લાગ્યા. દિવાન છાકટો હતો, નિમકહરામ હતો, કુજાત હતો! બડેખાંને બકરાં લાવી આપનાર, રંડીઓ પુરી પાડનાર, ને જો ખપ પડે તો ઘરની વાંદરીને તથા રાજની રાણીને પણ નિવેદન કરવાને ચુકે નહિ, તેવો હતો! અફસોસ!

વીરપુરનાં નવાં રાણીપર ખુનની કોશિષમાં સામેલ થવાનો આરોપ લાગુ થયો, ને તે માટે કલેકટર સાહેબ તરફથી વારંટ આવ્યું; એવો દિવાને ખોટો બુટ્ટો ઉઠાવ્યો. રાજની તિજોરી ખાલી કરવાની તક મળી. રાજાને નમાવવાનો, ને દબાવવાનો ચાન્સ મળ્યો. માસ્તરને આ કામથી અળગો રાખ્યો. કેમકે કદાચ બડધા ફોડ માસ્તર દિવાનનું ભોપાળુ ફોડી દે, તો લાખની ઉપજ રાખમાં રોળાઇ જાય!

રનાદેવડીના અંતરમાં કુદરતેજ આભાસ બતાવી દીધો. તેની તબીયત એકાએક બગડી આવવાનું કારણ પ્રેમીના પેટમાં પેદા થયેલો સળો હતો. દિવાનનો કાગળ આવ્યા પછી કુમારના મનમાં સંદેહ ઉત્પન્ન થયો હતો. રનાદેવડી રખે પિતાના પ્રકોપની સામે થઇને તેનું ખુન કરી ન્હાસી આવી હોય! રખે તેનો પિતા મરતી વખતે જુબાનીમાં પોતાની દીકરી પર ત્હોમત મુકી ગયો હોય! અફસોસ! એક મહા પવિત્ર મનની કાશી કુંવરીનો ત્યાગ કર્યો. બીજી બાજુથી રાજમાતાનો નિસાસો ગ્રાહ્ય કીધો. ત્રીજી તરફથી રાજહિતેચ્છુ ખાનગી સેક્રેટરી કુન્દનલાલને અપમાન સાથે દગો દીધો, તેથી રત્નલાલ ઝવેરી જેવા વગવાળા ને તવંગર ગૃહસ્થનો નાતો પણ વિચ્છેદ થયો. રાજમાં સલાહ લેવા લાયક અને આપદ્કાળે ખરા જીગરથી સહાય કરનાર કુમારને કોઇ નજરે ન પડયો. રનાદે મનની મુઝવણ થવાથી પલંગપર પડી. વગડામાં વસવાટ કીધો. નોકર જોડે શો ખુલાસો થાય!

દિવાન નાલાયક છે, એ પોતે સારી રીતે જાણતો હતો. હવે તેની આંખ ઉઘડવા લાગી. હવે તેને માલમ પડયું, કે પોતે વગર વિચારે આકળાપણાનાં એક મહા અપરાધ કર્યો છે, ને તેનુંજ આ પરીણામ છે.

"રખે માતાએ પોતાના કુંવરની આડી ચાલની શિક્ષા કરાવવા આ પ્રપંચ ઉભો કર્યો હોય! રખે દિવાનને કબજામાં રાખીને આ પ્રપંચ ઉઠાવ્યો ન્હોય! હા! પણ કલેકટરનું વારંટ કયાંથી આવી શકે! જરા વાર વિચાર કરતાં માલુમ પડયું, કે નવો સીવ્હીલીયન અમલદાર કુન્દનલાલનો જમાઈ છે! જો તેમ થયું હશે, તો નક્કી બેઆબરૂ થવાનો વખત આવશે. હવે શું કરવું?" તેની વિમાસણમાં કુમાર ગદગદીત થઇ ગયો. રનાદેવડીને આ વાત જાહેર થતાં આંચકો લાગ્યો. આખો દહાડો એજ વિમાસણમાં પસાર કર્યો. રનાદેના મનને લાગ્યું, કે કુમારની ઉદાસી વા નીરાશાનો ગમ પોતાની તબીઅતને લીધે છે. કુમારે પણ એવોજ દેખાવ કર્યો. જો દેવડીની તબીયત સારી થાય તો તરત કુમારે મોટરકારમાં વીરપુર ઉપડી જવા ધાર્યું.

કુમાર વિચારગ્રસ્ત હતો, તેટલામાં દિવાન પોતે આવ્યો. પ્રત્યુત્તરની વાટ જોઇ, પણ સવાર પાછો આવ્યાથી અને કુમારને સપડાવવાનો એકાદ લાગ જાણીને દોડતો આવ્યો. કુમારને ખબર આપી, દિવાને તરકટ ચલાવ્યું.

"ગરીબપરવર! આપણે તાકીદે જવાબ દેવો જોઇએ."

"મને સુજ પડતી નથી. આપણે શું જવાબ દઇએ! રાણીને સોંપી તો દેવાય જ નહિ!"

"કૃપાનાથ? આ કેસ માટે અયોધ્યા જવું પડશે. ત્યાંના કલેકટર તરફથી અહીંના ઓફીસર પર હુકમ મોકલાવેલો છે."

"ત્યાં કોણ ઓફીસર છે?"

"રાજેન્દ્રલાલ નામનો કોઇ નવોજ સીવ્હીલીયન છે!"

" અને આપણે ત્યાં નવો અમલદાર કોણ આવ્યો છે ?"

" સુરેન્દ્રલાલ નામનો છે. કહે છે કે બન્ને ભાઈ છે."

" તે તો આપણા કુન્દનલાલના જમાઈજ હશે !"

" હા, મને પણ એમજ લાગે છે, અને આ નવો ખુટ્ટો ઉઠાવવામાં કુન્દનલાલનો હાથ હોય ! કુન્દનલાલે થયેલાં અપમાનનો બદલો લેવા, અયોધ્યા પ્રાંતના નવા અમલદારને ઉશ્કેરીને આ કામ કરાવ્યું હોય; કેમકે ઘરનો વાણો ને ઘરનો તાણો.

" દિવાનજી? ત્યારે તો મારી નાખ્યા ! હવે શું કરીએ !"

" અરે સાહેબ ! એમ ગભરાઓ છો શું ! તિજોરી ક્યાં ઉડી ગઇ છે ! દામ કરે કામ, ને બીબી કરે સલામ."

" દિવાનજી ! રાજ મામલો વિચિત્ર છે. કદાચ લાંચ આપવા જતાં નવા અમલદારો પોતાનો સિક્કો બેસાડવા આપણને ઉઘાડા પાડે, તો ?"

" એ નવા બાવાને ગણે કે પુછે કોણ ! આપણે તો થડનેજ પકડવાં. ડાળીઓને નહિ !"

" તમારી વગસગને લીધે તેમ કદાચ કરી શકો, તો ભલે; પણ સંભાળજો. આપણા શત્રુઓ બહુ છે."

" કાશીરાજા પણ હવે દુશ્મન થયા. રાજમાતા પણ કદાચ અપમાનનું વેર લેવા આ કેસમાં સામેલ થયાં હોય !"

" મને કશી સમજણ પડતી નથી. હું તો મુંઝાઇ ગયો છું. રાણીની તબીયત બરાબર નથી. એક તો દેશની આંખે ચડયા છીયે. લુટારાની કન્યા લાવ્યા, તેથી રજવાડાને કશું રૂચતું તો નથી; તેમાં આ તોફાન ઉઠશે, તો જીવવું વૃથા થશે. દુશ્મનો હાંસી કરશે, ને કદાચ પદભ્રષ્ટ પણ કરશે. જો તમારો વિચાર હોય, તો કુન્દનલાલને તેડાવીએ."

"ના, રે સાહેબ! શું અગ્નિમાં ઘૃત હોમવા તેડાવવો! આ તમારો ગુલામ એકે હજાર છે. પણ હવે ધનજીભાઇનો હુકમ—"

"તિજોરીમાંથી તથા ડીપોઝીટમાંથી નાણું ખરચો, ને તે ઉપરાંત જર, ઝવેરાત વેચીને પણ લાજ રાખો. તમે એકદમ જાઓ. સાહેબને મળો. વારંટ પાછું ખસેડાવીને માત્ર રાણીનો જવાબ મેળવવાની નોટીસ મંગાવી કામ બંધ પાડો—જો વધારે નાણું જોઇએ, તો મુંબઇ જઇને ત્યાંથી મેળવો. તમારે આ વખતે ખરી વફાદારી બતાવવાની છે—તમને સારો બદલો મળશે. રાજ તમારી કદર કરશે."

"આ દેહ આપને શરણ છે—મ્હારો જીવ આપવો પડે, તો શું છે! એવાં તો હજારો કામો ઉડાવી દીધાં છે. અમે તે મુત્સદીના બેટા છીએ, કે હજામના? સોનાપુરના રાજાએ ઢેડના છોકરાને જન્મતાંજ રાણીજાયો કરી દીધો હતો, ને પાછળથી સરકારે વાંધો લીધો હતો—પણ બંદાએ કેસ આખો ઉડાવી દીધો હતો. સાહેબની આંખોયે અંજાવી દીધી હતી. મોટા સાહેબો તો અમારા તરફ જ વિશ્વાસથી જુએ. પછી ગરદનપર બેસતાં અમે વાર લગાડીયે! જયપુરના ઠાકોરે તેના ભાયાતનું ખુન કરેલું, તે પણ બંદાએ ઉડાવેલું! તો પછી આ કેસ તો શું વીસાતમાં? જેનું લુણ ખાધું, તેનું હક ન કરીએ, તો માતાએ નવ મહિના ભાર શા માટે ઉપાડયો? હમે જીવતે તમે જેવા રાજવંશીઓ દુઃખી થાઓ, તો પછી અમે મુત્સદી શા કામના? ત્યારે તો ગુજરાતી કારભારી શેના? અદ્ધર લાકડાં લડાવવાં—અને અદ્ધર ખુનો ઉડાવવાં; એ તો અમારા જેવા કારભારીઓનુંજ કામ છે! તમે શાન્તિથી આનંદ ભોગવો. જ્યારે આપ નામદારે ધનની છુટ આપી છે, ત્યારે હવે દમડાથી દેવ નમાવીશું!" એટલું કહીને તરત દિવાન ઉઠયો. કુમારને ધિરજ આવી. નિર્દોષ કુમાર શું સમજે, કે દિવાનનો આ નવો પ્રપંચ હતો! પૈસા ઓકાવવાનો આ નવો દાવ હતો! સરકાર તરફથી

તો માત્ર તપાસ થવા કાગળ આવ્યો હતો, ને ખરેખર રાણીના મુખની વાસ્તવિક હકિકત મેળવવાની હતી; પણ દિવાને મચ્છરનો હાથી બતાવ્યો હતો. રાજાઓ ક્યાં તપાસ કરવા જવાના હતા ? તે કામ તો દિવાનનું હતું ? વળી ખરી વાત ક્યાં હતી ? ખોટી વાત ઉડાવતાં વાર શી હતી ? અજાણ કુમાર ક્યાં સમજે છે, કે આવા દિવાનો પોતાનું પેટ ભરવા માટે, સાહેબોને નામે શું શું દાવપેચ રમાડે છે! ભલા ને ભોળીયા રાજાને પરવશ કરી દઇને પારકાને નામે નાણું ઓળવે છે ! કોઇ કોઇ રાજાઓને પણ આવા ભ્રષ્ટ દિવાનોથી શક પેસી ગયો હતો, કે કોઇ કોઇ સાહેબ લાંચીયા છે ! અને તેથી સ્વચ્છંદપણે વર્તીને પોતાનો ગુન્હો પૈસાથી દાબી શકાય છે ! આ રીતની ભૂલ દેશી રાજ્યનું નખોદ વાળવા પુરતી છે. કેટલાક નિમકહલાલ દિવાનો રાજની જાળવણી માટે પોતાના વંશજોનું જીવન પણ રાજને અર્પણ કરી દે છે; એવા દિવાનો લીલું નાળીયેર ને સૂકા ગોળ લઇને ઘેર બેસે છે; જેવા કે કુન્દનલાલ ! પણ આ દિવાન જેવો જૂઠા સોગન ખાનારો, છાકટો, બ્હેન–દીકરીની કને જાર કર્મ કરાવનારો, ધર્મભ્રષ્ટ, ખુશામતીઓ અને ચાણ્ડાળ કોઇકજ હશે, કે રાજનું અહિત કરીને પોતાનું તથા પારકાનું પેટ ઠારે ! જેમ પાંચ આંગળી સરખી નથી, તેમ બધા દિવાન આ પાપી જેવા હોતા નથી; પરંતુ આ કાળમાં એવાજ તીસમારખાં ફાવી શકે છે. જમાનો વિચિત્ર છે. ઇન્સાફ ખરો છે. વડા અમલદારો કદી પણ કોઇની પરવા રાખતા નથી. ડયુટી અને જસ્ટીસ એ પોતાનું હીત ગણે છે; પણ આજુબાજુના કામ લેનારા હલકા લોકો તેઓને નામે ઘણું લૂટી ખાય છે, ને ભલા તથા ઉદાર દીલના વડા અમલદારો કદાચ તે લોકોની કસુર કોઇ વેળા જાણે છે, તો તે ભલાઇથી દર ગુજર કરે છે. તેનો લાભ આપણા દેશીઓ અવળે માર્ગે લઇને પોતાનું સત્યાનાશ વાળતા જણાય છે.

દિવાન મદમાતો ને હરખાતો કુમારની રજા લઇને વીરપુર પ્હોંચ્યો, અને તિજોરી તળીયાઝાટક કરીને સાહેબને મળવાને બ્હાને પોતાની ખાનગી જગ્યામાં પ્હોંચ્યો. ત્યાં ધન દાટીને પાછો આવ્યો, અને નોટીસનો જવાબ આપવા માટે સાહેબ કને થોડા દિવસની મુદત માગવામાં આવી. એક કાગળ સાહેબને બીડયો, ને બીજો પત્ર મહારાજાને મોકલ્યો. તેમાં કુમારની ઇચ્છા પ્રમાણે નોટીસ મારફતે માત્ર જવાબ આપવાનું કામ પાર પાડેલું છે, તેવું જણાવ્યું. કુમાર તો આ દિવાનની શક્તિપર આફ્રીન થયો—ને શાન્તિ પામ્યો.

'કૂડ ત્યાં ધુળ' એ કહેવત ખોટી નથી. દિવાન પોતાનો સ્વાર્થ સાધ્ય કરવા બહારગામ ગયો. અહીં પેલા માસ્તરે તેનું ભોપાળું ફોડી નાખ્યું. આ કામમાં માસ્તરને સામેલ કરવામાં ન્હોતો આવ્યો, અને ખરેખર ધન પેદા કરવાનો આ વખત સારો હતો. માસ્તરને એથી ગુસ્સો ચડયો, અને રાજગઢમાં ચાલતી ગડબડ સંબંધી તેણે બાતમી મેળવી. દિવાનનો એક ભાણેજ ભલો ને ભોળો હતો. તેને ખબર ન હતી, કે માસ્તર આ કામથી અજાણ્યા છે. અને મામાજી-એ આ કામ તેમનાથી ગુપ્ત રાખેલું છે. માસ્તરે દિવાનના ભાણેજ કનેથી સઘળી બાતમી મેળવી લીધી. " દિવાન સાહેબ તાકીદની ગડબડમાં અહીં તહીં ઉતાવળે જવાથી પોતાને પુરી વાત કરી શકયા નથી; પણ હકિકત જાણે છે " એવી વાત દંભી માસ્તરે પેલા ભાણેજને કહી. ભાણેજે તે ખરૂં માન્યું. અને છેવટે તિજોરી પણ ઉડાવી છે, એ વાત કહી દીધી. ખરી હકીકત પણ જણાવી દીધી. નોટીસને વારંટનું રૂપ આપવામાં આવ્યું છે, ને સાહેબને નામે લાખો રૂપિયાનું ઝવેરાત તથા માલથાલ હજમ કરી ગયા છે, એ બનાવ કહી દીધો. માસ્તર તો દિવાનનો દિલોજાન મિત્ર છે, એમ એ ભલો ભાણેજ જાણતો હતો, પણ બન્ને જણ સ્વાર્થી મીત્રો છે, તથા એકનો પંજો

બીજાના હાથમાં આવે, તો દાબીને છાતીપર ચડી બેઠા વિના રહે નહિ, તેવા છે, એ ગુપ્ત ભેદથી તો ભાણો અજાણ હતો. માસ્તરને હવે પુરેપુરી બાતમી મળી ગઈ, અને તે પણ લાકડાંને ઘોડે સ્વાર થયો. દિવાન કનેથી કપોકપ લૂટવાની પ્રતિજ્ઞા કરીને માસ્તર તેને ઘેર ગયો. દિવાન બહાર ગામથી આવ્યો, ને આ વાત ચર્ચાવી. દિવાને તેનો જ્યારે ઇન્કાર કીધો; ને બધો માલ પોતે પચાવી દેવા ઇરાદો જાહેર કર્યો, ત્યારે માસ્તરે દમ માર્યો, કે ભોપાળું ખુલ્લું થશે; માટે કાકડીનું ઝેર ઉતારવું સારૂં છે. દિવાને સાફ ના પાડી, ને ઉલટું માસ્તરનું અપમાન કર્યું. પેટભરો હરામખાઉ દિવાન પ્રમાણિકપણાનું ડોળ ઘાલે છે, એવું જ્યારે માસ્તરને લાગ્યું, ત્યારે તેણે કુમારના પરમ મિત્ર માધુભાને આ હકિકતથી માહિતગાર કર્યો. માધુભા વીરપુરમાં થોડું આવતા હતા. તેમનું ઇનામી ગામ વીરપુરથી છ માઇલ પર હતું, ત્યાં રહેતા, ને કુમારને મળવા પ્રસંગોપાત આવતા હતા. કુમાર પર આફ્ત હોવાથી તેની દાઝ ખાઇને આ હરામી કુતરો માસ્તર માધુભાને ગામ ગયો હતો, ને પોતાની વફાદારી બતાવવા લાગ્યો હતો. વળી દિવાને આ પ્રપંચ કર્યો છે, તે પોતાને પસંદ નથી. દિવાન પોતાના મિત્ર છે, છતાં તે કુમારશ્રીને દગો દેવા તૈયાર થયો છે, એ મતભેદને લીધે પોતે આ હકિકત કહેવા આવ્યો છે, એમ પણ બતાવ્યું. આ ઉપરાંત દિવાને જે કિશોરી સંબંધી પ્રપંચ કર્યો હતો, તે પણ જણાવ્યું. માધુભાએ માસ્તરના બોલવા પર ભરૂંસો મુકયો; ને આ પ્રપંચમાંથી કુમારને બચાવવાને શો ઉપાય કરવો, તેનો ઉપાય પુછયો. માસ્તરે કહ્યું કે, "કુન્દનલાલના હાથમાં સઘળી બાજી છે, કેમકે અયોધ્યા અને આ પ્રદેશમાં આપણા સત્તાવાળા બન્ને તેમના સગા છે." માસ્તર સારી રીતે જાણતો હતો, કે કુન્દનલાલને અપમાન કરાવનાર દિવાન હતો, ને તેથી આ તક મળતાં કુન્દનલાલ વેરનો બદલો વેરથી લીધા વિના

નહિ રહે, તેથી તેનું નામ આપ્યું. જો કે તે કામમાં કુન્દનલાલની જરૂર નહોતી; કેમકે કેસ ગંભીર ન્હોતો, તોપણ વેર લેવા કુન્દનનું નામ આપ્યું.

અનેકવાર જોવામાં આવે છે, કે શત્રુ પોતાનું વચન-વેર લેવા ભલુ કરી દે છે! જોકે તેનાથી ભલુ તો થઇ શકતું નથી, પણ વેર લેવાના આવેશમાં તેનાથી આ કર્મ થઈ જાય છે.

માધુભાએ તરત ઘોડીપર સામાન નખાવ્યો, ને દોડતે ઘોડે ત્રણું કલાકમાં ત્રીસ મૈલ પ્હોંચી ગયો. પોતાના મિત્ર ઇન્દ્રસેન કુમારને પોતાના આગમનની ખબર આપી. આપદકાળે મિત્ર આવ્યો, તેથી કુમારને બહુ હર્ષ થયો. કુમાર ઘણા માન સાથે ભેટયો. રાણીએ પણં સત્કાર કર્યો, અને બન્ને મિત્રો શિતળ થઇને વાત કરવા બેઠા.

"મિત્ર? હું તને ઠપકો દેવા આવ્યો છું. રાણીસાહેબ ભલે મને અળખામણો ગણે; પણ મ્હારે કહેવું જોઇએ, કે રાણી સાહેબે તમને વશ કરી લીધા છે. ભલે, પ્રેમીયોનો એ ધર્મ છે, પણ તેમાં શું શું ભૂલ થઇ જાય છે, એ આવેશને લીધે સમજાતું નથી. એ ભૂલ પાછળથી પસ્તાવો કરાવે છે, એટલુંજ નહિ; પણ કોઈ વેળા જીવના જોખમ પર વાત આવે છે." માધુભા ખરો જાની મિત્ર હતો, તેથી તેનો ઠપકો બન્ને જણ સાંભળી રહ્યાં.

"માધુભા? હું તો મહારાજાને કહું છું, કે મ્હારા આવવાથી કુટમ્બ કલેશ થતો હોય, તો હું ન્હાસી જાઉં." રના ગદગદતે કંઠે બોલી.

"માધુ, આ વાત વાજબી કહેવાય છે?"

"ના; કોઇને કયાંએ જવાની જરૂર નથી. માત્ર સમજણ ભૂલ થાય છે. તમારા વિશ્વાસુ દિવાનનો આ પ્રપંચ છે!"

"હેં! માધુભા! શું તું ખાત્રીપુર્વક વાત કરે છે?"

"હા. ખાત્રી થયા પછીજ અહીં આવ્યો છું."

"તને કોણે કહ્યું ?"

"માસ્તરે ! તમારા વિશ્વાસુ માણસે મને ખાત્રી સાથે કહ્યું. દેવડીના પિતાના ગંભીર મરણની પોલીસ નોંધ વડા અમલદાર કને જાહેર થવાથી, તે વિષે અહીંના અમલદારને તપાસ કરી અભીપ્રાય લખવા જણાવ્યું, ને તે આધારે નોટીસ આવી છે."

"નોટીસ કે વારંટ !"

"માત્ર નામનીજ નોટીસ !"

"દેવડી અહીં છે, એમ અયોધ્યામાં શી રીતે ખબર પડી હશે, માધુ !"

"પોલીસની છુપી બાતમી કાચી છે ?"

"ત્યારે દિવાને તો મને વારંટ જણાવ્યું !"

"તમે નજરે નજર જોયું, કે તેમના કહેવા પરથી !"

"તેમના કહેવા પરથી; પણ તેથી તો મ્હારી તિજોરીનું તળીયું દેખાશે !"

"અને આબરૂનો વાવટો જમીનતલ જશે–વ્હાલા મિત્ર ! એવા એક પાખંડી માણસનો ભરૂસો થાય ? સારી રીતે જાણો છો, કે આ દિવાન અણગમતી રીતે રાખવો પડયો છે; કુન્દનલાલ જેવા દિવાન જોઇએ, જે રાજહિત માટે જીવ આપે. વળી તે પ્રમાણિક તો ખરા ! આ તો કુતરો છે."

"ત્યારે શું હું ઠગાયો છું !"

"હા; જો મને માસ્તરે ન કહ્યું હોત, તો હું અંધારામાં રહેત ! ક્ષમા કરજો, હું લગાર વધુ પડતું બોલવા ચાહું છું. તમે ઇશ્કમાં આંધળાપણું વોર્યું છે. તમે ભલી ક્ષત્રિયાણીનો શ્રાપ વોર્યો છે. નિર્દોષ કાશી કુંવરીપર ત્હોમત મુકવામાં, ને કુન્દનનો વિશ્વાસ દુર કરવામાં દિવાનનો હાથ છે. રાધા ખવાસણદ્વારા દેવડીને ઉશ્કેરી

દીધાં; ને તમે તે મોહવશમાં દેવડીને રાજી રાખવા માતાજી તથા રાણીને અપમાન કર્યું. ભલા મિત્ર ? આ અપમાન દેવથી પણ સહન ન થાય, હું પણ હાલ તમને ભેટત નહિ; પણ મ્હારૂં લોહી આ પ્રપંચ જાણ્યા પછી ટંકું કેમ રહે ? રાણી તો ઘણા મેળવે છે. પણ તમારી પ્રીતડી તો બસ !—જરા આંખ ઉઘાડો—ભલે, દેવડી તમારી પટરાણી થાય, પણ બે આંખે જુઓ ! વીરપુર રાજ્યની અમર કીર્તિ અને અખંડ પુન્ય જાળવી રાખવું, એ આપનું કામ છે. દીલ લુટાવીયે, પણ આબરૂ ન લુટાવીયે ! બા સાહેબ છાતીફાટ રૂદને વીરપુર છોડી ગયાં. મહારાજા સાહેબ ગુજર્યા પછી કુંવર આમ દગો દેશે, એમ રાજમાતા જાણતાં ન હતાં; ને તેથી તેમણે બહુ બળાપો કર્યો છે. કાશી રાજાએ વીરપુરની ગાદીને કન્યા દીધી નથી. તેમની એકની એક કન્યા તમારા રૂપ પર દીધી નથી. માત્ર મરનાર પિતાજીની મિત્રતાને વરાવી છે. આપે તે જાળવવું જોઇએ, જાણવું જોઇએ છે.

" હું છેલ્લે કિશોરીને ભેટયો હતો. "

" ને પ્રભુ ઇચ્છા હશે, તો થોડાં વખતમાં કુંવરનો જન્મ થશે. પણ તમે તો હજી ઉંઘમાં છો. કદાચ કિશોરીને પુત્ર પ્રસવ થાય, ને તમે અસ્વિકાર કરો, તેથી પ્રસુત ગર્ભની સાક્ષીભૂત થવા માતાજી સાથે ગયાં છે. નહિ કે યાત્રા નિમિત્તે ગયાં છે. મિત્ર ? તમારી સમજમાં ખાંચો પડી ગયો છે. તમે અમારા વડીલ રાજકર્તા, એટલે શું કહીએ ! વળી તમને ખરૂં કોણ કહી શકે ? મેં તો આ જે હતું, તે કહ્યું. હવે જોઇએ તો બંદુકથી ઠાર કરો, કે તરવારે ગરદન ઉડાવો ! "

" મિત્ર ! ત્હારો ઠપકો શીર ચડાવું છું; મેં ભૂલ તો કરી છે; પણ હવે તું માર્ગ બતાવ ! માતાજી, કિશોરી તથા કુન્દનલાલને

પાછાં બોલાવ, અને રાજની વ્યવસ્થાનો બંદોબસ્ત કરાવ—" કુમારે નીમાણે ચ્હેરે કહ્યું.

" અને મ્હારી કસુર હોય, તો મને કંઇ કહો. માધુભા ! "

" બા ! તમે મ્હારા મિત્રનાં પત્નિ, તે મ્હારા સગાં બ્હેન જેવાં છો; પણ તમારી એટલીજ કસુર છે, કે તમે કુમારશ્રીને સારી સલાહ આપી નથી."

" હું વનવાસિની શી સલાહ આપું ! અને હવે જો મેં કંઇ ભૂલ કરી છે, તે બદલ શિક્ષા આપવી હોય, તો કુમારને હું હાથ જોડું છું."

" બ્હેન ! તમારો કશો વાંક નથી. હવે મ્હારી એટલી સલાહ છે, કે તમારે સાસુની સેવા કરવી; અને કિશોરીને તમારાં વડીલ બહેન ગણીને સંપ સલાહથી વર્તવું." માધુભાએ ઉપદેશ કર્યો.

" અમારે બન્નેને માન્ય છે, પણ રાજમાતાનાં દર્શન કર્યાં સિવાય વીરપુરનું પાણી હરામ છે." કુંવરે કહ્યું.

" બાપુ ? એમ આકળા ન થાઓ, હું બધી તજવીજ કરીશ."

" તું પહેલો વીરપુર જઇને માતાજીને તાર કર. તેઓ ક્યાં હશે ? "

" શ્રીનાથદ્વાસ અહીંથી ગયાં છે, ને હજી ત્યાંજ હશે; કેમકે એક અડવાડીઉં ત્યાં રહેનાર છે."

" તો એકદમ તાર કરીને સ્પેશીઅલ ટ્રેનમાં કાલે આવે, તે રીતે બંદોબસ્ત કરાવ; અને મને ખબર આપ, તે દરમ્યાન અહીંજ દિવાનની ગડબડ સંબંધી તપાસ ચાલુ કરૂં છું."

" જેવી મરજી—હું રજા લઉં છું."

" તું જમીને ચાલજે, એક સવારને તાર કરવા મોકલી દે; તું થાકેલો છું." કુમારે આગ્રહ કીધો.

" હા; જરા થાક તો ખાઓ ! " દેવડી બોલી—

" તમે આગ્રહ કરશો, તો કુમારશ્રીને શંકા જશે, અને પેલા

શેક્સપિયરના વિન્ટર્સ-ટેલનું થશે!" માધુભાએ હસીને મશ્કરી કરી-સર્વે હસી પડ્યાં.

"ત્હારી મિત્રતાનો આજ ખરો લાભ મળ્યો; લ્હે, ચાલ, જમતાં જમતાં વાતો કરીશું." કુમારે માધુનો હાથ ખેંચ્યો. સર્વે ઉઠયાં-ને જમવા ગયાં-કુમારશ્રીના હુકમ પ્રમાણે કલાકે તાર લખીને સ્વારને રવાના કર્યો—

વાંચનાર? રનાદેવડીના પિતાના ખુન સંબંધી અહીંથી વધુ વીગત જાય, ને નવલની આફ્ત ટળે, તે દરમ્યાન શાન્તનુ તરફ નજર કરીએ.

## પ્રકરણ ૧૯ મું.

### મ્હોટા મઠના બાવા!

મ્હોટા મઠના બાવા, ખાવા, પીવા મોજ ઉડાવાને,
લ્હેવા મનના લ્હાવા, સદાય તત્પર. રંગ જમાવાને.
તિલક છાપાં માળા, ચોળી અંગે વિભૂતિ ચૂલાની,
અંત્તર તેનાં કાળાં, મેલા મનના ન માળ તૂલાની.*૧
મહંત મઠના મોટા, દર્ભાસનનો દંભ બતાવે છે;
દાઢી-જટા વધારી, હોય નિરક્ષર ગુણી ગણાવે છે!
પરોણાગતમાં પૂરા, સેવક કરતાં સેવકીને ચાહે;
બોલ મધુરા બોલી, ઉતારો કરવા પકડે રાહે.
ખેલે ખેલ રસાળા, માળા મોટા મઠમાં મૂકીને;
કાળું કામ કરે છે, કળિના બાવા સ્વધર્મ ચૂકીને.

* ૧ તુલા રાશી અથવા રામ-નામ. ૨ વાટમાંથી.

મ્હેલાં ચેલો થાયે, ગુરૂ વળાવી ગાદીપતિ થાયે;
પછી ચડે દરબારે, પુન્ય શીખ એ દ્વારે વિખરાયે,
યજ્ઞ નિમિત્તે માગે, પછી રામઝી રાખી સુખ મ્હાલે;
મહંત મોટા મઠનો, પુન્ય તણું ધન એ રીતે ટાળે.
બ્રહ્મચારી કહેવાયે, ઝુલે હિંચોળે, પલંગપર પ્હોડે;
ગોપીનાથ નહિ ગાને, સુવે નિરાંતે રામાની સોડે.

---

કળિના સંસારી સાધુ-સંત અને જોગી-જતીઓની આ અધમ સ્થિતિ સંભાળનારાઓ પુન્યથર બદલે પાપનો પોટલો વધારે બાંધતા હોવા જોઇએ ! મંદિરે મંદિર નજર કરીએ છીએ, તો ધર્મને નામે અનેક ધતિંગો માલમ પડે છે. મહારાજના મંદિરોમાં ઘીની જ્યોતને બદલે ગ્યાસ, ઇનકેન્ડીસન વા વિજળીની લાઇટ જોવામાં આવે છે, અને પ્રભુનાં ભજન "તારવો તેહારો, અધિકાર પ્રભુ તારો-તારો" તેને બદલે

"પ્હેરી ચોળી-લટકાં મટકાં કરતાં આવ્યાં !"

અથવા—

"કોઇ દૂધ લ્હો દીલ રંગીરે"—

આ ગાયનો સાંભળવામાં આવે છે. કોઇ નાટકકારો, યા તેના સંગી ફોનોગ્રાફ કે ગ્રેમોફોન નજરે પડે છે. મોટા શહેરના મંદીરોમાં સેવીકાઓની સેવા પણ કોઈ કોઈ સ્થળે સારી જણાય છે ! અને દેશી કહેવત મુજબ "શેઠ ચોરે દમડો, તો મ્હેતો ચોરે ઢીંગલો !" ચોરનું મ્હોડું કોઠીમાં ! મહારાજ ઉડાવે રૂપિયા, તો ટ્રસ્ટીઓ ઉડાવે સોના મ્હોર ! કોના બાપની દીવાળી ! લ્હે લાલો ને ભરે હરદાસ ! પારકો માલ ! ધનનું ધન મળે, અને હૈયાફૂટી દિલદારો મળી જાય ! મહાત્માનાં શરીરનો અંગ-સ્પર્શ કરીને વૈકુંઠની લાલસા વાળી રમાઓ

હીરાના હાર ને મોતીની માળા સમર્પણ કરે છે, અને ધણીને છેતરીનેમાલ ગુમાઇ જવાના નિમિત્તે મોજ લઇ આવે છે; એ દાખલા મુંબઈ જેવી નગરીમાં થોડા નહિ બનતા હોય! એ તો કોઇ વિરલો નર એ ભવાડાનો નાટક અંધારા પડદામાંથી ખોલે તો ખબર પડે!!

ગામડાઓમાં મોટા મઠના બાવાઓનો બહુ જુલમ છે! ગરીબ ખેડુતોપર મોટા મોટા કર, ને વેપારી પર લાગા! બ્રહ્મચારીઓ અને મહંતો કેવળ નિરક્ષર હોય છે, અને ધર્મને નામે ધતિંગ ચલાવીને ગરીબ બિચારા ગામડીયાઓને ઠગે છે! જોરજુલમથી ભોળા લોકોને ભમાવીને, અને શીરજોરીથી કણબીઓની ઠસ્સાદાર જુવાન છોકરીઓને બળાત્કાર કરીને તેની લાજ લુટે છે; અને કદાચ જાહેર થાય, ને મારામારી પર અવાય, તો મંત્રબળે ભસ્મ કરી દેવાનો દંભ દેખાડીને લોકોને દબાવે છે! દેશી રજવાડામાંહે કેટલાક દંભીઓ આ રીતે જુલમ ચલાવતા અનેકવાર જાહેર થયા છે; પણ ધનના ભૂખ્યાઓ, મહેનતના દમડા જોઇને ઠંડાગાર થઇ જાય; તો પછી પેટ ફાટે ત્યાં પાટો કયાં બાંધે? પ્રવાસીઓને ઉતારો આપે, ને તેનાં ધનડાં ચોરાવે! એટલુંજ નહિ પણ તક જોઇને સ્ત્રીઓની લાજ લુંટે! કોઇકોઇ દેશી અમલદારો પરોણાગતના ભૂખ્યા હોય, એટલે તેનું પેટ ભરે, પછી મહંતનું નામ કોણ લ્હે? ગરીબડી પ્રજા હાય પુકારીને તેઓને નામે નિસાસો મુકે! કવિ કહે છે કે—

**ભજન.**

પ્રભુ રસ પીયો રે, હરિ રસ પીયોરે;
કાચી કાયા તારવા રે—ટેક.
પીતાં પીતાં કંઠે આવે જો પુરા પ્રાણ— હરિ.
એક ઘડી અરધી ઘડી, અરધીમાં પણ અર્ધ;
તુલસી સંગતની સંતની, હરે કોટી દુઃખ દર્દ—

મળશે મીઠાં માવેરે, કાચી ભૂખ ટાળવા રે-
ખાતાં ખાતાં કંઠે જો આવે પુરા પ્રાણ— હરિ.

રામમંદીરનો મહંત નમુનેદાર પુતળું હતું. શાન્તનુનો નિવાસ આ આશ્રમમાં થયો, અને તે પર મહાત્માશ્રીની દૃષ્ટિ પડી કે મહંતજી આતુર બની ગયા—ગોરની વાણી ગ્રાહ્ય કરી. ઉતારા માટે યથેષ્ટ બંદોબસ્ત થઈ ગયો. શીરા-પુરીનાં ભોજન પણ ચાલુ થયાં. એ દિવસ મહેમાનગિરી લેવાનો આગ્રહ બતાવ્યો. ગૃહસ્થ બાળાનો સત્કાર કરવો, એ પોતાનો ધર્મ સમજાવ્યો. મેહ ને મહેમાનની રાહ જોતો હોય, અને મહંતજી પરોણાગત કરવામાં પુરો હોય, તેવો ડોળ દેખાડયો. ધનનો નહિ, પણ તનનો લોભી હોય, એવું પણ બતાવ્યું, ને મહેમાનને બિછાનું વગેરે કરવાને ચેલાઓને હુકમ આપ્યો; પણ શાન્તનુએ ના પાડી, એક ને રાત વાસો, રહેવા કબુલ્યું. મહંતે તેને એકાન્તે સુવડાવીને માત્ર મતલબનો મહાદેવડો બનીને યુવાન બાળાની લાજ લુટવાનો યત્ન કરવા લાગ્યો—

આર્ય ધર્મના રાગી-વેરાગીઓના દેવાલયોમાં આ રીતે ઠામઠામ નિરક્ષર બ્રહ્મચારીઓ અને મહંતો પડેલા જોવામાં આવે છે! અનેક યાત્રાળુઓ ને પંથ-પ્રવાસીયોની લાજ લુટાય છે. ભર જંગલમાં, અંધારી રાત્રે આશ્રમ શોધનારાંઓનો ધર્મ લોપ થાય છે; પણ ન દાદ કે ફરિયાદ ! દેશી રાજ્યોમાં એવાં કેટલાંક ધામ છે, કે જ્યાં મહંતો ને બ્રહ્મચારીઓ એવાજ ધંધામાં જીવન પુરૂં કરે છે ? પ્રભુ એવા પાખંડીઓથી બચાવે ! રે, અધમો ? તમારાં આવાં અધર્માચારી આચરણો બાળો ! તમારાં સદાચરણ વડે ધર્મની ઉન્નતી થવાની છે. તમને ધર્મના મહંત માન્યા છે. મુર્ખાઓ ? નિરક્ષરો ? તમારા ભેખના નામને તમે ન વગોવો ! સાંભળો ?—

"કાળ ત્હારી કેડેરે, આયુષ્યને ઓછી કરે;
મમતામાં મુરખરે, ખુંચો તોયે ખબર ન રહે. ટેક.

ચાર જુગની એક ચોકડી, એકોતેર અલપાય;
ઇંદ્ર પડે અધિકારથી, ત્યારે તું કોણ માત્ર કહેવાય.
ચોર્યાશીનું લગડુંરે, માગી શીદ માથે ધરે— ૧
કર સત્સંગ સમાગમ સાચો, અવસર જાય અમૂલ;
દેવાનંદ કહે દેખ વિચારી, ભેખ વગોવી ન કર ભૂલ.
ભજ્યા વિના ભૂધરરે, જીવ બહુ જનમ ધરે— ૨

---

## પ્રકરણ ૨૦ મું.

---

### કનકપાત્રમાં સોમરસ!

સોનામાં થયેલું સંમિશ્રણ કુદરતના સોનીએ ગાળી કહાડયું. મનોરાજ્યમાં ઉન્મત્ત બનેલી શાન્તનુની ઉર્મિઓ શાન્ત પડી ગઇ. પુરનો ઉછાળો મંદ પડી ગયો. માયાની મોહિની ઉડી ગઇ. શરીરનો મદ નરમ પડી ગયો. આશાનું અખંડ અમરપણું દ્રવવા લાગ્યું! વૈભવ ને વાન્છના ટળી ગઇ. કેવલ અહંબ્રહ્મ સ્વરૂપના દર્શનની લગની લાગી—પુર્વનું પુન્ય પ્રગટયું. આર્ય વિધવાઓના અંતઃકરણમાં આ પ્રતિબિંબ પડશે, ત્યારે અનાર્યો ને આર્યધર્મની મહત્તા, આર્ય વિરાંગનાઓની અચળ દ્રઢતા, અને આર્ય માતાઓના ઉદરમાં પાકતા વીરનરોની મહાન શક્તિનો ભેદ માલમ પડશે. કાળના ઉછાળાથી દબા ગયેલી આર્ય વીરોની શક્તિ જ્યારે પુનરોદય પામશે, ત્યારે ભારતની પુર્વ સ્થિતિ જાણી શકાશે.

રાત્રી વિતવા લાગી–શાન્તનુ નિદ્રાહીન હતી. પ્રભાતની વાટ જોતી, અભિસારિકા–ના ના–દેહી સારિકા, પોતાની સ્થિતિનો કંઇ કંઇ વિચાર કરતી હતી–પણ તે વૃથા વાદમાં એકજ કર્ણ–સ્વરે તેને

મૃગજળ સંસારમાંથી બચાવી લીધી હતી–મઠમાં ઉતરેલા સાધુજનોએ ભજન લલકારવા માંડયું, અને શાન્તનુને મીરાંની અપૂર્વ ભક્તિપર ચિત્ત ચોંટયું—

મુજ અબળાને મોટી મીરાંત બાઈ
શામળો ઘરેણું મ્હારૂં સાચું રે.—ટેક.
વાળી ઘડાવું વિઠ્ઠલવર કેરી, હાર હરિનો મ્હારે હૈયેરે;
ચિત્ત–માળા ચતુર્ભૂજ ચૂડલો શીદ સોની ઘેર જઈયેરે–૧
ઝાંઝરિયાં જગજીવન કેરાં, કૃષ્ણજી કલ્લાં ને કાંબીરે;
વિંછુવા–ઘુઘરા રામ નારાયણના, અણુવટ અંતરજામી–૨
પેટી ઘડાવું પુરૂષોતમ કેરી, ત્રિકમ નામનું તાળું રે;
કુંચી કરાવું કરૂણાનંદ કેરી, તેમાં અંતર ઘરેણું ઘાલું રે–૩
સાસરવાસો સજીને બેઠી, હવે નથી કંઈ કાચું રે;
મીરાંબાઈ કહે પ્રભુ ગિરિધર નાગર, હરિને ચરણે જાચું રે–૪

“ વાહરે મીરાં વાહ ! ધન્ય તમારી અપૂર્વ અખંડાનંદ પ્રભુ ભક્તિને ! ” મીરાં સમાન શાન્તનુના મોંમાંથી નીકળતો ભજન–સ્વર સાંભળીને મહંત ઓરડામાં આવ્યો, ને ભૂખ્યો કૂતરો લપતો લપતો પગ ચાટવા આવે, તેમ ધીમે પગલે સ્વાર્થી શિયાળની ગત કરતો મહંત આવ્યો. મધ્યરાત્રે મહંતને આવેલો જોઇને, શાન્તનુનું બ્હીકણુ મન બહાવરૂં બની ગયું. સ્ત્રી ચરિત્રથી સાપના મોંમાંથી છટકી જવાનો શાન્તનુએ યત્ન કર્યો; તરત તે ઉઠીને ઊભી થઈ, અને નમ્ર વચને તથા મીઠી જીભે મહંતનો આદર કરતી બોલી—

“ ગુરૂશ્રી ? મીરાંપર આવેલાં આળ ઉતારવા શ્રીકૃષ્ણ પ્રભુનું શુદ્ધ સ્વરૂપ ગ્રહીને આપ પધાર્યા છો ? ”

“ જો તમે શુદ્ધ મીરાંની મૂર્તિ હોય, અને મીરાં જો શુદ્ધ પ્રભુની સેવકી હોય, તો તમારાં વચનો સત્ય પડજો ! જો તમે સાક્ષાત્

મીરાંનો અવતાર હોય, અને તમે મને ખરેખરો કૃષ્ણરૂપ ગણતા હોય, તો હું તમારી વ્હારે આવ્યો છું. તમારાં શુદ્ધ અંતઃકરણની નિર્મળ પ્રસાદી લ્હેવા, ઇચ્છીત વર દેવા, અને ભવસાગર તરવા–તારવા આવ્યો છું.”

“ભલે પધાર્યા, મ્હારા સગુણ સંત ? મહારાજ ? હું તમને દંડવત્ કરૂં છું; પવિત્ર ચર્ણાર્વિંદની રજ બનું છું. મને તમે આશિર્વાદ આપો. મ્હારા મનમાં ભ્રષ્ટ વાસના હોય, તો દૂર કરો–અને સદા કાળ પ્રભુ ભક્તિમાં મ્હારૂં ચિત્ત પરોવાય, તેવું વરદાન આપો ! હું એમજ સમજીશ, કે મને અહીંજ આપોઆપ ભગવાન શ્રી ગિરિધરલાલજી મળ્યા–અને મ્હારાં સઘળા ભવનાં કષ્ટ ટળ્યાં—”

“પણ તમે મુજને તમારૂં સર્વસ્વ ચિત અર્પણ કરો; તમે તમારો દેહ મ્હારે સ્વાધીન કરો, ત્યારે હું સેવિકા સ્વિકારૂં ! જેવી તમારી ભક્તિ, તેવી તમારી મૂક્તિ !”

“ગુરૂરાજ ? હું વિધવા છું, એ વાત તમારા ખ્યાલમાં છે ?”

“હા; તમારા ગોરે મને વિદીત કરેલું છે.”

“મ્હારે વિધવાના ધર્મ પાળવા પડે છે, એ તમે તો જાણોછો.”

“હા, એ પણ મને ખબર છે.”

“વિધવાઓ મૃત પતિ પાછળ સતી થઇ છે, એ પણ તમારા લક્ષમાં છે.”

“તેમાં શું શક છે ?”

“કાળ અને રાજ્ય સત્તાને લીધે કળિની વિધવાઓ સતી થઇ શકતી નથી; પણ પ્રભુ ભજનમાં દિવસ ગાળે છે !”

“હા; સાચી સતીઓ મૃત પતિને બદલે સદ્દગુરૂની સેવા ગ્રહીને જન્મ સફળ કરે છે.”

“વિધવાઓને પર પુરૂષનું મુખ જોવાનો દોષ છે !”

"હા; માત્ર ગુરૂ સેવા એજ તેમની દૃષ્ટિનું પ્રતિબિંબ છે."

"ગુરૂએ પોતાની સેવકીને પુત્રી—"

"સદ્ગુરુ!— તમે તો મીરાંનું સ્વરૂપ છો. મીરાંએ પોતાનું સર્વસ્વ પ્રભુને સમર્પણ કરેલું છે. તેણે પોતાનો પતિ શામળો ગણેલો છે."

"દેહી રૂપે નહિ, પણ આત્મરૂપે!"

"સંસારીયોથી વિરક્ત થતી વખતનાં આ મીરાંનાં વચન છે."

"કવિ જુઠ્ઠો છે. મીરાંએ કંઈ રાણાની સંગે રમણ કર્યું નથી, અને સાક્ષાત્કાર કૃષ્ણને આલીંગન દીધું છે, એવો નાટકી દેખાવ, મીરાંનો શ્રાપ વ્હોરનારો છે."

"ના, ના! મીરાંએ રાણાની જોડે સંગ કર્યોજ નથી. તે અખંડ બાળકન્યા રહી છે. નાટકમાં તો મીરાંબાઇને સંસારથી વિરક્ત બનાવીને કવિએ બ્રહ્મચારી રાખી છે."

"મહારાજ! મીરાંએ બન્ને પ્રસંગ સુધાર્યા છે. મહારાણાની પ્રીતિ સંપાદન કરીને, સતી ધર્મ બજાવ્યો છે; અને પ્રભુને પણ પ્રસન્ન કર્યા છે. રાણો, એ મીરાંનો દેહીપતિ છે. શ્રી ગિરિધારીજી તેનો માનસિક પતિ છે. જો મીરાં પોતાના પરણ્યા પતિનો તિરસ્કાર કરે, તો તેનું સતીત્વ નાશ પામે! કળિના કલ્પિત કવિઓએ મીરાંને જો પતિધર્મથી ભ્રષ્ટ દેખાડી હોય, ને શ્રીકૃષ્ણ પ્રભુના સંગમની અનુયાયી બનાવી હોય, તો તેણે ઇશ્વરની નિર્મળ ભક્તિને કલંક લગાડયું છે! મીરાંએ કદી પણ રાણાનો તિરસ્કાર કર્યો નથી. રાણાને વહેમ પેઠો, તેથી મીરાં, સંસારથી છુટી ખરી; અને અલબત મીરાંનું મન, ભક્તિ ભાવનામાં તલ્લીન હોવાથી કામદેવથી વિરક્ત રહેતી હતી, અને જોકે તેની અચળ મનોવૃત્તિથી કુંભારાણો અલગો રહેતો હતો, તો પણ તેણે પતિના ઘરનો, ભાવનો, વચનનો, માનનો, સ્નેહનો અને ભક્તિનો અનાદર કર્યો ન્હોતો. જો કોઇ નાટકકાર, મીરાંનાં પ્રત્યક્ષ ચરિતનું

અવલોકન કરાવે, અને મીરાંને તેની પતિવ્રત ભક્તિથી છોડાવીને, કેવળ ભુંડા ભગતડાઓને રાજી રાખવા, પ્રભુના નામને નહિ પણ કામને વગોવવા, મીરાંને તે જોડે પરણાવવાનો યત્ન કરે, તો તે પોતાનાં અખંડ પુન્યનો નાશ કરે છે ! કેમકે એવી ભક્તિવંત બાળાને ભ્રષ્ટ કરવાનો પ્રભુજી પર આરોપ લગાડી, આર્ય શાસ્ત્રનો વિચ્છેદ કરી, કળિની પતિવ્રતાઓનાં મન ભ્રષ્ટ કરાવવા યત્ન થશે, તો પોતાના કાર્યને હલકું પાડવા બરાબર ગણાશે ! સમજુ ને જ્ઞાની પુરૂષો કદી પણ પારકાંનો દોષ દૃષ્ટિપર લાવતા નથી ! સુજ્ઞજનો દોષ તો બતાવે ! સ્વાર્થીજનો, અજ્ઞાનીજનો, ખુશામત ખોરાઓ, અજ્ઞાન ટીકાકારો ક્ષુલ્લક લેખકો, ને કળિના અર્ધદગ્ધ જે કોઈ કવિ હશે, તેણેજ એવો લેખ પ્રસિદ્ધ કર્યો હશે !"

"વારૂ, આજની વિધવાઓ માટે ધર્મ–રક્ષણ શું ધારો છો. ?"

"પતિનાં નામની જપમાળ, અને ગુરૂજનની ભક્તિ !"

"ભક્તિ કયા પ્રકારે કરશો ?"

"વિધવા ધર્મનું શાસ્ત્ર–વચન શ્રવણ કરીશું !"

"અને ગુરૂશ્રીને દક્ષણા–મહાત્માજનો લાલચે ઉપદેશ કરતાજ નથી; અને જો તે લોભ રાખતા હોય, તો તેવા સ્વાર્થી ગુરૂઓથી સેવકોનું કલ્યાણ થતુંજ નથી."

"ત્યારે તે ગુરૂને તમે સાચી ભક્તિ વડે દેહ તો અર્પો કે નહિ !"

"માનસિક દેહ અર્પણ થઇ શકે; પણ જો મન માને તો !"

"ધારો, કે હું ગુરૂ અને તમે સેવકી છો, તો ?—"

"તો તમે મ્હારો અનુગ્રહ કરવા ઉપદેશ કરો !"

"તમારી ભક્તિ તપાસ્યા વગર ઉપદેશ કેમ થાય ?"

"જો તેની ઇચ્છા હોય, તો આપ મને કૃષ્ણપ્રભુ સ્વરૂપે દર્શન આપો, ને મ્હારી ભક્તિ સ્વિકારો ! એવાં દર્શન થાય, તો પછી

મ્હારે વધારે શું જોઇએ? હું સર્વ કષ્ટ વામી, પવિત્ર દર્શન પામી, ને ભવ-જળ તરી ગઇ સમજીશ! પણ આપ વેશ ધરીને પધારો, ત્યારે બંસીનો નાદ કરજો. જેમ ગોપીઓ મૃદુસ્વર સાંભળીને દોડી આવે, તેમ હું દોડી આવીશ, ને મ્હારા પ્રભુજીને ભેટીશ–"

"ત્યારે તો હું મ્હારા ઓરડામાં વસ્ત્ર સજવા જાઉં છું. તમે વસ્ત્ર સજવા પધારશો?" ગુરૂએ તો ઇચ્છા પાર પડેલી માની.

"હા; મ્હારા કરૂણાનિધાન ગુરૂજીને હું વસ્ત્રો સજાવીશ. આપ પહેરવાનાં વસ્ત્રો બહાર કહાડો, અને મુખપર કૃષ્ણ રંગ લગાડો, એટલે હું વસ્ત્ર સજાવા આવું! પણ બંસીનો નાદ સાંભળીશ, ત્યારે આવીશ."

"વાહવા! તમે તો જાણે ગોપીકાનો સાક્ષાત્ ભાવ બતાવો છો! વારૂ, હું આજ્ઞા પ્રમાણે કરૂં છું. ને પછી બંસી બજાવું છું; પણ તમારી મનોભાવના સાચી છે કે?"

"જાઓ, જાઓ! તમારૂંજ હૃદય ખોટું લાગે છે!" શાન્તનુએ રિસામણાં વચનો ઉચ્ચાર કર્યો—

"ના, ના; મ્હારા સમ! રિસાશો નહિ! હું આ ચાલ્યો." ભોળો મહંત પોતાના ઓરડામાં ગયો, અને શાન્તનુ ધીમે ધીમે પાછી ગઇ. મહંતે ઓરડામાં જઇને દરવાજો બંધ કર્યો. કેમકે કૃષ્ણ પ્રભુનો વેશ કરતાં કદાચ કોઇની નજર પડે! મહંતે, કોલસો ને પાણી લઇ પથ્થર પર કાળો રંગ કરીને મોં પર લગાડયું; અને વસ્ત્ર સજવાનો સામાન તૈયાર કરવા લાગ્યો. શાન્તનુ નીચે ઉતરી, અને ગોરને પોતાની વીતક તથા જુક્તિની હકિકત કહી સંભળાવી. ગોર ચેતી ગયો, અને મજુરને શીરે સામાન મુકીને શાન્તનુ સાથે એકદમ મઠ છોડી ગયો. શાન્તનુ લગાર પચાસ કદમ આગળ ચાલી ગઇ હતી. મહંતરાજ બંસી બજાવે, તેટલામાં તેઓ સો કદમ દુર નીકળી ગયાં

હતાં. શાન્તનુના સુચવ્યા પ્રમાણે ગોરે સઘળા યાત્રાળુઓને કહ્યું હતું, કે "પ્રભુજીનાં સાક્ષાત્ દર્શન કરવાં હોય, તો બંસીનો અવાજ થાય, કે ઉપર દોડી જવું !" ગોરનાં વચનો સાધુડાંઓએ સત્ય માન્યાં, તેમને ખરૂં લાગ્યું. કદાચ આ અયોધ્યાપુરીની ભૂમિકામાં જુનો મઠ હોવાથી તેમાં એવો ચમત્કાર થતો હશે. મહંતે બંસી બજાવી, અને તરત સાધુડાં ઉપર દોડી ગયાં. મઠના લોકો પણ આ દોડાદોડી જોઇને તેની પાછળ ગયાં. સેવકોને આ દોડધામની ખબર ન પડી; પણ જ્યારે સૌ ઉપર ગયાં, ત્યારે મહંત ચમકીને બહાર આવ્યો, અને આમ તેમ જોવા લાગ્યો. મહંતનું મોં કાળુ જોઇને સેવકો સર્વે હસીને પુછવા લાગ્યા. મહંતે કહ્યું " પેલી સેવકી ક્યાં છે ? તમે કેમ આવ્યા ?"

"અમે પણ પ્રભુજીનાં દર્શન કરવા આવ્યાં છીયે."

"સેવકી ક્યા ગઇ ?" મહંત ચોમેર જોવા લાગ્યા

"તે લોકો તો સામાન લઇને ચાલ્યાં ગયાં." સેવકે કહ્યું

"હેં ! મ્હારૂં મોં કાળું કરીને ગઇ ?"

"શું આપે તેની સેવા માટે કાળું મોં કરેલું હતું ? હાઃ હાઃ હાઃ" સર્વે લોકો હસી પડયાં, મહંત શરમાઇ ગયો, અને ઓરડો બંધ કરી દીધો; યાત્રાળુ લોકો વિસ્મય થયા, અને માંહોમાંહે મહંતની ભ્રષ્ટતા વિષે વાતો કરવા લાગ્યા. આખરે પાખંડી મહંત શરમાઇ ગયો, અને ક્રોધના આવેશમાં શાન્તનુને પકડવા માટે બારીમાંથી કુદકો માર્યો, કુદરતની અજબ કળા છે. ! બારી નીચે સાપ પડેલો હતો, તેના પર મહંતનો દેહ પડયો. સાપનું અંગ છુંદાયું, ને મહંતને કરડવા લાગ્યો. મહંત, સાપને જોઇને ગભરાયો, તે બેચાર ડંખ મારીને નાઠો. મહંતને ઝેર ચડવા લાગ્યું, ગુરૂની બૂમ સાંભળીને સેવકો દોડી આવ્યા. મહંત અવશાન પર ચડયો, ને બોલ્યો, "સતી ?

મને ક્ષમા કરજે ! પ્રભુ ? મ્હારા દોષ માફ કરજે ! એક યાત્રાળુ સ્ત્રીને ભ્રષ્ટ કરવા જતાં આ સ્થિતિ પામ્યો છું; હાય ! ” એટલું ક્હેતાંજ તેની જીભ અટકી પડી, ને મહંત રામચરણ પામ્યો. ચેલાઓએ તેને સમાધીસ્થ કર્યો, ને શાન્તનુ બચી ગઇ !

## પ્રકરણ ૨૧ મું.

### શાન્તનુના માનસિક તરંગ.

જગતમાં કોણુ નથી સારા ? ટેક.
કામ પડયું નથી જ્યાં સુધી કોનું,
ત્યાં સુધી સૌ સારાં;
દુર થકી ડુંગર રળિયામણા,
પાસે જતાં લાગે નઠારા— જગત.
સ્વારથની દુનિયાં છે સઘળી,
સ્વારથે લાગે પ્યારા;
મતલબ સરી કે વૈદજ વેરી,
એ રીતે સ્વારથ સાર્યા.— જગત.
કોને કહેવા સારા સારા,
અનુભવમાં દીઠા ન્યારા;
ચુનો સારો–કાજલ સારૂં,
શું સારૂં મિત્ર મ્હારા ?— જગત.

“ કળિની દુનિયાં ? ત્હારા ભીતરમાં છુપાયલો ખનીજ ખજાનો જો ઝેરી ખાણુ જેવો હોય, તો તું નાશવંત થયલી ભલી ! જેને સારા લોકો કહેવામાં આવે છે, જે ઉજળાં વસ્ત્રો, ને અજ-

વાળી જીભલડીએ જગતમાં સારા કહેવરાવે છે, તેનાં હૃદય કઠોર ને પાપી હોય, તો તે લોકો ગત થયલા ભલા ! જેને હિતસ્વી કહીએ છીયે, જેને પોતાનો ગણીએ છીયે, એજ જો ગરદન મારે, તો તે મુએલો ભલો ! જેને આપણો રક્ષક કહીએ છીયે, જેને આપણો દાતા કહી ભજીએ છીયે, તે જો સ્વાર્થ સાધીને આપણને અળગાં કરતો હોય, તો તેનો પ્રસંગ દુર થયો ભલો ? અરેરે, અનુભવે દીલને ઝેરી બનાવી દીધું ? પરણ્યો પતિ, સન્નારીઓનો તારક પ્રભુ છે. જો તે પરનારીના પ્રેમમાં બંદ્ધન થઇ ગયો, તો કોને સ્વામી ગણવો ! રાજાની પાછળ પોતાની જીંદગી અર્પણ કરનાર સેવકોપર મતલબી રાજાઓ કોપ કરે, ને તેનું સર્વસ્વ લુટી લઇને, પોતાને દયાળુ તથા ઉદારચિત ગણાવે, તથા પ્રજા પર અનેક કરો લઇને, ને જો તે લોકોથી પુરા ન પડે, તો રાક્ષસી હૃદય. નાં માણસો કને, તેનાં બાળ બચ્ચાંની હાય મેળવી, ઘરમાંહેની કોઠીનું અનાજ તથા ધાતુનું વાસણ કે ખાટલા–ગેદડાં ઉચકાવીને તેને પૈસે તાગડધિન્ના કરે, ત્યારે રક્ષક કોને કહીએ ? મોટી મોટી મીલો બાંધે, અને પારકે નાણે પોતે મહાન નર બની જઇને દિવાળું કહાડે, ને તે પૈસે ગાડી–ઘોડાની સાહ્યબી માને, તો તેને શું કહીએ ? વાડ ચીભડાં ગળે, બાપ પોતે દીકરીની લાજ લુટે, સસરો પોતાની પુત્ર વધુને ફસાવે, અને ધણી પોતાની સ્ત્રીના અનાચાર વડે દ્રવ્યોપાર્જન કરીને ફાંકડોરાવ બની ફરે, તેને કોણ કહે ? જગતના તારનાર પ્રભુનું સ્વરૂપ ધરીને મંદિરના મહાત્મા મહારાજ પોતાની સેવિકાઓની જોડે સમાગમમાં આવે, તેણીના ધણીને બહિષ્કૃત કરીને ધન તથા તન લુંટે, અને ધર્મને નામે અનાચાર પ્રવર્તાવી સેવકોને વૈકુંઠ મેળવી દેવાની લાલસાએ સ્ત્રીઓને ધર્મ ભ્રષ્ટ કરે, તો કયાં કહેવા જઇએ ? મિત્રને હિતસ્વી ગણીને, મરતી વેળા પોતાની દોલત તથા સ્ત્રી પુત્રને તેઓ

સોંપી જાય, ને પાછળથી ટ્રસ્ટીઓ પોતાના મિત્રની સ્ત્રી સાથે સંયોગ કરે, અથવા સ્ત્રી આનાકાની કરે, તો તે પર જુલ્મ કરે; એવા પાખંડી પાપીયોને કયાં પહોચાય ? વિદ્યા કળાના અધિકારી બનીને શાળાની શિક્ષકો સાથે સ્નેહ બાંધે, અને જો તે સ્ત્રી હઠીલી થાય, તો સૅસ્પેન્ડ કરે; એવા અકર્મીઓનાં કાળાં મોં કયાં કરવા જઇએ ? દિવાન સાહેબનું પદ મેળવીને, કે મોટા ઓધ્ધેદાર બનીને હાથ નીચેના નોકરોની સ્ત્રીયોની લાજ લૂટે, ને તે વડે અવિચારી સેવકો મોટી પદવી પામે, તેને કોણ કહી શકે ? સખી–સખીઓ, સ્વધર્મ તજીને વિષય લંપટ થઈ, પરસ્પર અવિચારી કર્મ કરે, ને પુરૂષોનાં કાળજાં ફોલી ખાય, તેના પાપને કોણ પ્રગટ કરે ! ! !

અરેરે, શું આ દુનિયામાં સ્વાર્થ સિવાય બીજો માર્ગ સારો નહિ હોય ! શું પરોપકારી, ધર્મજ્ઞ, કાર્યદક્ષ, વીરનર, હિતચિંતક, અને સ્વાભિમાની નર–નારીયોનો તોટો પડયો ? ના, ના, આપણા સમાગમમાં કદાચ એવાં લોકો નહિ આવ્યાં હોય ! " બહુ રત્ના વસુંધરા. " જગતમાં ઘણાં અમૂલ્ય રત્નો હશે !

" શાન્તનુ ! શાન્તનુ ? ત્હારા પાપનો કુંભ ભરાઇ રહેલો છે, હવે તું આ કૂટીલ જગતમાં વિધવારૂપે યૌવન કાળ પવિત્રપણે ગાળી શકવાની નથી ! વતનમાં જવાની હઠ તજી દેવી, અને આ દેહને કૃષ્ણાર્પણ કરવો, એમાંજ ત્હારૂં શ્રેય છે. દોષિત ને કલંકિની બનીને તું સ્વાર્થી તથા નિંદાખોર લોકોમાં શી રીતે રહી શકીશ ? વૈભવ–વિલાસમાંથી ઉઠી ગયલું મન કેવી રીતે શાન્તિ પામશે ? પિતા તો ધનનો લોભી છે. માતા તો સાવકી છે. પૈસો તો ટ્રસ્ટી કને છે. સાથી તો કોઇ નથી. ત્યારે વૃથા જીવ બાળીને મરવું, તથા વિના મોતે મરવું. તે કરતાં ગંગાજીને દેહ અર્પણ કરવામાં શું ખોટું છે ? " શાન્તનુ આમ પશ્ચાતાપ કરવા લાગી.

" મહાન ભગીરથી દેવી ? પાપમોચિની ગંગા દેવી ? તું આ ગંદા ને અપવિત્ર દેહને પાવન કરજે ! કામાંધપણામાં માનસિક લીલા કરવા અનેક બુરી કલ્પના થઇ ગઇ છે, પણ તે કૂબુદ્ધિ ટળી ગઇ છે; તે છતાં જો તેનો કાળો ડાઘ કર્મની આજુબાજુ રહી ગયો હોય, તો તે ટાળી દઇને પુનર્જન્મે શુદ્ધ બુદ્ધિ વડે શુદ્ધ કર્મ કરાવજે! મ્હારાં કર્મ એવાં પાપિષ્ટ છે, કે ત્હારા જેવી શુદ્ધ ને પવિત્ર ગંગા માતા પણ મ્હારો સ્પર્શ કરે નહિ; પણ તું ગંગા સ્વરૂપ છે; મ્હારા તનમનના મળને ભક્ષ કરીને, ને મ્હારી પવિત્ર વાસના-ધાતુને ગાળીને શુદ્ધ કરજે. હવે હું ત્હારેજ શરણે આવી છું. હું મ્હારી મેળે નથી આવી; કોઇ પુન્યનો થર આડો આવ્યાથી પાપ વૈતરણું તરી આવી છું—"

આર્ય વિધવાઓની તું તારક ને રક્ષક માતા છું. હું વિનવું છું કે, હિન્દની બાળ-વિધવાઓ, સ્વામીની પાછળ સતી થઇ ન શકવાથી ત્હારે શરણે આવે, તો ત્હારે તેને શાન્તિના મંદિરમાં પહોંચાડીને શુદ્ધ સતી બનાવવી જોઇએ. પોતાના મૃત સ્વામી કનેથી સ્વાર્થ સાધ્ય કર્યો; જ્યાંસુધી પતિ હૈયાત હતો, ત્યાં સુધી તેના સ્નેહનું વીર્ય હરણ કર્યું; તેણી છેવટે બેવફા થઇને બીજા કામી કીડા જોડે પુનર્લગ્ન કરીને, અથવા ભ્રષ્ટ સંયોગ કરીને પછી દેહનાં અગૂઢ રોગો બહાર પ્રકટ થતાં, કષ્ટ સહન ન કરી શકવાથી, ત્હારો આશરો માગે, તો તેવી ભ્રષ્ટ વિધવાને કદી પણ તું પવિત્ર ન કરીશ; પણ ભૂલથી ભૂલી પડેલી મુજ સરખી અબળા કેવળ માનસિક તરંગે અધર્મ ને અકર્મની ભોગ થઇ પડી છે; તેને તો તું તારજે-ઓ ગંગા-માતા ? હું ત્હારે શરણે-ચરણે પડવા આવી છું. હવે મને જગત અકારૂં થઈ પડયું છે. સંસાર ખારો થઇ ગયો છે. મ્હારી કોઈ સ્થળે શાન્તિ નથી. મને મીરાંબાઇની બુદ્ધિ આપજે-હું હવે ત્હારા જળ-તળમાં નિવાસ કરવા આવું છું." આમ ગુપ્ત સંકલ્પ કરતી બાળા કાશી ગોર સાથે નજીકના સ્ટેશનપર આવી.

# પ્રકરણ ૨૨ મું.

---

## શાન્તનુ અને સ્વામિ સચ્ચિદાનંદ.

" શામળીયા શઢ તૂટી જાતાં; તરણી જાય તણાતીરે;
ભવસાગરના ભવ દરિયામાં, હાલક-ડોલક થાતીરે.—ટેક.
મેઘાડંબર વાળું અંબર, ચિત્ત ચપલ છમ ચસકેરે;
વાદળ પવન સહિત પાણીને, વરસે ઠમકે ઠમકેરે—૧
નાથ, નથી નીરમ પણ આમાં, ભાર વધારે માથેરે;
કોની પાસે વાત કરૂં જઈ, કોઇ ન બીજો સાથેરે.—૨.
ત્રાતા થઇને કેમ ન તારે, ભૂલ થઈ શી મ્હારીરે;
કર પકડો કરૂણાકર મ્હારો, લ્હો તરૂણીને તારીરે.—૩.
વિધવાનો સ્વામી તું વિભુજી, અવર નથી મુજ આરોરે;
પાપ કુંડમાંથી પરહરીને, ત્રિભુવન મુજને તારોરે.—૪.
સ્વામી તો સંસ્કારે મળશે, તું શામળીયો સાચોરે;
ભારતની વિધવાને માર્યો, પુનર્લગ્ને તમાચોરે.—૫.
હાલક-ડોલક નાવ બન્યું છે, કામ-સાગર જળ-વાટેરે;
અવિનાશી જો તું જ ઉગારે, તો આવે થળ-ઘાટેરે.—૬.
ભોગ તણા ઉપાસક સેવક, માને પુન્યથર મોટોરે;
કામ-ક્રીડાની વ્યાધી હરવા, તત્પર સજ્જન જોટોરે.—૭
સતી ધર્મ તજી કોઇ કરે છે, અકર્મ કરે અભાગ્યેરે;
તે દૃષ્ટાન્તે ભારતના નર, વર મેળવી દે રાગેરે.—૮.
કેમ થશે ઉદ્ધાર સતીનો, ભારત ભાર કયમ ઝીલેરે;
જે સતીઓથી પૃથ્વી ટકી છે, અગ્નિ પડી તે ચીલેરે.—૯.

" નમો નારાયણ, સ્વામિ સચ્ચિદાનંદ ! " શાન્તનુએ બે હાથ જોડીને નમન કર્યું.

"નારાયણ—" સ્વામી બોલ્યા—

"આપ અહીં ક્યાંથી ?" શાન્તનુએ પુછ્યું.

"તું અહીં ક્યાંથી ?" સ્વામીએ પુછ્યું.

"અભાગી સ્ત્રી યાત્રાર્થે નીકળી—માતામહી સંગમમાં ડુબી ગયાં—હું પાપણી રખડતી રઝળતી ભટકું છું. આ કાશીગોર મને ગંગા—સ્નાન કરાવા લઇ જાય છે." શાન્તનુ રડી પડી.

"બેટા, ધૈર્ય ધર ! સંસારમાં સુખ—દુઃખ ને તાપ—છાયા આવ જા કર્યા કરે છે. કોમળ મન કેવળ શાન્તિનીજ વાંચ્છના રાખે છે; પણ કર્મ વિસરી જાય છે. કહે ત્હારી મનોવાંચ્છના કેવી છે ?"

"આપ ત્રિકાળજ્ઞી છો, પ્રભુ મને સદ્બુદ્ધિ આપો !"

"ત્હારૂં કલ્યાણ થશે. બાળા ? ત્હારી મુદ્રાપર સ્વધર્મનું તેજ ચમકી રહેલું છે. હું પણ કાશી જાઉં છું."

"ત્યારે તો આપણો સંગાથ ઠીક થશે."

"પ્રભુજી ? મ્હારે ત્યાંજ આપનાં ચરણ પધરાવજો." ગોરે બે હાથ જોડીને વિનંતી કરી—

"પ્રભુ ઇચ્છા !"

"ગુરૂજી આપનું આવાગમન ક્યાંથી થયું ?"

"બાળા ? હું પણ સંસ્કારના બન્ધનમાં સપડાઈ ગયો. સાધ્વી નીલમનાં કષ્ટ ને સંતાપથી દુઃખિ થઇને તેના સ્વામી નિમિત્તે ગંગા—સ્નાન કરવા મુંબઇથી નીકળ્યો, અને સંગમ તરફ ગયો; પણ પાપીનાં પાપ નડયાં; એટલે હું ખુનના કેસમાં સપડાઇ ગયો. સર્યુ કાંઠે એક કોઇ લુટારો રહેતો હતો. તેની કન્યા ખુબસુરત હતી. વીરપુર કુમાર જેને માટે તડપતો હતો. તે કન્યા ત્યાં હતી. નવલ ત્યાં ફસાયો હતો. લુટારા જોડે વિવાદ થતાં બંદુક ફુટવાથી લુટારો સ્વહતે મરી ગયો, ને કન્યા તથા નવલ ન્હાસી છુટયાં. કર્મ યોગે હું એ માર્ગે

પસાર થયો. મને કાંટો વાગ્યો, અને હું એ આશ્રમમાં ગયો. ત્યાં સિપાઇએ પેલા લુટારાના ખુની તરીકે મને પકડયો—

" અફસોસ ! પછી, પછી !—

" પણ સાચને શી આંચ લાગે ! જો કે કાજળની કોટડીમાં જતાં કાળો ડાઘ તો લાગેજ ! મને ચોકીપર લાવ્યા. બે ત્રણ અપવાસ પછી દૈવયોગ ફર્યો. આ પ્રાંતમાં શેઠ રત્નલાલની પૌત્રી રતનનો ભરથાર જે વિલાયત પાસ થવા ગયેલો હતો; તે અમલપર આવ્યો છે. તેને નવલરાય મળી ગયો—અને તેની મુખ—જુબાની પરથી હું નિર્દોષ ઠર્યો છું ! "

" નવલરાય કયાં છે ? "

" તે મુંબઇ ગયો—નવલરાયનો પતો મળવાની વાત તેના જમાઇ રાજેન્દ્રલાલે તારદ્વારા રત્નલાલને જણાવી. રત્નલાલ અવશાનપર છે, એવો જવાબ મળ્યો; એટલે પાપી હૃદયનો પુરૂપ પિતાની કને છેલ્લે પસ્તાવો કરવા ગયો છે. ભાગ્યશાળીનાં નશીબ પાધરાં ! દસ હજાર ગુમાઇ ગયા હતા, તે સિપાઇ કનેથી પાછા મળી આવ્યા, અને હું મ્હારાં કર્મનો ત્યાગ કરવા કાશી જાઉંછું. જો, ગાડી આવી. " એટલું કહેતાંજ ટ્રેન આવી પ્હોંચી. સ્વામી સાથે ગોર ને શાન્તનુ ગાડીમાં બેઠાં, અને કાશી તરફ રવાના થયાં.

શાન્તનુનું ચિત્ત કેવળ સચ્ચિદાનંદમાં નિમગ્ન થઇ રહેલું હતું. તેનો અન્તરાત્મા કૈવલ્ય જ્ઞાન પ્રભાને નીર્ખતો હતો. ટ્રેન આવી, ને શાન્તનુએ સ્વામીજીને પ્રશ્ન કર્યો.

" ગુરૂ શ્રી ? આપના જેવા પ્રવીણ પુરૂષનું દર્શન, મ્હારા જેવી અજ્ઞાન અને અપવાદી બાળાને દોષ—મુક્ત કરી શકે છે. પ્રભો ? મને વિધવાનો ધર્મ સમજાવશો ? નિવૃત્તિનો સમય ઉપયોગી થઇ પડશે. " શાન્તનુએ પુછ્યું, અને સ્વામીએ ઉત્તર આપ્યો.

"બાળા ? હું તને ગુંજરાતી પદ સમજાવું છું. ત્હારા હ્રદયમાં આ વાસના ઉત્પન્ન થઇ, એથી હું પ્રસન્ન થયો છું. કલિની વિધવા સ્ત્રીઓ, ને ખાસ કરીને મેં મુંબઇના શ્રીમંતોમાં જે વેશ જોયો છે, તેથી મને બહુ ગ્લાની થાય છે. કલિમાં વીર્યહીણ પુરૂષો બહુ છે. તેનું કારણ માત્ર મોહરૂપ મૃગજળ પાન છે. યુવાનોનાં ચિત્ત બહુજ ચંચળ છે. તેઓ ગુણજ્ઞ અને સ્વરૂપા ધર્મપત્નિ ત્યાગીને કુટીલ નાયકાઓને ત્યાં બહુ વસતા લાગે છે. તેથી સ્ત્રીઓમાં પતીનું માન સ્થિર રહી શકતું નથી. એ છંદે બાળવિધવાઓ પણ બગડે છે. શ્રીમંત ઘરમાં સુધારો બહુ છે, ને તેથી વિધવાઓ ખાન પાનાદિક તથા વસ્ત્ર અલંકારાદિક ગ્રાહ્ય કરીને મદોન્મત અંગ પુષ્ટ બનાવે છે; એ પુષ્ટતાને લીધે, મોહબિન્દુ ચમકાવે છે, ને તેથી મનેન્દ્રિયનો પ્રવાહ પરભોગ ઇચ્છે છે. જો વિધવા–ધર્મ પાળવામાં આવે, તો શરીરના ભેદો તેને ભેદતા નથી. વળી પતિ–પ્રેમમાં જે સ્ત્રી તલ્લીન નથી; તેનાથી વિધવા–ધર્મ પાળી શકાતો નથી. માટે જે પુરૂષને પોતાની પત્નિએ પ્રેમનો વારસો આપ્યો છે, તે સ્ત્રીયે પતિવ્રત ધર્મ પાળવો જોઇએ. શાસ્ત્રમાં કથે છે કે—

"સુણો સતી વિધવાની રીતિ;
જેને પ્રભુ સંગે દ્દઢ પ્રીતિ—ટેક.
વિચારીને તન સુખને ત્યાગે, ઉમંગે હરિ સંગ અનુયાગે,
વિષય સુખથી ડરીને ભાગે—૧

*　　*　　*

જે સંગત વિધવા તજે, જેણે થાય નિજ વ્રતભંગ;
નારી પુરૂષ દુતિયોનો, ત્યાગે અધિક પ્રસંગ.
શ્રીહરિના અવતાર ને, તેમાં તે નહિ વિશ્વાસ;
એવી વનિતા પાપણીની, સતી ન બેસે પાસ.

નીચ ત્રિયા સંગ બેસતાં, વિધવાને લંછન થાય;
મુક્તાનંદ કહે ઉત્તમ સંગે, ગોવિંદના ગુણ ગાય.
સતી વિધવાની રીત અલૌકિક, પરનર સંગત ત્યાગેરે;
મન ક્રમ વચને પ્રેમ મગન થઇ હરી ચર્ણે અનુરાગેરે.
પુરૂષોતમને નિજ પતી જાણે, સેવે બહુ કરી ભાવેરે;
કમળાકાન્ત એ નાથ છે મારો, એજ અચળ ઠરાવેરે.
લાંઘણુ કરી મરી જાએ તોપણુ, કેસરી ઘાસ ન ખાયેરે;
તેમ સતિ હરિને સંગે રાચે, અળગું મન નહિ થાયેરે.
વિધવા નાર વરે શ્રીહરિને, અન્ય સુખની તજે આશરે;
બ્રહ્મચર્યવ્રત પુરણુ પાળે, ઉર ધરે અવિનાશરે.

* * * *

સતી પુજે શુદ્ધ ભાવથી, શ્રી હરિનીજ સ્વામી;
તન સુખની આશા તજે, રહે અતિ નિષ્કામી—ટેક.
વાસુદેવ જગવંદને, પુજે પતિ જાણી;
જેમ હરિ રીઝે તેમ કરે, સતી પરમ શાણી—૧.
અનંત ભૂવનના ઇશને, મૂર્તિ મન ધારી;
મન ક્રમ વચને માનની, સેવે સુકુમારી—૨.
પ્રથમ સતી સંકલ્પ કરે, પછી પૂજે પુરારી;
મુક્તાનંદને માનની, પ્રભુને બહુ પ્યારી—૩.

* * * *

" સ્વામીજી ? આપના ઉપદેશથી હું કૃતાર્થ થઇ; હવે કાંઇ જ્ઞાન વૈરાગ્ય પદ તો સંભળાવો ?—

સ્વામીજીએ આ ભલી ભક્તાણીનું જીવન-સુખ સુધારવા, અને કામ-કુંડમાં ડુબતી બચાવવા પુનઃ ઉપદેશ શરૂ કર્યો.

અલખ લ્હે લાગીરે, જાગીને જોયું આ ઘટમાં;
ભ્રમણા તો ભાગીરે, સોહાગી ભેટયા ઉલટમા—ટેક.

અંબાડીએ ગજસાજ ગળીઓ, ઘોડાને ગળી ગયું જીન;
વસ્ત્ર ઉપર વાડ સુકાણી, સમુદ્રને ગળી ગયું ફીણુ—
સસલો તો શાણો થઇને રે, શાર્દુલને નાખે પટમાં—**અલખ.**
આંબે તો ફળ શ્રીફળ લાગ્યાં, કદળીએ કેરીઓની લુંબ;
નાગરવેલ દ્રાક્ષ બિજોરાં, એવી ખુબી બની છે ખુબ—
ગગન દોડયો ઘટમાંરે, દૂધ પીવું નીદ છટમાં—**અલખ.**
પાવક વરસ્યા ને પાષાણ પલાળ્યા, ચોમેર થઇ ગયું પાણી;
તે પાણીમાં દેવી દેવતા ડુબ્યા, રાય રંકને ગયું તાણી—
બ્રહ્મા વીષ્નુ શંકરરે, ઇંદ્ર ડુબ્યા ઝટપટમાં—**અલખ.**
વિદુર વ્યાસજી ને શુકજી જેવા, આપે દાસ શું ધીર;
ધણી ધીરાનો છે ધિરજવંતો, એવા તો સ્યામ શરીર—
જીવન મુક્ત થઇએરે, મુનિ તો જન માને મડમાં—**અલખ.**

મન મહારાજા, મનુષ્યપદ પામ્યા પણ મહિંથી શું મળ્યું ?
અભિમાન—અહંકાર, મદ મોહ મત્સર મમતા તનથી ના તજ્યું—ટેક.
ભાઈ રાત દિવસ મ્હારૂં ત્હારૂં, કીધું સોમણ તેલે અંધારૂં;
સુખ મને શા જીવ્યાં સારૂં.— **મન.**
જળ બુંદ બુંદા જમે જો જાણી, પલળે જેમ કાગળ ને પાણી;
તન અર્ક તુરજા એંધાણી— **મન.**
પ્રેમે પ્રીતે હરિગુણ ગાજો, તમે સદ્દગુરૂની સંગત રહાજો;
દાસ ધીરા ધણીને મારગ ધાજો— **મન.**

## ભજન.

સતસંગતના ઝાડ ઉપર ફળ નીતિનું મેં દીઠુંરે—
સુણો સ્વામી મ્હારા—
સીતાફળના માવા જેવું મન ગમતું ને મીઠુંરે. **સુણો.**
સમય સાધના કર મન મુરખ—
ખાવું ન અજીઠુંરે—સુણો— **સતસંગત.**

આ ભજન પુરૂં થતાંજ કાશીપુરીનું દર્શન થયું. બનારસના સ્ટેશને ટ્રેન આવી પ્હોંચી. યાત્રાળુઓ પણ ઉતર્યાં–સ્વામી સહિત શાન્તનુ, ગોરને ત્યાં ગયાં; કાચા સુતરનો તંત્ર ભાગ્યવંત ભામાના ગળામાં મંગળ દોરો થઇને પડે છે! અસ્તિ જેવાં મોતી, હાથીના ગંડસ્થળ માંહેથી નીકળ્યા છતાં, રાજાના તાજપર બિરાજે છે! પથ્થર અને માટીમાં રગદોળાયલો હીરો સત્સંગે કરીને મનોહરીઓના એકાવળ હારમાં ઝળકે છે. જંગલમાં રખડતી ભીલડી, રાજાના ઘરમાં વસ્યા પછી રાણી તરીકે પંકાય છે! જાંબુવાન વાંદારાની પુત્રી શ્રી કૃષ્ણ પ્રભુની ધર્મ પતિન થયાં, ત્યારેજ દેવી તરીકે પુજન પામ્યાં! શેરડીની ઓથેજ એરંડો વૃદ્ધિ પામ્યો. કાંટાળું ગુલાબ તો સ્વરૂપ વડેજ પંકાયું! કાંટાપર પથરાયલી વેલી તો સુગંધના સત્સંગ વડેજ કામિનીના કોમળ કરથી ચુંટાણી! લાકડાં તો બહુએ છે, પણ ચંદન વખણાય છે! પાન ઘણાં છે, પણ નાગરવેલ વખણાય છે. ચંદન ભલે હોય, પણ અગ્નિવડે સુગંધ પ્રકાશ પામે, ત્યારેજ તે પંકાય! પાન ભલે હોય પણ કાથો ચુનો મળે, તો જ તેની કિમ્મત થાય! સત્સંગ વિના કદી પણ જડ વસ્તુ પંકાતી નથી! પીંપળાના ઝાડમાં બાવળ ઉગ્યો, તો તે બ્રહ્મપુત્ર સાથે પુજા પામ્યો! વડ સાથે સમડી ઉગી, તો તે પુજાણી! કંજુસ માન પામ્યો, પણ લક્ષ્મીના પ્રતાપે! શેષનાગ તો પ્રભુનું આસન હોવાથી પુજાય છે. ઉંદર, ગણપતિથી; મયુર, સરસ્વતીથી; બળદ, શંકરથી; અને ગરૂડજી ભગવાનના આરૂઢ થવાથી પુજાય છે–પંકાય છે! સત્સંગ વડે ખળજનો પણ સાધુ થઇ શકે છે–ધૂળમાં કુસુમ પડયાથી તે સુગંધપ્રદ થાય છે–સાધુના કરમાં રહેલી કડવી તુમ્બડી શીવ મસ્તકમાં જળ રેડે છે, ને બીજી મળ ધોવાનું કામ કરે છે; એ રીતે સત્સંગ વડે અનેક પદાર્થ અકિમતી છતાં મહાપદ પામે છે.

સત્સંગ સુધા છોડીને મુરખ મૃગજલ કોણુ પીયે ?
મોગરો કુસમ તજીને ઘેલો કેતકી વાસ કોણુ લીયે ?
ચિન્તામણી રત્ન મૂકીને કંકર પર મોહાય ?
પારસ પરહરી પર ધાતુ પર લંપટ થઇ લોભાય;
સાંકર છોડીને અફીણુ હાથે લઇને કોણુ ખાય ?
ગંગા જળ મૂકીને મૂરખ ન્હાળે ન્હાવા જાય ?
સત્સંગીનાં મીઠાં ફળ તો સંત વિના કોણુ દીયે ?
મારગડો એ મળે કોણુથી, અમે અજાણ્યા છીયેઃ સત્સંગ.

કાશીના કાયસ્થ ગોરને ત્યાં કલહણી સ્ત્રી અને વિધવા કન્યા હતાં; એ પ્રસંગ વાંચનારના લક્ષમાં હોવો જોઇએ. ગુણુવંતી જ્યારે કાશીમાં પોતાના પિતાના શ્રાદ્ધકર્મ નિમિત્તે આવીને ગોરને ત્યાં ઉતરી હતી, ત્યારે ગોરનો ગૃહસ્થાશ્રમ વ્યાધીગ્રસ્ત હતો. અપવાદજનક હતો. ગુણુવંતીના સત્સંગ ને સહવાસ પછી એ માતા ને પુત્રીના સ્વભાવ બદલાયા હતા. કલહણી સ્ત્રી, સ્વામીભક્તિ શીખી હતી, અને નાદાન વિધવા કન્યા, સરસ્વતીદેવીના સેવનથી ઉચ્ચ સંસ્કાર પામવા લાગી હતી.

વિધવા કન્યા અહોનિશ નિત્યનિયમ કરતી હતી. પ્રભાતમાં વ્હેલી ઉઠીને વાસણો અજવાળતી હતી. ઘરમાંથી કચરો પુંજો કહાડતી. પુજાનું સાહિત્ય તૈયાર કરતી, ને પ્રાતઃસ્નાન કરીને દેવપુજા, સ્તુતિપાઠ વગેરે કરતી. ગોરાણી પણ એજ રીતે પોતાનું નિત્ય કરતી. લાડકી રસોઇનું કામ સંભાળતી હતી, ત્યારે ગોરાણી પોતાના યાત્રાળુ યજમાનની બરદાસ કરતી હતી. આ રીતે ગુણુવંતીના સત્સંગનું રૂડું ફળ મળ્યું હતું.

સ્વામી સચ્ચિદાનંદ તથા શાન્તનુને લઇને ગોર પોતાને ઘેર આવ્યો. પિતાને આવતા જોઇને પુત્રી, તથા પતિને જોઇને પત્નિ

દરવાજા કને આવ્યાં. મા-દીકરીએ સ્વામીને નમન કર્યું. ગોરે પરસ્પર પિછાણુ કરાવી. પરોણાનો યથેષ્ટ સત્કાર કરીને યોગ્ય ઉતારો આપ્યો. સ્વામીને એકાન્ત ઓરડો, અને શાન્તનુને પોતાની પુત્રી લાડકી જોડે રહેવાનું ઠરાવ્યું. આ રીતે યથેષ્ટ સત્કાર કરીને તેઓને ભોજન તથા ફળાહાર કરાવ્યું, ને રાત્રીએ કથા વાર્તા કહીને થાકને લીધે સૌ પ્હોડી ગયાં. ભ્રમિત મનની શાન્તનુ કેવળ નિદ્રા હીન રહી; કેમકે તેનું જીવન આ જુઠ્ઠા જગતમાં થોડાંજ ચોઘડીયાં કહાડવાનું હતુ—અસ્તુ!

---

## પ્રકરણ ૨૩ મું.

---

### યોગમાયા—શાન્તનુનો ગંગા-પ્રવેશ!

" અમે તો આજ તમારા, બે દિનના મ્હેમાન—ટેક.
સફળ કરો આ સહજ સમાગમ, સુખનું એજ નિદાન;
આવ્યા એમ જશું તે રીતે, સર્વે એમ સ્મશાન?—૧.
સાચવજો સંબંધ પરસ્પર, ધર્મે રાખી ધ્યાન;
સંપે સદ્દગુણ લ્હેજો-દેજો, દૂર કરી અભિમાન.—૨.
લેશ નથી અમને અંતરમાં, માન અને અપમાન;
હોય કશી કડવાશ અમારી, તો કરજો પ્રિય-પાન.—૩.
'કેશવ' હરિએ કરૂણા કીધી, ન ભમો ભૂલી ભાન;
તત્વે તાન રહે છે તેને, થાય ન જરીએ જાન.—૪.

શાન્તનુની રગેરગમાં યોગનો મંત્ર ઝળહળી રહ્યો. અસાર સંસારમાંથી ઉડી જવાનો નિશ્ચય કર્યો. મધ્ય રાત્રી વીતિ ગઇ, પથારીમાં આમતેમ આળોટીને થોડો વખત પુરો કર્યો, પણ આખરે ચિત્તભ્રમ ચાતકી ઉઠી. દીવો ધીમો બળતો હતો. સર્વે સુઇ ગયાં

હતાં. ગોરાણી આગલા ખંડમાં હતાં. લાડકી અને શાન્તનુ અંદરના ભાગના ઓરડામાં સુતાં હતાં. લાડકી પૂર્ણ નિદ્રામાં હતી. તે કોઇ પણ કુમાર્ગપર ચડી ન હતી, એટલે તેને કશો સ્વપ્ન વિકાર થતો ન હતો. જગતમાં ઉથલપાથલ થાય, તોપણ લાડકીની નિદ્રા એકદમ ઉડે તેમ ન હતી. શાન્તનુ ઉઠી, અને પોતાનાં કપડાંની પ્રવાસ-પેટી ઉઘાડીને કાગળ તથા સીસાપેન બહાર કહાડયાં. દીવાની જ્યોત વધુ જાગૃત કરીને પિતાજીને પત્ર લખવા બેઠી.

કરૂણાળુ પિતાશ્રીઃ—

આપ મ્હારા જન્મદાતા છો. આપે મને લાયક ઘેર વરાવી, પરંતુ દૈવકોપે મેં વિધવાપદ મેળવ્યું. મ્હારી બાળ અવસ્થા પરથી ખિલતા અવયવોએ મને યૌવનમદ પ્રાપ્ત કર્યો, ને દુઃસંગતે તથા અનિવાર્ય પ્રસંગે, મનોવૃત્તિ નબળી પડી જવા લાગી, ને હું ભૂલી પડી. એ ભૂલથી હું દેશવટો પામી, પણ ત્યાંએ કર્મ આડું આવ્યું. પ્રદેશમાં શાન્તિ મેળવવા નીકળી, તો અહિંએ ભાગ્ય નડયું. વૃદ્ધ માતાજી નદીમાં ડુબી ગયાં. હું એકલી થઇ પડી. રસોયો છુટો પડી ગયો. આખરે પ્રદેશમાં અનેક જાળમાં સપડાણી, ને પ્રભુએ બચાવી. હવે હું કોમળ મનની બાળા ભવ-દુઃખથી થાકી ગઇ છું.

મ્હારૂં ચિત્ત પ્રભુ ચરણમાં પ્રવેશ થયું છે. મીરાંનો આશિર્વાદ પ્રાપ્ત થયો કે ગમે તેમ, પણ મને શામળાની લગની લાગી છે. પિતાકૂળ ને શ્વસુર કૂળને કદાચ કામ-પીડાથી શરમ આવે, એટલે મેં જીવન ટકાવીને મુક્તિ મેળવવા યત્ન કર્યો નથી-કેમકે મ્હારૂં ચિત્ત હજી એટલું દૃઢ થયું નથી. જે દૃઢતા પ્રાપ્ત કરી છે, તે ચળિત નહિ થાય, એ મને ભરૂંસો નથી, તેથી હું મ્હારા ગંદા દેહને ગંગાજીને સ્વાધીન કરૂં છું.

જગત સ્વાર્થી છે. સંસ્કારી છે. સ્નેહ માત્ર દુઃખનું મૂળ

છે. પિતા તરીકેના પ્રેમથી તો અળગી થઇ હતી, અને માતાએ તો બચપણુથીજ—(આંસુંનું ટીપું પડવાથી અક્ષર છેકાયા !), વિસારી દીધી છે; એટલે શોક થવાનો નથી. મ્હારા ધણીનું ધન છે, તે માંહેથી ¾ ભાગ, તેમના અખંડ પુન્યમાં વાપરવો. અને ¼ ભાગ, '**યોગમાયા**' ને નામે '**વિધવાશ્રમ**' બાંધવામાં વાપરવો. બાળ વિધવાઓ માટે આ આશ્રમમાં નિર્વાહ સાધન, અને જ્ઞાન મેળવવાનું સાધન કરી આપવું.

આ રીતે વ્યવસ્થા કરવાનું તમને તથા મ્હારા પતિના વારસાના ટ્રસ્ટીઓને સોંપું છું-જો આ વ્યવસ્થા કરવામાં ભ્રષ્ટતા થશે, તો પ્રભુના દરબારમાં તેનો તમારે દંડ દેવો પડશે. અનાથ વિધવા આ કાળે વિશેષ શું કહી શકે ! આખરે મ્હારા પ્રમાણુ—

લા૦ યોગીનિ (શાન્તનુ)—

શાન્તનુના અક્ષર દેહે આ પત્રદ્વારા પિતૃ સંબંધ છોડયો. તે પછી તેણે ગોરને એક પત્ર લખ્યો.

સાક્ષર શ્રી ગોરજી મહારાજ,

આપ અમારી જ્ઞાતિના ઉપાધ્યાય છો. આપે મને બહુજ સહાયતા આપી છે. હું જગતથી કંટાળી ગઇ છું. સ્વામિ સચ્ચિદાનંદનો ઉપદેશ, મ્હારી માયાથી છુટી પડેલી ચિત્તવૃત્તિને પુષ્ટિ આપનારો થઇ પડયો છે હું હવે આ ક્ષુલ્લક સંસારમાં જીવન ગાળવા ઇચ્છતી નથી. મેં મ્હારો દેહ ગંગાજીને અર્પણુ કર્યો છે, મ્હારી શોધખોળ કરવાની અગત્ય નથી. આ સાથેનો પત્ર મ્હારા પિતાને પહોંચડાવજો.

મ્હારી પેટીમાં દાગીના તથા રોકડા રૂપિઆ છે. તે લગભગ બે હજારની રકમ છે. તેમાંથી ધર્મશાસ્ત્ર પ્રમાણે ક્રિયામાં વાપરજો, ને બીજી રકમ રહે, તે મ્હારી પાષાણુ મૂર્તિ ઘડાવીને ગંગા કાંઠે મુકાવજો-તે મુર્તિ નીચે આ લેખ કોતરાવજો.

"ઓ ભારતિય વિધવાઓ? તમારા અક્ષર દેહને સ્વામીરૂપ શ્રી હરિના અક્ષય ધામમાં અહંબ્રહ્મસ્વરૂપે એક દષ્ટે પ્હોંચાડી દો!" આ લેખથી મ્હારો આત્મા શાન્તિ પામશે–અને આપને પણ પુન્ય પ્રાપ્ત થશે. સ્વામી શ્રી સચ્ચિદાનંદજીને મ્હારા પ્રણામ કહેશો.

લી. અક્ષરદેહી–શાન્તનુ—

આ બન્ને પત્રો પરબીડામાં નાખીને ગોરની પુત્રી લાડકીની પથારીપર મુકયા, ને પોતે સફેદ વસ્ત્રો પહેરી, વાળ છુટા મુકી, હાથમાં તુલસીના પારાની માળા લઇને ધીમે ધીમે ખડકી બહાર નીકળી–કાશીના રાજમાર્ગથી અજાણી છતાં, પરોઢીઉં થવાથી, ગંગાકાંઠે સ્નાન કરવા જનારાં લોકો જોડે પોતે પણ ઘાટપર પ્હોંચી, અને કિનારાથી દૂર ચાલી ગઈ. જ્યાં લોકોની આવજાવ નહતી; તેમ કોઇની દૃષ્ટિ પણ પડી શકે તેમ ન્હોતી, તે સ્થળે આવી પ્હોંચી. તેણે હાથમાં માળા લઇ, ગદગદિત કંઠે, પોતાના અક્ષર દેહને તટસ્થ કરી, ચક્ષુને ઉંચી ચડાવી ગગન તરફ મોં રાખીને પ્રભુને વિનંતી કરવા લાગી. બે હાથ ઉંચા કરીને પોતાના પાપનો પસ્તાવો કરવા લાગી!

"ઓ પરમ કૃપાળુ પરમેશ્વર? મેં જો કે મ્હારા કર્મે આ રંડાપો ગ્રહ્યો છે; પણ એવી અનાથ આર્ય અબળાના વૈધવ્ય પ્રસંગે તું તેઓને એવી સદ્બુદ્ધિ આપજે, કે તેઓ પોતાના સ્વામિના સ્નેહનું અખંડ પુજન–પાન કરીને આ અક્ષર દેહ ત્હારા પવિત્ર ચરણમાં અંગીકાર કરાવી શકે! ઓ દયાળુ દેવ! ભારતની બાળ વિધવાઓ કળિના દુતોનો ભોગ થઇ પડે, અને જો તેની બુદ્ધિ કામદેવ ભ્રષ્ટ કરે, તો તે દુતોને અળગા રાખીને બાળ કન્યાઓને સદ્બુદ્ધિ આપજે, કે જેથી તેનો પવિત્ર દેહ કામી કીડાઓના સંગથી ભ્રષ્ટ ન થાય! પુનર્લગ્ન જેવા મહા પાપના કુંડમાં ઝબોળાતી ઉચ્ચ આર્ય વિધવાઓથી ભારતની ભૂમિ ભ્રષ્ટ થઇ છે; માટે મુજસરખી અજ્ઞાન બાળાને સદ્બુદ્ધિ આપજે, અને

( ૪ )

શાન્તનુ.



ધન્ય! આર્ય વિધવાઓ! તમારા અખંડ ટેક ધન્ય છે!

ભા. ૮ પૃ. ૨૦૫.

The Bombay Art Printing Works, Fort.

અમને અમારા સ્વામીની અખંડ સ્નેહ-જ્યોતનાં દર્શન કરાવીને મુક્તિપદ આપજે !" એટલું બોલીને આ પવિત્ર મૂર્તિ ગંગામાતાને, પોતાનો દેહ અર્પવા માટે કિનારે આવી-વિરાગી બની. પ્રભુચરણની રાગી બની:

"ઓ પવિત્ર ભગીરથી ? આ ભારતની પવિત્ર ને બાળ-વિધવાનો અક્ષરદેહ જો કાયા, વાચા કે મનથી અપવિત્ર થયો હોય, તો ભારતભૂમિના કલ્યાણ અર્થે તું પવિત્ર કરજે—જે અંબે ! જે ગંગા મૈયા !-"

એટલું કહેતામાંજ શાન્તનુએ પોતાની કાયા ગંગા-જળમાં નાખી દીધી, અને શુદ્ધાત્મા સંસ્કાર યોગે પ્રભુ ચરણમાં પ્હોંચી ગયો.

ધન્ય, આર્ય વિધવાઓ ? તમારી અખંડ ટેકને ધન્ય છે, શાન્તનુ ? તું નબળા મનની છતાં, આખરે આર્ય ધર્મને યશ આપનારૂં, ને પવિત્ર આર્ય વિધવાઓને દાખલો દેખાડનારૂં કર્મ કરીને ત્હારા દેહાત્માને શાન્તિથી આ જગતમાં કૂડાં કર્મથી દુર કર્યો. ત્હારા જેવી પવિત્ર મનની ઉચ્ચ આર્ય વિધવાઓનો જય થાઓ, ને ત્રિલોકમાં તમે કલ્યાણકારી દેવી તરીકે પુજન પામો—અસ્તુ !

શાન્તનુનો સ્થૂળ દેહ પડીને આત્મા અનંત કોટી બ્રહ્માંડનાં અદ્વૈત સ્વરૂપમાં મળી ગયો, અને લાડકી જાગૃત થઇ; તેને સ્વપ્ન સંભ્રમ થયો, એકદમ પથારીમાંથી ઉઠીને પાસે જોયું, તો શાન્તનુ ન હતી. પથારીમાંથી ઉઠીને ઉભી થવા જતાં હાથમાં બે કાગળો આવ્યા. પિતાનો પત્ર જોઇને વાંચ્યો, મોટે સાદે બૂમ પાડી. પાસેના ખંડમાંથી ગોર, સ્વામી અને ગોરાણી દોડી આવ્યાં.

"શાન્તનુએ ગંગામાં દેહ પાડયો !"

"હેં ! તેં કેમ જાણ્યું ?" ગોરે ચમકીને પુછ્યું."

"આ તેનો પત્ર ખબર આપે છે. હું તો ઉંઘમાં હતી-"

ગોરે પત્ર લીધો, ને ખુલ્લે સ્વરે વાંચ્યો. બીજો પત્ર જે શાન્તનુના પિતાપર હતો, તે પણ વાંચ્યો—ને સર્વે શોકમાં પડયાં.

“ અફસોસ ! યુવાન બાળાએ વૃથા દેહ પાડયો ! ”

“સંસ્કારથીજ સર્વ બન્યું છે. જ્ઞાની બાળાનું ચિત્ત લગાર ભ્રમિત ને ભ્રમિત જણાતું હતું. અકર્મ ને અધર્મ કર્મ કરવા કરતાં દેહ પડેલો યોગ્ય છે ! હવે એ ખબર તેનાં પિતાને કરવી. મ્હારી સાથે તમારે મુંબઇ આવવું. રત્નલાલ શેઠને મળીને હું પણ હિમાલય તરફ જઇશ. મેં નિલમગવરીને પુનઃ દર્શન દેવાનું વચન દીધું છે, એટલે છેવટે એક વેળા સૌને ભેટવું પડશે. ”

“ વારૂ, ત્યારે હું પણ આવીશ. ” શાન્તનુનો શોક બંધ પડયો, ને ગોર તથા સ્વામી પ્રાતઃકાળ થતાં નિત્યકર્મ માટે ગંગાકાંઠે ગયા.

---

## પ્રકરણ ૨૪ મું.

---

### નવલ અને કુન્દનનો મેળાપ !

“ અલ્લો ! મિ. નવલરાય ? કમ—ઑન ! ” કુન્દને હાથ લાંબો કરીને નવલની સામે શેકહેન્ડ માટે ધર્યો—

“ ઓહઃ ! કુન્દનલાલ ! સાહેબજી ! ” નવલે ડબ્બામાં પ્રવેશ કરતાં કુન્દનનો હાથ પકડયો, ને પોતે અંદર આવ્યો.

“ તમે કયાંથી, ને કયાં જાઓ છો ? ” કુન્દને સ્વસ્થપણે એટક લીધી.

“ હું મુંબઇ જાઉં છું. પિતાજી ડેન્જરસ ઇલ છે ! નવલે બેસીને કહ્યું.

“ વેરી સોરી ! સારે ભાગ્યે તમને ખબર મળી, નહિ તો ડોસા-

જીને જંપના રહેત ! આપ તો બહુ લાંબે પ્રવાસે-

"લાંબે કે ટુંકે પ્રવાસે તો ન્હોતો ગયો. પણ ભાગ્ય લાંબુ થઇ ગયું, ને અવળા નસીબને લીધે અક્કલ બહેર મારવાથી, તથા ગ્રહના પ્રકોપે ઉલટો માર્ગ મળવાથી એટલા વખત સુધી રખડયો, ને પિતાજીની, પત્નિની, તથા જન લોકની નજરમાં અળખામણો થઇને ચાકડે ચડયો—"

"ઓલ વેલ ધેટસ એન્ડ વેલ ! છેવટ પ્રભુએ સૌને મેળવ્યાં, એટલે બહુ સારૂ થયું."

"પણ તમે કયાંથી આવો છો, ને કયાં જાઓ છો ?"

"હું નાથદ્વારાથી આવું છું-મ્હારી સાથે રાજમાતા અને મહારાણી છે. અમે યાત્રાર્થે નીકળ્યાં હતાં-મ્હારી કર્મ કથા બહુજ લાંબી છે, પણ ટુંકમાં એટલુંજ, કે કુમાર કોઇ લુટારાની કન્યા લાવ્યો છે-"

"હેં ! પેલી રનાદે ત્યા આવી ચડી છે કે ?" નવલે ચોંકીને પુછ્યું.

"હા, કેમ ? આપ કેમ ચોંકયા ?"

"ત્યારે તો હું સઘળી વાત કરૂં ! હું ગુણવંતી સાથે પ્રવાસમાં જતાં રેલ્વેના આંચકાથી નદીમાં પડી ગયો, ને સદ્ભાગ્યે બહાર નીકળ્યો; ત્યાંથી કાંઠાપર જઇને સામેની ઝુંપડીનો આશરો લીધો. એ ઝુંપડીમાં લુટારો તથા તેની છોડી રહેતી હતી-

"હા, એ ખબર અમને મળ્યા હતા-પણ પાકે પાયે નહિ, હોં !" કુન્દને વચ્ચે કહ્યું.

"મ્હારી કને નોટો હતી, તે પડાવા લુટારાએ યત્ન કર્યો; પણ પેલી છોડી વચ્ચે આવતાં, લુટારાએ બંદુક સામે ધરી. દુર્ભાગ્યે બંદુકનો આંકડો છુટી ગયો, ને ગોળી લુટારાનેજ વાગી.-

"અફસોસ ! પછી-પછી !"

" પછી હું પણ નાઠો–ને પેલી છોડીએ ન્હાસી ગઇ."

" ત્યારે તમને વડીલશ્રીના મંદવાડની ક્યાંથી ખબર પડી ?"

" તે પછી જંગલમાં કોઇ રખડુ સ્ત્રી વળગી પડી; તેવામાં રાજેન્દ્રલાલની સ્વારી ત્યાંથી નીકળી !"

" ઓહો ! તમારા જમાઇ મળી ગયા–તેમને કોણે કહ્યું હશે ?"

" તેમણે છાપામાં વાંચ્યું હતું. પ્રથમ તો તેણે સગપણની વાત પ્રકટ ન કરી. કેમકે લુટારાના ખુનની તપાસ થતી હતી, ને તમાં સ્વામી સચ્ચિદાનંદ પકડાયા હતા—"

" હેં ! સ્વામીશ્રી એ પ્રદેશમાં પ્રવેશ કરતાં પકડાઇ ગયા ? તેનાપર ધર્મ કરતાં ધાડ આવી–તે તો બિચારા તમારી શોધ માટે નીકળ્યા હતા."

" હા; તેઓ પણ પકડાઇ ગયા, અને વધુ શોધ ચાલુ થઈ. તેવામાં હું પકડાઇ ગયો, ને મ્હારી જુબાનીમાં આ હકિકત નીકળી ગઇ, એટલે રાજેન્દ્રલાલ મને કેમ્પમાં લઇ ગયા. ત્યાં સ્વામી સાથે ભેટો થયો, અને અમારી બન્ને પરથી આળ ઉતર્યું; એક સિપાઇ મને દમ મારીને દશ હજારના નોટોના કડકા ખેંચી ગયો હતો, તે પણ પાછા મળ્યા. રાજેન્દ્રલાલે, પિતાજીને મ્હારા મેળાપ સંબંધી તાર કર્યો છે, તેના જવાબમાં પણ સીકનેસની ખબર આવી; એટલે હું મુંબઇ જાઉં છું."

" ત્યારે પેલા કેસનું શું થયું ?"

" લુટારાને તો બાળી મુક્યો. માત્ર રનાદેની જુબાની ઉપર સઘળો આધાર રહેલો છે. જો કે તેમાં નવું કશું નથી; પણ કેસનો પુરાવો પુરો કરવા માટે માત્ર નામની નોટીસ કરી છે, ત્યાં તમારા જમાઇ મી૦ સુરેન્દ્રલાલ છે."

" મને લાગે છે, કે કુમારશ્રી ગભરાયા હશે, ને મદદ માટે મને પાછો બોલાવ લીધો હશે—"

" યેસ ! એમજ હશે; જો તમારે તેમને ઉપકાર તળે દાબવા હોય, તો આ સમય અનુકૂળ છે—"

" ચિન્તા નહિ, એક હાથમાં વફાદારી ને બીજા હાથમાં બદલો લેવા દેવાનો છે, પણ આ ખટપટમાં બીજું કંઇ નથી, કની ? "

" ના; માત્ર નામની જુબાની મોકલવાની છે. કદાચ તમારા દેશી રાજના ખટપટીયા કારભારીઓએ કુમારને ચીરવા યત્ન કર્યો હોય, તો ગંભીર રૂપ અપાયું હોય ! "

" તેની ચિન્તા નહિ. હું જલદીથી સમાધાની કરીશ. નવલરાય ! હું તમારી સાથેજ મુંબઇ આવતે; કેમકે શેઠની તબીયત ભયંકર હશે, વળી નીલમગવરી પણ ગભરાયાં હશે, જો કે તેની બ્હેન તો ત્યાંજ છે; તો પણ—

" તમે જલદીથી આવી શકશો, ને હું સત્વર પહોંચી જાઉં છું. મેં તાર પણ કરેલો છે."

" વારૂ; પ્રભુએ એટલી દાદ સાંભળી, અને પિતા પુત્રનો મેળાપ કરાવ્યો, એ પણ આનંદની વાત. જો કે પિતાએ કદાચ તમારૂં પુરૂં સુખ ન મેળવ્યું, તોપણ—

" અને હજી પણ સંસ્કાર હશે, તો લેવાશે, દેવાશે; મને એજ પશ્ચાતાપ થાય છે; પરંતુ મ્હારાં અવળાં ભાગ્ય ત્યાં હું શું કરી શકું ! " નવલની આંખમાં આંસુ આવ્યાં—

" ભાવી બળવાન છે. હવે ગઇ ગુજરી વાત યાદ ન કરશો."

નવલ વધારે પ્રસંગ કહાડે, ત્યાં સ્ટેશન આવ્યું; અને કુન્દને ઉતરવાની તૈયારી કરી—

"હું રજા લઉં છું; તમે મુંબઇ જઇને શેઠની તબીયત સંભાળજો, તરત તાર કરજો—જો કે હું જલદી આવવાનો યત્ન તો કરીશ." કુન્દને ઉતરતાં કહ્યું.

"ચિન્તા નહિ. પ્રભુ સૌ સારૂં કરશે." નવલે ધિરજ આપી, અને બન્ને સાહુએ શેકહેન્ડ કરીને છુટા પડયા. છેવટની શાન્તિ, આગલાં દુઃખને દબાવી દે છેઃ—

## પ્રકરણ ૨૫ મું.

### સાહસ કર્મનો પસ્તાવો!

જન સ્વભાવના નિયમ પ્રમાણે માણસ નબળાઇને લીધે ક્રોધાવેશમાં ઉતાવળું પગલું ભરી સાહસ કરે છે, પણ થોડાજ સમયમાં તેના પસ્તાવાનો પ્રસંગ દૃષ્ટિ કને ખડો થાય છે! દીર્ધદર્ષિ જનો નુકસાન સમયે પણ શાન્તિ પકડીને ખોટ ખમી રહે છે. વિદુરજીએ ધૃતરાષ્ટ્રને એવીજ રીતે ઉપદેશ કર્યો હતો. જમદગ્નિ ઋષિને ત્યાં કામદુર્ગા ગાય હતી. જરાસંધ રાજાએ તેની માગણી કરી હતી. ઋષિપત્નિના અભાવે જ્યારે રાજવીરે ગાય લઈ લીધી, ત્યારે પરશુરામજીએ એકવીશવાર ક્ષત્રિઓને સંહાર્યા; આ પરિણામ જરાસંધના ક્રોધ અને સાહસનું હતું. દુર્યોધને પાંડવોના કાચના મહેલમાં પ્રવેશ કરતાં જળભૂમિકા જોઇને વસ્ત્રો ઉંચાં લીધાં, ને સભા હસી. આ ક્રોધના બળે, સાહસ વોર્યું; ને દ્રૌપદીની લજ્જા લૂટી, તથા પાંડવોને વનવાસ કહાડયા; પણ પરિણામે આખા કૂળનો ક્ષય થયો. એજ રીતે રાવણનો પણ થયો હતો. સાહસ કરનારાઓનો પસ્તાવો, એ આભુપણ આચ્છાદન છે. જેમ અગ્નિમાં ધુમાડો, અંગ પર ચામડી, બીજ પર કોટલું, અને આત્માપર માયા ઈત્યાદિ.

સાહસ ને હિમ્મત વડે કૂદે, તે અંતે જય પામે છે; પણ ક્રોધાવેશે સાહસ કરી, ખરા લાભ લેવા જતાં સર્વે વામે છે !

વીરપુરના મહારાજા ઇંદ્રસેને આકળાપણામાં કુન્દનલાલને અપમાન કર્યું, અને રાજમાતા તથા રાણીનો પણ તિરસ્કાર કર્યો. હિતસ્વીજનો પ્રત્યે, વડીલો પ્રત્યે, બાળ–મગજથી કે કાચા કાનથી જે કોઈ અપમાન યા અવિવેક કરે છે, તેનો પશ્ચાતાપ ઘણો શરમ ભરેલો ગણાય છે. વીરપુરની નવી રાણી પર કૃત્રિમ ત્હોતમ ઉભું કરીને દિવાન સાહેબે રાજની તિજોરી ખાલી કરી દીધી, અને સરકારી અમલદારોને લાંચ આપવાને બ્હાને, કુન્દનલાલપર આળ ઓઢાડીને પોતે પૈસા હજમ કરી ગયો; એ પ્રસંગ તાજો થયો છે. કુમારના મિત્ર માધવે આ ભોપાળું ઉઘાડું પાડયું છે, એ પ્રસંગ સ્મરણમાં છે. સ્ટેશનપર સર્વેને લેવા માટે માધવ આવ્યો છે. વેટીંગ રૂમમાં રાજમાતા વગેરેને સત્કાર કરવાની તૈયારી કરી હતી. ટ્રેન આવતાંજ માધવ ઝડપથી કુન્દનલાલને મળ્યો, ને તેની જોડે માતાજી કને ગયો. રાજ રીત પ્રમાણે પડદા દ્વારા સૌ વેટીંગમાં ગયાં. માધવ પગે પડયો. રાજમાતાએ માધવને પુછ્યું.

“ ભાઇ તો સારો છે કે ? ” માતાનો અધીરો જીવ તો જુઓ ! અરે ઓ નગુણા દીકરાઓ ? બે બદામની બૈરી પરણ્યા પછી આંધળા બનીને માતા જેવી માયાળુ મૂર્તિને અપમાન કરતાં નહિ ડરનારા મુર્ખાઓ ? તમે માતાની આ મમતા તો જુઓ ? રાજમાતા અપમાન તો વિસરી ગયાં–ને ઉલટું પુત્રની શાન્તિના સમાચાર પુછવા લાગ્યાં.

“ હા, માજી ! ” માધવે નીચી નજરે જવાબ આપ્યો.

“ કેમ, માધવ ! એવું ધીમું વચન કેમ બોલ્યો ! અમને આમ એકાએક તાર કરીને તેડાવવાનું કંઇ કારણ ? ”

" સાહસ કામનો પસ્તાવો, રાજબાળકોનાં એ લાડ ! " માધવે, મિત્રના દોષ ઢાંકવા મધુરી જીભ વાપરી.

" મને જરા સ્પષ્ટ કહે, હું કશું સમજી શકતી નથી. "

" માતાજી ? દિવાનની ખટપટને લીધે કુમારશ્રી ઉશ્કેરાઇ ગયા, અને આપ સર્વને તેમનાથી અપમાન થઇ ગયું; પણ જ્યારે તેમની આંખ ઉઘડી, ત્યારે રડવા બેઠા, ને આપને યાદ કર્યાં.

"ઘેલો રે ઘેલો ! શું હું મ્હારા બાળકનું અપમાન યાદ રાખું?"

" પછી રાણીબાને તો—"

" મ્હારા સ્વામીનાથ મને અપમાન કરતાજ નથી, અને ધણીનું અપમાન એ તો સ્ત્રીનાં જીવનનો સાચો સુધારો છે. "

" કુન્દનલાલજીને તો ખરેખર દુઃખ લાગ્યું હશે ! "

" જો દુઃખ લાગ્યું હોત, તો એકવાર મુંબઇ જઇને પાછા શા માટે અહીં આવત ? એ તો અમારા અન્નદાતા છે. મરહુમ મહારાજાના તપનો આ પ્રતાપ છે. તેણે અમને પુત્રવત્ પાળ્યાં છે, ત્યારે કુમારશ્રી તો અમારા હાથમાં ઉછર્યા છે. ભલે તેઓ રાજપદ પામ્યા, અને અમારા અન્નદાતા થયા; પણ તેથી વિવેકનું વડીલપણું જાળવવાનો અમારો ધર્મ છે. "

" આપ સર્વે સુજ્ઞ છો, વડીલ છો, મહારાજા ઉપકાર માને, તે પહેલાં એમના અપરાધની ક્ષમા હું ચાહું છું. "

" બીજું વિશેષ કંઇ ? " માતાજી બોલ્યાં.

" વિશેષમાં કુન્દનલાલને એક ફરજ બજાવવાની છે. " માધવે કહ્યું.

" આ દેહ, વીરપુર રાજ્યને તાબે છે. " કુન્દને કહ્યું.

" નવાં રાણીપર ખુનનું ત્હોમત.—"

" હેં ? માધવ, તું આ શું કહે છે ! " માતાજી બોલ્યાં.

"માતાજી ? શાન્ત થાઓ, એ સર્વે ઉપજાવી કહાડેલી હકિકત છે. મને એ વિષે હમણાં માર્ગમાંજ હકિકત મળી છે. જસાજી ઠાકોર લૂટારા રૂપે સર્યુ કાંઠે રહેતા હતા. તે સાથે રનાદે હતાં. નવલરાય જે મ્હારા સાઢુ થાય, તે ત્યાં ઉતર્યા હતા. તેને લૂટવા જતાં બાઝમબાઝીમાં બંદુકનો આંકડો છટકયો, ને શિકાર માટે ભરેલી બંદુકમાંથી ગોળી બહાર નીકળીને જસાજીને વાગી. ભયને લીધે નવલરાય તથા રનાદે નાઠાં. રનાદે આપણા કુમારશ્રીને મળી ગયાં ને નવલરાય મને હમણાંજ મળ્યા, તેઓ પણ આ કેસમાં પકડાયા હતા. એના જમાઇએ પકડયા હતા; પણ તપાસને અંતે કેસ લુલો થઇ ગયો. માત્ર રનાદેબાની જુબાની લઇને મોકલી દેવાની છે; કારણ કે તેમની સાક્ષી કેસમાં દફતરે જરૂરની છે."

"વાહવા; ત્યારે તો તમે સર્વે કેસ જાણી ચુકયા છો ! મેં સાંભળ્યું છે, કે આપણા આ જીલ્લાના નવા કલેકટરને આપણી લીલુ બહેન વરાવ્યાં છે ?"

"હા; તે તો માજી જાણે છે."

"હું સારી રીતે જાણું છું, ને મ્હારે તેમને આશિર્વાદ દેવો છે. પણ લીલુનાં લગન વખતે સૌ થઈ રહેશે."

"ત્યારે તો નગરમાં પધારો, ને આ કેસનો નીવેડો લાવો. કુમારશ્રી બહુ ગભરાઇ ગયા છે, દિવાને બહુ ભડકાવ્યા છે."

"અને એજ માટે બ્હીકણા ભાઇએ અમને બોલાવ્યા !"

"દુઃખમાં તો માતાજ યાદ આવે કની !"

"દીવાનના તર્કટથી કોઈ દીન રાજ પાયમાલ થશે."

"હવે એની મેળેજ રસ્તો થઇ ગયો છે. કુન્દનભાઈ ધારે, તો હમણાં તે ઉડી જાય, અને રાજને શાન્તિ થઇ જાય !"

"કોઇના પેટપર પગ મુકવાનું મ્હારૂં કામ નથી. મરહુમ મહા-

રાજાના પુન્યે હું હવે ભૂખ્યો રહ્યો નથી. વળી રત્નલાલ શેઠ મીલ સ્થાપે છે, બેંક ઉઘાડે છે, તેમાં રહેવાનું મેં પ્રોમીશ કર્યું છે. મ્હારી ફરજ બજાવીને હવે હું રજા લઈશ. હું તો માજીને મળવા, ને છેલ્લી ભેટ કરવા આવ્યો હતો, પણ બા સાહેબે સાથે લઈ જવા આગ્રહ કર્યો, પછી લાચાર થયો. દેશી રાજની નોકરી બહુ વર્ષ કરી. હવે લગાર ઠરીઠામ થઈએ. બાળ બચ્ચાનું તો કલ્યાણ કરીએ."

"કુન્દનભાઇ ? તમે તો જવાને ઉતાવળા થશો, પણ અમે કેમ જવા દઇશું ! દિવાનપદ લઇને પછી પધારો ! કુમાર સાહેબનો એ સંકેત છે, ને તે માટે સૌને બોલાવ્યા છે."

"હું પણ એજ ઇચ્છતી હતી." માજી બોલ્યાં—

"હવે માતાજીનું વચન નહિ ફેરવી શકાય." માધવે કહ્યું.

"જો મહારાજ પધાર્યા !" કુન્દને જોઇને કહ્યું. મહારાજ આવ્યા. વિવેક થયો. રાણીએ ઘુમટો તાણ્યો. કુમાર અંદર આવ્યો, ને રાજમાતાને ચરણે પડીને બે હાથ જોડી આંખમાં આંસુ લાવી ગદગદતે કંઠે બોલ્યો.

"માતાજી ? મ્હારા અનેક અપરાધ છે, હું આપનું બાળક છું, મને ક્ષમા કરો."

"દીકરા ? ત્હારા અપરાધ કેવા, ને દોષ કેવા ? તું તો મ્હારૂં લોહી છું." રાજમાતાએ કુંવરને પોતાની છાતી સાથે દાબ્યો. માતાની આંખમાંથી હર્ષાશ્રુ પડયાં.

"કુન્દનલાલ ? તમને અપમાન થયું છે, પણ હું આંધળો થઇ ગયો હઇશ, ને બીજાના ભભેરાવ્યાથી—"

"કૃપાનાથ ? આપ તો અમારા અન્નદાતા છો; આપ ભલા છો, એટલે એટલુંયે કહો છો, તમે તો મોટા છો."

"કુન્દનલાલજી ? આપની મોટાઇ તો ખરે રાજને અહોકાળ યાદ રહેશે."

" આપ સર્વની મોટાઇથીજ અમે શોભીયે છીયે; આપણું જ્યાં સુધી રાજમાતા ને આ કુળવંત રાણીઓનાં રાજમાં પગલાં છે, ત્યાં સુધી તો–" કુન્દન ગદગદીત થઈ ગયો.

" રાણી પણ મ્હારો દોષ દુર કરશે. "

" ધર્મજ્ઞ સ્ત્રીયો પતિ–દોષ ગણુતીજ નથી. "

" આજનો મેલાપ આનંદીત થયો, કલ્યાણકારી થયો. "

" બાપુ ? આપણાં અંતર તો કુન્દનલાલે ઓળખી લીધાં ? પેલી જુબાની સંબંધી હકીકત તેમના જાણવામાં આવી છે, અને ખરેખર દિવાનનું તરકટ છે. " માધવે કહ્યું.

" કુન્દનલાલ ? આ કાર્ય માટે તમારે મદદ આપવી. "

" હું તાબેદાર છું, હાજર છું, આપ નશ્ચિંત રહો, કામમાં લાંબો સાર નથી; માત્ર દિવાનની ગડબડ વધી હશે. "

" એ જો દૂર થશે, તો રાજનો બચાવ થશે. હાલ તક સારી છે. સુરેન્દ્રલાલ આપણા પોતાના છે. "

" હું તજવીજ કરીશ, અને પ્રભુકૃપાએ સૌ સારૂં થશે; પણ આ સરતે કે મને તરત રજા આપવી. "

" દિવાન પદ સંભાળ્યા પછી શુભ પ્રસંગે રજા મળશે. "

" હવે મને ક્ષમા કરો. "

" તો હું રાજ છોડીને ચાલ્યો જઇશ. માતાજી ? કુન્દનલાલને સમજાવો તો ? "

" નવી રાણી સમજાવી નહિ શકે ! " માતાજી વ્યંગ બોલ્યાં !

" તેને તમારે સંભાળવી પડશે. "

" પટરાણીને ત્હારે સંભાળવી પડશે. "

" કબુલ છે. હું પ્રતિજ્ઞા કરૂં છું, કે કાશીકુંવરી મ્હારૂં જીવન થશે. "

" ને તેજ ત્હારો વંશ રાખશે. "

" બાપુ ? મ્હારી વધામણી છે. મેં સાંભળ્યું છે, કે પટરાણી-શ્રીને ગર્ભ છે. " માધવે કહ્યું.

" અને જ્યોતિશીના કહેવા પ્રમાણે તે પાટવી કુંવરનો ગર્ભ છે."

" સૌના મોંમાં સાકર ! " માતા બોલ્યાં, કુમાર શરમાઇ ગયા.

" મ્હારે એક વધુ ક્ષમા ચાહવાની છે. મ્હારે ત્યાં કુમારશ્રી પધાર્યા. તે દહાડે માણેક બ્હેનને ત્યાં માર્ગમાં—"

" હા; માણેક બ્હેન મ્હારી સગી બ્હેન જેવી છે. મેં ભૂલ કરી હતી. માત્ર બે ઘડી બેઠો હતો, કુન્દનલાલ નિદ્રામાં હતા, તેમને જગાડયા નહોતા. એ ભૂલ ક્ષમા કરવી ! "

" તમે અમારા પિતા જેવા ગણાઓ, મને તેનું કંઇ દુઃખ નથી."

" ત્યારે બોલો શ્રી ગોવર્ધનનાથકી જે ! " માધવે કહ્યું. સર્વે નગરમાં પધાર્યા, ત્યાં છેવટનો જે આનંદ થયો, તે જાણવા પહેલાં મુંબઇ તરફ નજર કરીએ—

## પ્રકરણ ૨૬ મું.

### શ્રીમંત ઘરનો મંદવાડ એક શણગાર રૂપ છે !

આજના ફેશનેબલ સુધારાના વખતમાં ધનવંત ઘરનો મંદવાડ એક શણગાર રૂપ ગણાય છે. આરસના ટેબલપર બે ચાર દવાની બાટલી પડી હોય, ડૉકટરોની આવજાવ થતી હોય, ખુશામતીયા અને ઓશીયાળા લોકો બારણે બેઠા હોય, નોકર-ચાકરો ખમાં ખમાં કરતા હોય, ઘરનાં ચીબાવલાં ટણુકામાં શેઠની તબીયતના સમાચાર આપતાં હોય, ને એ રીતે બંગલો ગાજતો હોય, તો તે મંદવાડ કહેવાય ! શેઠને મંદવાડ હાથ પર થયલી ફોલ્લી, અને

શેઠાણીનો મંદવાડ માથાની નબળાઇ હોય તો બસ છે! શેઠ જો સીક થાય, તો આખા ગામનાં ગાડાંઓ ભરીને દલાલીયા ને કજીયાખોરો આવીને બારણે ઉભાજ છે! શેઠાણીની તબીયત બગડી હોય, તો જોઇ લેવો ઠાઠ! પલંગ કને શેઠ તો ખુરસી નાખીને પડયા-પાથર્યાજ છે!

"કાં? સાંભળે છે કે? હું પંખો કરૂં છું!" શેઠ બિચારા ધીમે હાથે પંખો કરતા, ધીમે સ્વરે શેઠાણીને પુછે છે.

"બળ્યો તમારો પંખો! પવનને લીધે માથામાં ચસ્કા મારે છે!" શેઠાણી ચટકો કરીને કહે છે.

"લગાર દવા પીશો?" શેઠ, મેજર ગ્લાસમાં દવા કહાડીને પાવા ઉઠયા.

"બળી તમારી દવા. રડયા ડૉકટરો તો ક્વીનીન ને સોડા વિના બીજું બાળતાજ નથી!" શેઠાણી ક્રોધ કરીને હાથ ઉછાળી બે-ચાર મેજર ગ્લાસ ફોડી ન નાખે, તો તેનો મંદવાડ નહિ! એટલામાં તો નવરી રંડાઓ આવીજ છે. સાસુજી હોય, તો બિચારી ગરીબ થઇને ગાય જેવી વહુ કને આવીને તેનું માથું દાબવા બેસે.

"દીકરા? જરા ગરમાગરમ પુડલો કરી આપું?"

"સાસુજી? તમે પણ અક્કલ વગરનાં છો! વળી કાંજી ગળે ન ઉતરે, ને પુડલો શો?" વહુએ, સાસુજીની કૃપાનો પ્રત્યુત્તર આપ્યો. સાસુએ દરગુજર કર્યો.

"મ્હારી વહુ એક પુરી તો સાજી હોય, ત્યારે ખાય!" સાસુજી સ્ત્રીમંડળમાં વહુનાં વખાણ કરે! વહુ તે કયાંથી વધારે નાખે, પેટમાં માર્ગ જોઇએ કની!

"સંતરે-લીંબુ-નારંગી-દા.....ડે—મ!" ફ્રુટવાળો ફેરીયો અડયોજ છે!

"ઓ—ભૂટ્ટા!" ભૂટ્ટાચોર બૂમ મારતાજ છે!

"ચણે–કુરમરે!"

જ્યાં આ જાતનાં વસાણું પેટમાં પડે, ત્યાં પુરી ને શાક ખાય ક્યાંથી! વળી ગરમાગરમ ભજીયાં, અને તીખી ચટણી જોભરે, પછી તે ખાવાનું પેશે ક્યાં! કહો, તબીયત ક્યાંથી સારી રહે? સાસુજી કહે કે "રડયાં ગરીબડાંનો વાંકો વાળે ન થાય!" ક્યાંથી થાય? એ ટાણું ઘરમાં રાંધેલી ટાઢી–ઉની, સુકી–લુખી રોટલી ખાય, ને આખો દહાડો કામ ધંધો કરે; તેને તે રોગ થાય કેમ! ઉદ્યોગી શરીરના ઘસારામાં પથ્થર પણ પીગળી જાય, તો રોટલી તે શી ગણતીમાં!

"અરે બાઇ? ડાકટરનાં ઘર તો સુતાં કે સ્વપ્નામાંજ છે!" કેમ ન હોય? જીભનો રસ વધેલો હોય, ગળું પહોળું થયું હોય, ખીસામાં ચીચોડાનું જોર હોય, કામ ધંધો ઉતરી ગયો હોય, ત્યારે નવરાં બેઠાં નખ્ખોદજ વાળે તો! મનને ઉદ્યોગની સીડીપર ચડાવો, ને બે ચાર વાર ઉંચે–નીચે ઉતારો, પછી જુઓ તમારૂં શરીર! ન દેવલાલી જવું, કે ન મહાબલેશ્વર બટાટાં ખાવા જવું પડે! "શેઠાણીની નબળાઇ વધી ગઇ છે, માટે માથેરાન પધારો! હવા ફેર થવાથી તબીયત સુધરશે!" વાલકેશ્વરના પથ્થરા!—શરીરને કસ્યા વિના કંઇ શરીર સુધરે? એક વાર રોગ પેસી ગયો, પછી કોમળ તંતુઓમાંથી છુટો કેમ થાય! પ્રભુએ સુખ–વૈભવ આપ્યો હોય, તો તે વાવરો, પણ તે પ્રમાણે કસરત કરો, ને જો તેમ નહિ કરો, તો વિના મોતે મરો—ને ડૉકટરોનાં ઘર ભરો!!

રત્નલાલ શેઠને અલબત જે અકસ્માત થયો હતો, તે જોખમ ભરેલો તો હતો; પણ તેટલો આંચકો સામાન્ય માણસને લાગ્યો હોય, તો તે પરવા ન કરે! ધનવંત શેઠ—નામાંકિત નર, એટલે

તેનું મોટું રૂપ પકડાય. બે ચાર દિવસ ઑફીસમાં ન જઈ શકે. સેક્રેટરીયેટમાં, કૉરપોરેશનમાં, સ્ટેન્ડીંગ કમીટીમાં, ટ્રસ્ટની મિટીંગમાં કે જનરલ ગેધેરીંગમાં જઇ ન શકાયું, તો છાપાવાળાને નવો માર્ગ સુજ્યોજ છે !

શેઠ નથુ......ગંભીર માંદગી !

આ વેલ–પેપરપર કાળા અક્ષરો કુટી માર્યાજ છે. જ્યાં પેપર પર વાત ચડી, કે તાર ખાતાને તડાકો !! ટેલીફોનના નોકરોને ખાવાની પરવા નહિ ! ભલું જો હોય, તો તારનું દોરડુંજ તુટી જાય ! ” લાઇન બંધ હય ! ” યા તો ‘બાત કરતા હય ! ’ ટપાલીયા બારણાંની ધુળ ઉખેડી નાખે–શેઠનો રોગ શું ? પગ લચકાયો ! હત્ તારો બાપ મરે ! નોકર લોકો તો મનમાંને મનમાં હસે, ‘શેઠને કાય ઢોંગ લાવલા આહે ! દેવા–દેવા–દેવા ! બુઢ્ઢાચ્ચા દોન દાણે લાવલા, ને પોટાત દુખાયલા લાગલા, ત્યા મદુન ડોકટરાચી દોડાદોડી ? નોકર લોકાંચી કમબખ્તી ! હતતારી શેટચી—’

રત્નલાલ ઘેર આવ્યા, ને આખા શહેરમાં વાત પ્રસરી ગઇ. ડોકટર કોલી, બોઇડ, ને ડીમક આવ્યા, ડો૦ રજબલી પટેલ, ડા૦ રાવ, ડો૦ ભાલચંદ્ર, અને ડો૦ પોપટ પધાર્યા–આહાહાહા ! મલમપટા, પીવાની દવા, ધડમ ધડાક ને તડમ તડાક, શેઠને પાટા ચાલુ થયા. એક બાજુ નિલમ પોકરશ્રાદ્ધ કરવા બેઠી. બીજી તરફ માણેક તેને છાની રાખવા બેઠી. ત્રીજી તરફ મફતના મલીદા ખાનારાંઓ ખોટા ઢોંગ કરવા બેઠા ! સાચું રૂએ તેના બાપના સમ ! કોને કાળજે ચટકો, બાપુ ! માત્ર એક નિલમનું હ્રદય પિગળેલું હતું; કેમકે તેણી પોતાના બાપ આજેજ મરવા સુતેલા સમજતી હતી. જે બળાપો નવલના વિયોગથી ન થાય, તે દુઃખ રત્નલાલના વિજોગથી થયલું માનતી હતી; કેમકે તેણે પુત્રી તુલ્ય ભાવથી પોતાની પુત્રવધુને વૈભવ સમર્પેલો હતો. અભાગીયા ને અકર-

મી પતિના સંતાપનો બદલો ને શાન્તિના શબ્દો રત્નલાલથી મળતા હતા. " મ્હારા સસરાજીને સારૂં થાય, તો બાબુલનાથ પર સોનાનું શિખર ચડાવું ! " ભોળા શંકરનું શું જાય ! ભલેને રત્નલાલ સો વર્ષ જીવે ! ગમે તો શ્રીમંત હો, કે ગરીબ હો, પણ ઘરનો મંદવાડ ભૂંડો ! શરીરના રોગો શરીરમાંજ સારા છે. ભૂંડા દુશ્મનને પહોંચાય, પણ દુઃખના દર્દને ન પહોંચાય !

રત્નલાલ શરૂઆતના દુઃખારાથી પોતાના દેહના રક્ષણની ચિંતામાં પડી ગયા. જરા અવસ્થા પ્રાપ્ત થઇ હતી. જોકે આહાર વિહારના નિયમીતપણાને લીધે, અને સામાન્ય રીતે સંસારી ચિન્તાનો અળગો કરેલો હોવાથી તેમની તબીયત બહુ અનુકુળ રહેતી હતી. વળી નીલમગવરી તેમની પ્રકૃતિની સારી સંભાળ લ્હેતી હતી. રત્નલાલ કદી પણ ગભરાય તેવા ન હતા; પણ નિલમ પ્રત્યેની પિતા તરીકેની અપૂર્વ પ્રીતિને લીધે, અને પોતાની આબરૂ તથા વૈભવ છતે દીકરે ધુળધાણી થઇ જશે, ને નિલમ જેવી સાધવી તેના સંતાપમાં ઝુરી ઝુરીને મરશે, એ હૃદયભાવ તેને બહુ સતાવતો હતો. નીલમ બહુ ધીરજવંત નારી હતી; પણ હવે તેનું મન અને ધિરજ સ્થિર રહેલું ન્હોતું; રત્નલાલનો આધાર તુટી જવાનો ભય લાગ્યાથી તે બહુજ ખિન્ન બની હતી. રત્નલાલની તબીયત બીજે દહાડે તો બહુ સારી રીતે આરામ પામી; તોપણ વૃદ્ધ શરિરને વળતાં શા શા ચમત્કાર થશે, ને શું પરિણામ આવશે, એ ચિન્તા પેઠી, અને ધિરજ ખોઇને નીલમ ચોધાર આંસુડાં પાડતી રત્નલાલના પલંગ પર માથુ મુકી ડસકાં ભરવા લાગી.

" નીલમ ? બેટા ? આમ કેમ ઘેલી બની છું. મ્હારી તબીયત સારી છે. ચિન્તા ન કરીશ. હું મરી જવાનો નથી, દીકરા ! " રત્નલાલે ધીમે અવાજે નીલમને કહ્યું.

"હું અભાગિની અબળાનો માત્ર એકજ આધાર આપ છો. મ્હારા પિતાજી ગુજરી ગયા, તેની મને બહુ વેદના નથી થઇ; કેમકે આપે મ્હારૂં પુત્રી તુલ્ય રક્ષણુ કરીને વડીલ ધર્મ સંભાળ્યો છે. હું પતિ છતાં કલંકિણી છું; હાય, હું જીવતી મુએલી છું–" નીલમ છાતી ફાટ રૂદન કરવા લાગી.

"નીલુ? આજ આ રીતે નાહાન કેમ બની ગઈ? ત્હારૂં ડહાપણુ કયાં ગયું? ત્હારી ધિરજ કયાં વહી ગઇ? હું તને આટલી નરમ હૃદયની ન્હોતો ધારતો! ભાવી કોઇને છોડવાનું છે, વારૂ? દુનિયામાં અમ્મર કોણુ રહેલું છે, વારૂ?"

"પિતાજી તુલ્ય વડીલ સસરાજી? આજ સુધી પુર્વનાં પાપે દુઃખના બળે દઝાવ્યા છતાં, આપની શીતળ છાયામાં શાન્તિ પામ્યાં છીયે! અરેરે! આજે રતન ને બાબુનો બાપ કયાંથી લાવું! એ બાપુડાં તો આપનેજ વડીલ સમજે છે! એનાં રડતાં આંસુ કોણુ લુંછે! એનાં ફાટતાં હૃદય કોણુ દાબે? પિતાજી? તમારી લાખની આબરૂ ને ક્રોડનો વૈભવ હવે મને સ્મશાન તુલ્ય છે. હું પાપિણી હવે વધુ કાળ જીવવાની નથી. આપનો સ્થુળદેહ, પ્રાણુ રહિત થયો, કે આ પ્રાણુ સાથેજ જશે—"

"નીલમ? ત્હારૂં આ ગાંડાપણું લોક નિંદાને પાત્ર થશે–હજી હું ગુજરી ગયો નથી! તું ધિરજ રાખ, શું પ્રભુ એટલો ક્રુર થઇ જશે?"

"પ્રભુ કાંઇ કોઇની ગરજ જોતા નથી. આશાવંત કુમારિકા શાન્તનુ પ્રત્યે પ્રભુએ શી માયા કરી? મંગળદોરો કોટમાં રહ્યો. હાથ કંકણુ કરમાં રહ્યું; એણે પ્રભુજીનાં કયાં બોર ચોર્યાં હતાં? નાનાં બાળકોને રૂદન કરતાં છોડાવીને માયાળુ માતાનો જીવડો લઇ જનાર એજ પ્રભુજી કે? યુવાન બાળાના સૌભાગ્ય સુખને કશો વિચાર ન

કરીને, વૃદ્ધ પિતા–માતાની માનસીક આશાનો તિરસ્કાર કરીને, અક્ષર દેહીને સંહાર નાખનાર એજ તમારો પેલો કાળીયો કૃષ્ણ કે? વ્હાલા પિતા? તેના ભરૂસાપર શું રહીએ? કાલાવાલા કરે, અખંડ વ્રત ગ્રહણ કરે, તપ કરે, ધ્યાન ધરે, પણ એ હઠીલો કાનુડો તો પોતાનુંજ ધાર્યું કરે! હજાર ઉપાય કરો, ને ક્રોડવાર કરગરો, પણ એ દેવનું કઠોર હૃદય કદી પીગળવાનું નથી. પલકમાં પ્રાણ લઇને ચાલ્યો જશે, વ્હાલાં સગાં આંખ ચોળીને સામું જોયા કરશે!"

"નીલમ? ત્હારા જ્ઞાનનો ભંડાર ક્યાં ચાલ્યો ગયો? ગુરૂ સચ્ચિદાનંદનો ઉપદેશ ક્યાં ન્હાસી ગયો? આજ ત્હારી બુદ્ધિ કે? આજ ત્હારો અભ્યાસ કે? જ્ઞાન મેળવવાનું મહાન્ સાર્થક વિપદ્‌કાળમાં મદદ મેળવવા માટે છે; નહિ કે પોથીમાંથી પઢીને લોકોને દેખાડવા માટે છે!"

"આપદ્‌કાળ બહુ બુરો છે, સસરાજી? તેમાં વળી મ્હારા જેવી અનાથ, દુનિયાના જંતરડામાં ખેંચાઇ–તણાઇને તૂટીજ જાય! એક તો જગતની આંખમાં હળાહળ ઝેર ભરેલું છે. આજ મોટા મનના ને લાંબી નજરના હિતેચ્છુ થોડા મળે છે. જો હું એકલી હોઉં, ને તમારા દીકરા વિનાની રહું, તો પછી ન્યાતના બળી રહેલા કેટલાક અભાગીયાઓ મને સુખે રહેવા દેય કે? મને જીવતીજ દઝાવી મારે!"

"પ્રભુ સૌ સારૂં કરશે. ત્હારી વૃત્તિ હવે સુધરી ગઇ છે. તું ત્હારા પતિ પ્રત્યે પ્રભુ તુલ્ય ભાવના રાખે છે. ત્હારૂં હૃદય તેના દેહનું આકર્ષણ કરે છે, તો જરૂર તને મળશે."

"મ્હારાં ભાગ્ય તો એવાં નથી; પણ આપનાં પુન્ય આડાં આવે, તો મ્હારા પરનો દોષ દૂર થાય, ને—"

"એમજ થશે. મ્હારાં કોઈ પણ કૂડાં કર્મ મને યાદ નથી. મેં કોઇ પણ રંકને રંજાડયા નથી. ધંધામાં પણ નાણાંની લાલચે, કે દોલતમંદ થવાની આકળી લાલસાએ, ગરીઓના પેટપર લાત માર-

વાનો સ્વપ્ને ખ્યાલ કર્યો નથી. પ્રભુએ મને જે દોલતમંદ બનાવ્યો છે, તે મ્હારી સન્નિષ્ટા, પ્રમાણીકપણું અને સત્કર્મ વડેજ! નહિ કે બીજાનું ધન ઓળવવાને વિશ્વાસઘાત કરવો પડયો! જો હું આજ સુધી કેવળ પ્રમાણીક રહ્યો હઇશ, તો મ્હારો અવશાન કાળ પુત્ર-દર્શને પુરો થઇને તેનેજ હાથે અગ્નિ સંસ્કાર પામીશ! "–રત્નલાલે નિસાસો નાખ્યો.

પ્રભુ દીનદયાળ છે. માણુસનું ધાર્યું તો કંઈ થતું નથી; પણ કોઈ વાર મન ચિન્તવ્યા સંજોગ મળી જવાથી માણુસોને પ્રભુ પત્યે બહુ શ્રદ્ધા ઉત્પન્ન થાય છે, ને આ વાત તો નિર્વિવાદ છે કે શુદ્ધાત્મામાં ઉત્પન્ન થયલો ખ્યાલ ખરેખર સત્ય પદાર્થનું દર્શન કરાવે છે.

રત્નલાલના ચિન્તવનમાં પુત્રનું દર્શન પ્રાપ્ત થયું, અને તારવાળો સિપાઈ હાજર થયો—ભૈયો તાર લઇને અંદર આવ્યો. રત્નલાલે તાર જોયો, ને તે બોલ્યો.

"નીલમ? જો હું સાચો હઇશ, તો આ તાર નવલના પત્તાનો નીકળશે." નીલમે તાર ફોડયો ને તેમાં એજ નીકળ્યું.

"વાહરે મ્હારા પ્રભુજી? વાહરે મારા પુજ્ય સસરાજી? આપનું વચન સત્ય નીવડયું. પટણાથી રાજેન્દ્રલાલનો તાર છે. રતનના પિતા ત્યાં તેમને મળ્યા છે."

"મ્હારો દયાળુ દામોદર કળિ કાળમાં પણ હાજર હજુર છે. માણુસો જખ મારે છે, ભૂલ કરે છે; અને જો તેના પર પાકો ભરૂસો રાખે, તો નક્કી તે શામળો સૌની ઇચ્છા પાર પાડે! આજ હવે મ્હારો મંદવાડ ગયો. પ્રભુએ જાણે મને આગાહી બતલાવી ન હોય! નીલમ, હવે ત્હારો ભાગ્યોદય થશે–"

"ને આપનું આયુષ્ય વૃદ્ધિ પામશે?"—નીલમ હસી.

"હા; હવે હું શાન્તિ પામીશ. નવલ પણ શિતળ થઈ ગયો હશે. મ્હારે બાબુનું ને રતનનું લગ્ન કરવું બાકી છે. તે કાર્ય કરીને છેવટનો સમય વાનપ્રસ્થમાં ગાળવો છે. ધાર્યું તો ધરણીધરનું થશે; પણ આ સત્કર્મ કરવાનું છે."

"પ્રભુ આપની ઇચ્છા સફળ કરે."

"નીલમ? પટણે તાર કરો, મ્હારી માંદગીના ખબર જણાવો, નવલ એકદમ આવશે."

"વારૂજી!" નીલમ ઉઠીને ચાલવા જતાં માણેક આવી.

"મ્હોટાં બેન? તાર કોનો આવ્યો? મેં સિપાઇને જતાં જોયો."

"એ તો રતનના પિતા—" નીલમ બોલતાં અટકી.

"મ્હારો નવલ પટણામાં રાજેન્દ્રને ત્યાં ઉતર્યો છે, તેના સમાચાર છે." રત્નલાલે જવાબ દીધો.

"તમારા મ્હોંમાં સાકર!"

"હું મહેતાજીને તાર કરવાની વરદી આપવા જાઉં છું. તું સસરાજી કને ઉભી રહેજે!" નીલમ ગઇ.

"માણેક? ત્હારી બ્હેન બહુ હૈયાની પોચી લાગે છે."

"શેઠ? આપ જેવા વડીલની છાયા કિમતી અને હિમ્મત દેનારી છે. મ્હારાં મ્હોટાં બ્હેન તો માત્ર દેખાવમાંજ દમામદાર છે. હૈયાનાં તો પોચાંજ છે."

"ત્હારી હિમ્મતને ધન્ય નહિ? તમારા પર કેવા કેવા કઠણ કાળ ગુજર્યા? પણ તેં લગારે જણાવા ન દીધું. ખરૂં કહું છું, માણેક? ત્હારા જેવી સુભાગી સ્ત્રી સર્વેના ઘરમાં હજો."

"તમારો આશિર્વાદ અમને તો સદા સુખરૂપ નાવડયો છે."

"હજી પણ તું સુખી થઇશ. તારાં ભાગ્ય મોટાં છે."

"આપનું વચન પ્રભુ તુલ્ય છે."

ખરેખર એમજ થયું. વીરપુરથી તાર આવ્યો, ને માણેકના હાથમાં ભૈયાએ આપ્યો.

"આજ કંઈ તારનાં વ્હાણ ફાટયાં!" રત્નલાલે કહ્યું. માણેકે તાર ઉખેડયો, ને તે હસી.

"શેઠજી? આપ ત્રિકાળજ્ઞી મહાત્મા છો, કે શું?"

"ત્હારા તારમાંયે કંઈ નવીન છે?"

"લખે છે, કે રાજમાતાના અત્યાગ્રહે અંતે દિવાનપદ લેવાનો સમય આવ્યો છે. જુનો દિવાન તેની કરણીનો ભોગ થયો છે. આવતી કાલે સવારે દરબાર ભરીને દિવાનપદનો પોષાક આપનાર છે. રત્નલાલ શેઠની તબીયતના ખુશ સમાચાર તરત જણાવો."

"તમારી ચડતી થાઓ. નીલમને કહો કે એમને મ્હારી તરફથી મુબારકબાદીનો તાર કરવા મહેતાજીને કહે, અને મ્હારી તબીયતના ખબર પણ આપે." માણેક હર્ષભર આ ખબર નીલમને કહેવા ગઈ, એટલામાં ત્રીજી ખુશ ખબર આવી–"**ગુણવંતીને પુત્ર પ્રસવ થયો**–એકને બદલે બે પુત્રો જોડીયા આવ્યા!"

નીલમ ને માણેકે આ ખુશ ખબર રત્નલાલને કહી. આજનો દિવસ આનંદમય થઇ પડયો, રત્નલાલની તબીયતપર બહુ સારી અ-સર થઇ. જયન્તને ત્યાં પણ મુબારકબાદી મોકલી, અને આનંદમાં રાત્રી પસાર થઇ ગઇ.

---

## પ્રકરણ ૨૭ મું.

---

### ભાગ્ય-ચન્દ્રોદય!–વીરપુરના દિવાન મિ૦ કુન્દનલાલ.

અસ્તોદયનો નાટક આખા જગતની રંગભૂમિપર સદાકાળ

ભજવાય છે. એકનું દુઃખ, તે બીજાનું સુખ છે ! જેનાં સ્ત્રી પુત્ર નાશ પામ્યાં, તે બીજાને ત્યાં જન્મ પામ્યાં ! એકનું આક્રંદ અને બીજાનો આનંદ ! સંસારની ઘટમાળ અહોકાળ સુધી એવીજ રીતે ચાલ્યા કરતી હોય, એમ માલમ પડે છે. ઇશ્વરે અલૌકીક માયા પ્રવર્તાવી છે. એક પદાર્થપર વિચાર ક્ષુલ્લક બુદ્ધિ હારી જાય છે. કર્મવાદીનો એકમત છે. પ્રયત્નવાદીનો બીજો મત છે. કોઇ પણ પ્રભુની ગતિનો પાર પામવા સમર્થ થઈ શક્યું નથી. ભિખારી તે ભિખારી નથી. શ્રીમંત કે રાજા તે સદાકાળ તેવાં નથી.

માણસનું ધાર્યું શું થાય છે ? નિરાશાના વનમાં રખડતો માણસ આશાનાં ઝાડ પર મીઠાં ફળ ખાતો નજરે પડે છે. અરણ્યમાં ગાયો ભેંસો ચારતો જંગલી જન, રાજપદ ધારણ કરે છે. તપ ને બળ કંઇ માણસમાં સ્થાપિત થયલું પ્રકટ હોતું નથી; સમયકાળ તેને સહાય થાય છે, ને તે પ્રમાણે સત્તા, બુદ્ધિ ને બળ આપે છે.

વીરપુરના કુમારનો ટયુટર કુન્દનલાલ એ રાજનો દિવાન થશે, એમ કોણે કલ્પ્યું હશે ? દુબળી ડોશીનો ગરીબ દીકરો કુન્દન જ્યારે ચોપાટીપરની ચાલીમાં રહેતો હતો, ત્યારે શું તે દિવાન સાહેબ થવાની આગાહી બતાવતો હતો ?–ના, ભાગ્ય કરે તે કોઇ ન કરે !

વીરપુરનો ત્યાગ કરીને કિશોરનન્દની જ્યારે કાશીપુર તરફ વિદાય થઇ, ત્યારે તેને કલ્પના થઇ હશે ખરી, કે પોતે થોડા દિવસમાં પતિના સન્માનથી વધાવાશે ? પ્રભુની ગતિ ન્યારી છે.

કુન્દનલાલ અને રાજમાતા આવ્યાની ખબર દિવાનને પડી. પેલો લુચ્ચો માસ્તર ક્ષેમ અને કુશળ બન્નેને ખાનારો હતો, તેણે દિવાનના કાનમાં ફુંક મારી, કે "તમારાપર વાદળ ઘેરાયું છે. એક દિવસ સાસુનો તો બીજો દહાડો વહુનો આવ્યો છે. કુન્દનલાલે કલેક્ટર સાહેબને મળીને રનાદેવડીનો કેસ માંડી વળાવ્યો

છે. મી૦ સુરેન્દ્રલાલ તેના જમાઇ છે. આપે જે કંઇ પ્રપંચ કર્યો હોય, તેની ક્ષમા ચાહવાનો વખત છે," આ વાત થાય છે, ત્યાં તો મહારાજા સાહેબનો સ્વાર આવ્યો, ને દિવાનનાં હાંજાં ગડગડી ગયાં. દિવાન એકદમ ઉઠયો, અને ગભરાતો કંપતો દિવાન કુમારશ્રી કને ગયો. પોતાનું પાપ લટકેલું જોઇને દિવાને પોતાની પાઘડી મહારાજના ચરણમાં મુકી દીધી. "હું તમારે શરણે છું. મેં ભૂલ કરી છે. જોઇએ તો મારો, જોઇએ તો ઉગારો. તિજોરીમાંથી લીધેલું નાણું સલામત છે." કુન્દનલાલે આ અવસરે પોતાની ભલાઇ બતાવવા મહારાજાને વિનંતિ કરી, ને દિવાનને બચાવવાનું વચન લીધું. મહારાજાએ દિવાનને ફિટકાર આપતાં એટલુંજ કહ્યું કે, "અસત્યતા ને અપ્રમાણિકપણું મૃગજલ જેવું છે. દીનમાન સદાકાળ સરખું રહેતું નથી. ભારતના દેશી રાજ્યોને તમારા જેવા દમામદાર લોકો દાબી દે છે. રાજાઓ પરવશ પડી જવાથી, તમારા જેવા ફાંસીઆઓ ફાવી જાય છે. જોકે કેટલાક ઉલ્લુ મગજના રાજા માને છે, કે પૈસો અમલ નીભાવે છે? જો હું ધારૂં તો તમને બ્રિટીશ રાજને ચાકડે ચડાવું, કેમકે તમારા જેવા દિવાનોથી દેશી રાજને તેમજ બ્રિટીશ રાજના પ્રમાણીક અમલદારોને અપવાદમાં આવવું પડે છે. હવે મારે તમને એટલીજ શિક્ષા કરવી બસ છે, કે તમારે તિજોરી સંપુર્ણ રીતે સોંપીને દેશપાર થવું." આ હુકમ અમલમાં આવ્યો. કાળું મોં કરીને દિવાન ચાલ્યો. તિજોરીમાંથી લીધેલું નાણું પાછું આપ્યું, અને મિ૦ સુરેન્દ્રલાલે ગવર્નમેંટમાં આ માણસની ખરાબ ચાલ માટે નોંધ લખી મોકલી. તે સાથે મી૦ કુન્દનલાલને દિવાનગીરી આપવાનો વીરપુર મહારાજનો લેખ પસાર કરાવી દીધો.

વીરપુરના રાજ મંડળમાં આનંદ પ્રવર્ત્તાયો. રાજ મંડળમાં ને પ્રજા વર્ગમાં કુન્દનલાલની શાખ તેમજ સ્નેહ હતો. આજે કુન્દનનો

ભાગ્યોદય થયો. રાજમાતાએ તાર કરીને મુંબઇથી માણેકને તેડાવી, અને એજ દહાડે દરબાર ભરીને કુમારશ્રીએ કુન્દનલાલને દિવાન ત- રીકેનો ઓધ્ધો બક્ષ્યો, તથા રાજના ધોરણ પ્રમાણે પોષાક વગેરે એનાયત કર્યું. રાજમાતાએ માણેકને તેમજ બાળકોને અમુલ્ય પોષાક આપ્યો.

કુદરતની કૃપા થાય છે, ત્યારે ચોમેરથી લક્ષ્મીનો વર્ષાદ વરસે છે. રાજમાતાને આગલી રાત્રીએ સ્વપ્નું આવ્યું. મરહુમ મહારાજાના પલંગમાં જે ખાનગી પટારો હતો. તે ઓસીકાની ઇસમાં હતો, ને તેની ચાંપ નીચેથી દબાતી હતી. આ સંભ્રમણા રાજમાતાને સ્વપ્નદ્વારા થઇ. રાજમાતાએ માણેકને પોશાક આપ્યો, ત્યારે તેને સ્વપ્નાનું સ્મરણ થયું, ને પોતે જાતે કળ દાબી જોતાં ખાનું ઉઘડી ગયું. તેમાં કુન્દનની પચીસ હજારની નોટો હતી. રાજમાતાના હાથમાં તે નોટો આવી, અને તે વિષે કુમારને તથા કુન્દનને ખબર કરી. તેઓ તથા માધુભા વગેરે રાજમાતાને મહેલે આવ્યા, અને પોતે મજકુર નોટો બતાવી. દસ વર્ષ વીતિ ગયાં. નોટો સલામત રહી. વ્યાજ મળીને મોટી રકમ થઇ હતી. રાજમાતાએ ને કુમારે એકમત થઇને એ નોટો કુન્દનલાલને બક્ષિસ આપી દીધી. જોકે કુન્દનને તેનાં લ્હેણાં નાણાં મળ્યાં હતાં, તોપણ આજની ખુશાલીમાં ને વફાદારીના બદલામાં આ નવો લાભ તેમનેજ આપ્યો. આ રીતે આજ દિવસે સર્વ પોશાક તથા ભેટો મળીને એક લાખ રૂપિયાની બક્ષિસ મળી.

આ સમારંભ સમાપ્ત થતાં મુંબઇથી રત્નલાલ ઝવેરીનો લંબાણ તાર આવ્યો.

"તમારી દિવાનગીરી માટે મુબારકબાદી આપું છું. કુમારશ્રીએ તથા રાજમાતાએ કદર કરી, તેમને પણ ધન્યવાદ આપું છું. તમારા જેવા લાયક, પ્રમાણિક અને અનુભવી ગૃહસ્થને દિવાનપદ યોગ્ય છે.

મ્હારી તબીયત સારી થઇ ગઇ છે. નવલરાય આવ્યાથી મોટો આનંદ થયો છે. વીરેન્દ્રલાલ અહીંજ છે. કાલની કોઇને ખબર નથી. રતન તથા લીલુનાં લગ્ન કરી દેવાનો સૌનો વિચાર છે; માટે કુટમ્બ સહિત જલદી આવવું. તમારો બંગલો રંગાઇને તૈયાર થઇ ગયો છે."

આ તારથી વધુ ખુશાલી થઇ. રાજમાતાએ અને કુમારે, કુન્દનલાલને મુંબઇ જવા રજા આપી; અને મોટી ધામધુમ સાથે દિવાન સાહેબ બાળકોને પરણાવવા માટે કુટમ્બ સહિત મુંબઇ ઉપડી ગયો.

વાહરે, પ્રભુજી વાહ! ત્હારી લીલા તો ત્હારી કળામાંજ સમાયલી છે. આ સમયે કુન્દન ને માણેકને પેલા મારવાડીને ત્યાં મુકેલા દાગીનાનો પ્રસંગ યાદ હશે કે? દુઃખનાં સો વર્ષ, સુખની એક ઘડીમાં વિસરાય છે. હાઃ! હાઃ! હાઃ!

---

# પ્રકરણ ૨૮ મું.

---

## નવલનો પિતૃ-ભાવ.

"આજ્ઞાંકિત બાળકો, એ માબાપની અખૂટ દોલત છે!"

"દોલત તે દીકરા, કેળવે તે ભોગવે!"

પુન્યવંત, ભાગ્યવંત, તાપસી માણસના! પ્રારબ્ધની અજબ ખુબી છે. જેના તેજમાં જગત અંજાય છે, જેના પ્રતાપનો પ્રકાશ ચોમેર ઘુમે છે, રાજ દરબારમાં જેનો સત્કાર છે, મહાજન મંડળમાં જેની કીર્તિ છે, ન્યાત-જાતમાં જેની સત્તા છે, કુટમ્બ પરિવારમાં જેની વડીલાઇ છે, અને બાળકો તથા સેવકોમાં જેનું મહા માન છે, એવા પ્રતાપી પુરૂષોને ધન્ય છે. આ પુરૂષો માંહેનો એક રત્નલાલ

શેઠ છે, કે જેનામાં મહાત્મા તરીકેના અનેક ગુણો પ્રદર્શિત જણાય છે. તેઓ ગ્રહસ્થાશ્રમ ધર્મના પાળક–પોષક છે; સંસારીઓમાં વસનારા છે, તો પણ ધર્મ, દયા ને દીનતાના તેઓ પુજારી છે. સ્વાર્થપરાયણ છતાં પારમાર્થિક ગુણ ધરાવે છે. સુધરેલા છતાં સ્વધર્મનિષ્ટ છે. રાજ્યભક્ત છતાં પ્રજા હિતેચ્છુ છે. હુન્નરમંદોના આશ્રયદાતા અને રંકના રાજા છે. આ સર્વ સદ્ગુણને લીધે તેનું ભવ્ય કપાળ તાપસી જેવું તપે છે, ને તેથી જનવર્ગ અંજાય છે.

નવલરાય અથડાઇ પછડાઇને ઠેકાણે આવી ગયો. સંસારના કડવા અનુભવનો ઠીક અભ્યાસ કર્યો. યુનિવર્સીટીની કેળવણી લીધી, પણ માનસિક લક્ષણોની કેળવણી ખામીભરી હોવાથી, તન મન ને ધનને અપજશ આપ્યો.

આજના આપણા કેટલાક ગ્રેજ્યુએટોની ચડતી કેળવણી ભારતના ઉદય માટે બહુ અસંતોષકારક નીવડેલી માલમ પડે છે. ઘણાં થોડાંજ નંગ દેશોન્નતિને ઉપયોગી ઠર્યા છે. વિદ્યાકળાની ચડતી ડીગ્રી મેળવવાને ચોપડાનાં પાનાં મુખપાઠ કર્યાં; અને B. A. થયા, કે LL. B. થયા, તેથી તેની જીવનશક્તિ ચડતા પ્રકારની કહી શકાય નહિ. ઘણાક ગ્રેજ્યુએટો ધર્મ–હીણ નીકળ્યા છે! ઘણાક વટલી ગયા છે! ઘણાક માનસિક ધર્મ ભૂલી ગયા છે! ઘણાક અંગ્રેજ વિદ્વાનોનો તિરસ્કાર પામ્યા છે; કેમકે હંસની ચાલ કાગડો ચાલવા ગયો છે! નહિ અંગ્રેજો પોતાની કને જગ્યા આપતા, કે નહિ દેશીઓ તેમનું વજન રાખતા! આ રીતે આપણા કેટલાક ગ્રેજ્યુએટોની હાફ–કાસ્ટ ગતિ થવા પામી છે. તેમનામાં પુરો ગુજરાતી કે સંસ્કૃતનો સંસ્કાર નથી રહેતો; તેઓ કંઇક અંગ્રેજી પોથાં વાંચીને ક્રીશ્ચિયાનીટી સંપાદન કરતા માલમ પડે છે! તેમનામાં આર્યધર્મનું રહસ્ય સમજવાની કાં તો શક્તિ નથી; કેમકે એ વિષય જેટલો વાંચવામાં ગહન, તેવો

પોષવામાં કઠણ છે! વળી તે ફેશનેબલ નથી; ધોતીયાં-પોતીયાં પહે-રીને સંસ્કૃતમાં ધર્મ-કર્મ સંબંધી ભાષણ કરે, તો આપણા કેટલાક દેશી ગ્રેજ્યુએટોના બાપ-દાદાને કલંક લાગે! તેઓ જો અંગ્રેજીમાં ઇસુ સાહેબને માન આપવા ઉભા રહે, તો પાદરી સાહેબો મોટા મોટા હોદ્દા અપાવે! છેવટે તો કલબ કે સોસાયટીમાંથી તો બોયકોટ! તેમની માનસિક ડીગ્રી તો ટ્રાન્સપોર્ટ પ્હોંચી જાય! આ રીતે અનેક બાબતોમાં આજકાલ આપણા ગ્રેજ્યુએટો જોઇએ, તેવા ફતેહમંદ ઉતરેલા માલમ પડતા નથી. કેટલાક તો એવા પણ જોવામાં આવે છે, કે અંગ્રેજી બોલવાનું ભાન રાખતા નથી. મુંબઇના એક જાણીતા પારસી ગૃહસ્થનું જન્મચરિત્ર એક હિન્દુ ગ્રેજ્યુએટે લખ્યું; તેનું વિવે-ચન કરતાં એક પત્ર લખે છે કે 'લેખકે ફરીને કોલેજમાં અંગ્રેજી અભ્યાસ કરવા જવાની જરૂર છે!' અફસોસ!!!

નવલને માનસિક રોગથી વેઠવી પડેલી વ્યાધી હવે તેને આકરી થઇ પડી. અનુભવ મેળવ્યા પછી તેને માલમ પડયું, કે પોતાની પર-ણેલી સ્ત્રી વિના અન્ય સ્થળે કશું સુખ મળતું નથી. તેમની પર જે સત્તા ચલાવવામાં આવે છે, ને તેનો જે અમલ થાય છે, તે અનિવાર્ય છે. આખરે દુઃખના ડામ ખાઇને, પિતા તથા પ્રિયાની ભક્તિ ગ્રાહ્ય કરી પોતે જે અવિચાર્યું પગલું ભર્યું છે, તે માટે રત્નલાલને તેણે એક પત્ર લખ્યો હતો; તેમાં આ પ્રકારે પશ્ચાતાપ પ્રગટ કર્યો હતો.

**પરમપુજ્ય વડીલ પિતાજી,**

આપ તિર્થ સ્વરૂપ પિતાશ્રી કને આજ્ઞાકિન્ત્ પુત્ર ક્ષમા ચાહીને આ પત્રદ્વારા વિનતી કરે છે, કે—

કર્મસંયોગે, માનસિક વૃત્તિ ચળિત થવાથી, અને સંસારનાં મોહક સુખોની અદ્ભૂત વાન્ચ્છના પ્રબળિષ્ટ થવાથી આપ જેવા તિર્થ સ્વરૂપ વડીલની છાયાનો ઘાત કરીને, અને કુળવંત તથા નિર્દોષ

સ્ત્રીના શુદ્ધ સ્નેહનો પરિચ્છેદ કરીને, પર્યટન નિમિત્તે પ્રદેશમાં નીકળ્યો; પણ થોડા અનુભવમાં મને જે શિક્ષા પ્રાપ્ત થાય છે, તેનું વર્ણન મ્હારી કર્મ-કથા વાંચનારનુંજ હૃદય જાણી શકે ! હું મહા અપરાધી ઠર્યો છું, ને તેની મને યથેષ્ટ શિક્ષા થઈ છે.

આપની વૃદ્ધાવસ્થામાં મ્હારા જેવા નિર્ગુણ પુત્રે જે સેવા ગુમાવી છે, તે માટે હું આપનો ને પ્રભુનો અપરાધી છું. માબાપો પોતાના બાળકોને ઉછેરીને વૃદ્ધાવસ્થાનો લાભ લ્હે છે; તેમને વારસો આપીને, આર્ય ધર્મનાં સિદ્ધાન્ત પ્રમાણે વાસના દેહની મુક્તિનો લાભ લ્હે છે. વાંઝીયા માણસનો ઉદ્ધાર થતો નથી. સત્પુત્રના હાથે મુકાયલા પિંડથી પિતૃઓની મુક્તિ થાય છે. આ પરસ્પર સ્વાર્થ સાધ્ય કરનારી માયાનો મેં જે વિચ્છેદ કર્યો છે; તે માટે હું આપ કૃપાળુ વડીલ કને ક્ષમા યાચના કરૂં છું.

મ્હારી ભ્રષ્ટ બુદ્ધિને લીધે મેં જે કંઈ વ્યવહારને દોષ લગાડ્યો હોય, અથવા આપે પરણાવી આપેલી સાધ્વીનું હૃદય દુઃખાવ્યું હોય, તો તે અપરાધથી મને મુક્ત કરશો.

મ્હારૂં મન નિર્મળ થઈ ગયું છે. આપ જેવા દેવાંશી વડીલની વૃદ્ધકાળે સેવા કરવાની મેં પ્રતિજ્ઞા લીધી છે. ઘરદીપક કુળવધુને સ્નેહથી સંભાળીને મ્હારી યથાશક્તિ રક્ષણ કરવાનો હવે મેં નિશ્ચય કર્યો છે. જો મને આપની છાયામાં પુનઃ આગમનની ઇચ્છા પ્રકટ કરો, તો પુજ્ય સ્વરૂપનાં દર્શન કરવા હું આતુર છું.

લી૦ અપરાધી **નવલ.**

આ પત્ર રત્નલાલે વાંચ્યો. નીલમને વંચાવ્યો, અને તેમનાં હૃદય પ્રસન્ન થયાં. નવલને બોલાવવાનો તાર કર્યો હતો. તે પછી આ પત્ર વાંચીને ફરીને તાર કરવાનાં હતાં, ત્યાં નવલના આગમનનો તાર મળ્યો, અને પ્રભાતમાં મુંબઇ આવી પહોંચવાનો હોવાથી તાર કરવાનો માંડી

વાળ્યો. નવલના પસ્તાવાથી હવે નીલમ તેમજ રત્નલાલને ખાત્રી થઇ, કે પ્રભુએ દિવસ વાળ્યો.

સારામાં સૌનો ભાગ છે. રત્નલાલ જેવા પરોપકારી નરનું પુન્ય-ફળ ઘણા કાળ સુધી ચાલવું જરૂરનું છે. નીલમ પણ હવે અનુભવને અંતે ઘડાઇને શાન્ત પડી ગઈ છે. જુવાનીનો જુસ્સો ને ગુસ્સો નરમ પડી ગયો છે. મનોવૃત્તિ દબાઇ ગઇ છે. હવે તો અગ્નિમાં તવાયલા સોના જેવું શુદ્ધ મન થઇ ગયું છે, અને વય જતાં માણુસ સ્થિતિના ચીલાપર ચાલતો થાય, એ સ્વાભાવિક છે. પુન્યશાળીનાં હૃદયનો થર એજ માર્ગે ચાલે છે.

## પ્રકરણ ૨૯ મું.

### ભાગ્ય ભૂમિપર નવપલ્લવ વાટિકા!

કથા–વૃક્ષનો દ્રવતો રસ ઝીલનારાં વ્હાલાં વાંચક વર્ગ, હવે સહજ સમજી ગયાં હશે, કે પાત્ર જનો, પોતાની જીવન–યાત્રા પુરી કરીને હવે શાન્તિ નગરમાં આવી પ્હોંચ્યાં છે.

વૃદ્ધ પિતાના આનંદ પાત્રમાં પુત્ર–મેળાપનો રસ રેડાયો. અનેક કષ્ટ, વિટમ્બના ને પશ્ચાતાપ પછી પિતા પુત્ર ભેટયા. મનની બહુ બહુ વિમાસણો વેઠીને, અળગાં થઇ ગયલાં, સંબંધીઓનાં દીલ એકત્ર થઇ ગયાં.

સુશીલ અને શીયળવંતી અભિસારિકા પીયુ વિના ટળવળતી હતી. મદનના રાગમાં રગદોલાયલી નીલમ અલખ લખનો અગમ્ય-ગમ પ્યાલો પીને મસ્તાન બની હતી, તેથી જો કે કેટલોક સમય તેનાથી કામદેવ દૂર રહ્યો; પણ તેની હદ પૂરી થઇ, એટલે પતિ

ચિન્તન થવા લાગ્યું. બાબુ મ્હોટો થયો, રતન લગ્ન યોગ્ય થઇ, તોપણ પતિવતી પ્રમદાનો મનનો વિકાર નાશ ન થયો. અંતે નિરાશાના વાવાઝરડાં વચ્ચે દૃઢતાની ઓથે સ્વાર્થી દેહ ટકી રહ્યો, ને આશા પાર પડી. નીલમને પતિદર્શન થયું. મનોમન સાક્ષી-ભૂત થયું, પ્રેમનો ઢોળાયલો સુધારસ પાછો દમ્પતીએ ભરી ભરીને પીધો. લાંબા કાળનાં રીસામણાં આજ ટળી ગયાં. નવલે, પિતા કને એવી પ્રતિજ્ઞા લીધી, કે હવે રત્નલાલને પોતાની કીર્તિ, ધન અને સુખ વિષે કશી ચિન્તા રહી નહિ. કપૂતપણાનો પુત્રપર ચડેલો અપવાદ દૂર થયો, અને વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરવામાં યત્કિન્ચીત સંકોચ થયો નહિ. એજ રીતે નિલમગવરીને પણ પ્રતિજ્ઞાપૂર્વક ખાત્રી આપી. મહા સંકટોમાંથી બચેલો આ ચૈતન્ય રૂપ જડ પદાર્થ હવે સિદ્ધિ પામ્યો. અહોકાળ પતિ ધર્મ પાળવાના સોગન લીધા. પરસ્પર દમ્પતીએ પ્રતિજ્ઞા લીધી.

ભાગ્યભૂમિપર નવપલ્લવ વાડીઓ ખિલવા લાગી. ગુણી ગુણવંતીને બે પુત્રફળ મળ્યાં. એક ભાગ્ય આધારે, ને બીજું કર્મ આધારે। પહેલો પુત્ર પૂર્વ સંસ્કારથી પ્રાપ્ત થયો. બીજો પુત્ર આધુનીક કર્મ વડે પ્રાપ્ત થયો. પહેલો પુત્ર આયુર્દાવાળો હતો. બીજો પુત્ર પેલા સર્યુ કાંઠાના કુંડપર સંધ્યા કરવા બેઠેલા મહાત્માશ્રીનો માયાવી અવતાર હતો. ગુણવંતી જળાશયમાં ડુબતાં મહાત્માએ બચાવી લીધી હતી; પણ સ્ત્રીનો અંગસ્પર્શ થવાથી, અને તે સ્પર્શ એક શુદ્ધ માતારૂપ હોવાથી, ગુણવંતીના ગર્ભમાં થોડોકાળ તેનો જીવ દગ્ધ થયો ખરો; પ્રસવ થતાંજ તે પુત્ર તો ગુજરી ગયો. તેનો સ્થુળ દેહ માટી સાથે મળી ગયો, અને તેનો જીવ અસલ દેહ, જે સર્યુ નજીકના તપોવનમાં તેમના આશ્રમવાળા ભોંયરામાં પડેલો છે, ત્યાં પ્હોંચી ગયો, અને જીવન શાન્તિ પામ્યું.

આ રીતે સંસારી ઘટમાળનું પરિક્રમણ અંતે વિરામ પામ્યું. જયન્તની ચિન્તા દૂર થઇ; સુમતી પ્રસવકાળમાં ગુજરી ગઇ, તેનો સંભ્રમ નાશ થયો—આજે ગુણવંતી મોતને બિછાનેથી ઉઠેલી પુત્રવતી માતા થઇ. સાવકી દીકરી રમાને ભાઈ પ્રાપ્ત થયો. વાર તહેવારે બહેનની ખબર લ્હેનારા ભાઇઓને ધન્ય છે. કોઇ બ્હેનના સગા ભાઇઓ, ને કોઇ બ્હેનના માની લીધેલા ભાઇઓ અવસર વેળાએ અધર ઉભા રહે, એ તે ખરા ભાઇ! બાપિકા કુળમાં સ્વાર્થે માટે સગપણ રાખનારા ભાઇઓ તો કસાઇઓ કરતાંયે ભૂંડા! માત્ર વાસનાભૂત કાગભૃશંડી કરતાંયે ઉચ્છિષ્ટ ભોજન ને વિષ્ટાહાર કરનારા ભાઇઓ ભલી બહેન કનેથી દૂર રહેલા સારા! ભાઇનો સંબંધ બાંધીને બેહેનને આડે રસ્તે દોરવી જનારા ભાઇઓ કળિની દુનિયામાં હોય, તો તે નાશ થયલા ભલા! ગુણવંતી આજે પુત્રને રમાડતી, ઝુલાપર હિંચોળતી, પતિના પ્રેમની માળા ચોગરદમ વિંટળાઇને તેના કંઠમાં આરોપાયલી સુગંધી લ્હેતી હાલરડાં ગાતી હતી. બાળકિશોરનું નામ **ચંદ્રમુખરામ** પાડયું—ચંદાને સંબોધીને ગુણી ગીત ગાતી—બાળક રડતો છાનો રહી જતો, અને જયન્ત તથા રમા ને મોજી મહારાજ આનંદ મેળવતાં હતાં.

શાન્તનુની દુઃખદ કથા પુરી થઇ. ઇસ્વરલાલ દલાલને પેલા રસોયાએ રૂબરૂ હકિકત કહ્યા પછી તરત કાશીથી ગોરનો તાર આવ્યો. શાન્તનુના આપઘાતની વિગતવાર હકિકત જાતે આવીને કહી. ઇશ્વિરલાલ કંઈ સાવકો પિતા ન હતો. તેની નવી સ્ત્રીને શાન્તનુના મરણનો ગમ ન લાગ્યો, પરતું પિતાને લાગ્યો, અને શાન્તનુના સ્વહસ્તે લખેલા પત્રો વાંચીને ખુબ રડયો. એ હકિકત રત્નલાલ શેઠને કહી. રત્નલાલે તેમના ધણીનાં નાણાં શાન્તનુની ઇચ્છા પ્રમાણે વ્હેંચી દેવાનો ઠરાવ કર્યો.

સ્વામી સચ્ચિદાનંદજી પધાર્યા. પોતાની પરની વીતક વાત કહી સંભળાવી. રત્નલાલ અને નિલમે ક્ષમા ચાહી. કુલીન કુટમ્બનું શુભ કરવા જતાં તેમને જે અસહ્ય સંકટ વેઠવું પડયું, તેથી માફી માગી. સ્વામીજીએ સ્નેહ સંબંધે દરગુજર કર્યું, અને તેમના સંસારની શાન્તિ થયલી જોઇને આનંદ પામ્યા, કાશીના ગોરની શુભ સેવાનો બદલો દેવા તેને રોકયો, અને મંગળોત્સવ શરૂ કરવા. ઠરાવ થયો.

માણેક અને કુન્દનલાલ પધાર્યાં. તેમના ભાગ્યોદયની મુળ વીતક સાંભળીને સ્નેહી મંડળ આનંદ પામ્યું. ભાગ્યની બલિહારીનાં સૌએ . મીઠાં પાણી પીધાં.

વિરેન્દ્રલાલ અવસરસર આવી પ્હોંચ્યા. અહીંયાં ગંગા–જમુનાં અને સર્યુનો ત્રિભેટો થયો. નીલમ અને માણેક તથા ગુણવંતી ત્રણે સુંદરીયો એકઠી થઈ. મન ગમતા સુખ સહિત પરસ્પર ધન્યવાદ આપવા લાગી. હવે તે રીતે નવલ, કુન્દન ને જયન્ત પણ ભેગા થયા. હવે રતન, લીલુ અને રમા રંગમાં રમવાનાં રહ્યાં. મણી તો સાથેજ હતો. માત્ર રાજેન્દ્ર અને સુરેન્દ્રને બોલાવવા રહ્યા હતા. રત્નલાલ શેઠે લગ્ન સમારંભની તાકીદ કરી. વિરેન્દ્રલાલે પોતાની ધર્મપત્નિ સૌભાગ્ય બહેનને સુરતથી તેડાવ્યાં, અને મુંબઇમાંજ ધામધુમ કરવાનો નિશ્ચય કર્યો. જોશી બાવાને તેડાવ્યા. સંસારી રીત પ્રમાણે શાસ્ત્રોક્ત ગ્રહમંત્ર માંડીને મુહુર્ત લીધાં, અને તે દિવસથી ત્રણે ઘેર મંગળ ચોઘડીયાં વર્તાવા લાગ્યાં. વિરેન્દ્રલાલને શાન્તનુવાળોજ બંગલો આપ્યો, ને ત્યાં તેમણે લગ્નારંભની તૈયારી કરવા માંડી. પોતાના બન્ને પુત્રોને તાકીદે તેડાવી લેવાનો તાર કર્યો. આહા ! વિવાહોત્સવ જેવો બીજો આનંદ કયો ?

# પ્રકરણ ૩૦ મું.

---

## વિવાહોત્સવ ! લીલુ ને રતનનાં લગ્ન.

I scent the air of blessings, when I come but near the house.
What a delicious breath marriage sends forth;
The violet bed's not sweeter, Honest wedlock
Is like a banqueting-house built in a garden,
On which the spring's chaste flowers take delight
To cast their modest colours; when base lust,
With all her powders, paintings, and best pride,
Is but a fair house built in a morass—

"*Woman beware of Woman.*"

સંસારમાં જો કંઈ સુખ હોય, તો તે લગ્નમાં છે, પરંતુ તે લગ્ન જો સફળ નિવડે, તોજ તેમાં અમૃતરસ છે, નહિ તો વિષ છે. એકાદવાર દૃષ્ટિના ખેંચાણથી, ને મોહના ભેદવાથી લગ્ન થયું, તો તે મૃગજળ સમાન છે. ખુબસુરતી ઉપર મોહી પડીને જે સ્ત્રી પુરૂષો લગ્ન કરે છે, એ થોડે કાળે દુઃખરૂપ થઇ પડવાનો સંભવ રહે છે. આ સુધરેલા જમાનાનો સવાલ છે. આપણા આર્ય સંસારમાં જ્યાં બાળ લગ્નનો રિવાજ છે, અને ઘુમટો તાણીને કન્યાને પરણાવવામાં આવે છે, ત્યાં તો લગ્નના સુખ દુઃખની સીમા વર્ણવીજ શકાય નહિ! કદાચ વર કન્યાની પસંદગીનાં તો નહિ, પણ સામાન્ય રીતે પરસ્પર દૃષ્ટિ વ્યવહાર હોય, તોયે હજી ઇન્સાફ મળેલો કહેવાય; પરંતુ કન્યા હોય લંકાં, ત્યારે વર હોય ધોધે! તેવા લગ્નમાં તો પછી 'રામ જેમ રાખે તેમ રહેવું.'

આર્ય સંસારમાં મરણનું પ્રમાણ બહુ વધી પડ્યું છે, તેનાં બે કારણો જાણવામાં આવે છે. એક તો બાળલગ્ન, અને બીજું બાળ

કેળવણી ! બચપણથી અજ્ઞાન મંડળમાં ઉછરે, એટલે વહેમનો ભોગ પ્રથમથીજ થઇ પડે; તેમાં બાળલગ્ન થવાથી શારીરિક બંધારણ નબળું પડી જાય !—લાયક ઉમ્મર અને ઘટતી વહેવારૂ કેળવણી મળે તો સ્ત્રી કે પુરૂષને દુઃખી થવાનો ઘણો ઓછો સંભવ રહે છે; પછી છંદને લીધે કે વ્યસનને લીધે નબળાઇ પ્રાપ્ત થાય, તો જુદી વાત છે.

રત્નલાલ શેઠને ત્યાં પૌત્રીનાં લગ્નની ધામધુમ શરૂ થઇ; આ પ્રસંગમાં કુન્દનલાલ અને જયન્તીલાલ પણ સામેલ હતા. બીજી તરફથી વિરેન્દ્રલાલ પણ તત્પર થયા હતા—ગુણવંતી ન્હાઇ ઉઠી—અને રમાના લગ્નોત્સવમાં ગાંડી ઘેલી બની ગઇ. કુન્દનને ત્યાં દીકરી તથા દીકરાનાં બન્નેનાં લગ્ન હતાં. લીલુ અને મણી બન્ને પરણવાનાં હતાં—શુભ મુહુર્તે નવિન જોડાના કપાળમાં ચાંલ્લા થયા હતા. વસ્ત્રાલંકાર પણ ધારણ થવા લાગ્યાં હતાં. સૌ સૌની ગજા—સમ્પતિ પ્રમાણે દાગીના ને વસ્ત્રો ખરીદવા લાગ્યાં હતાં—ગુણવંતી અને માણેક મળીને નીલમ બ્હેન સાથે ખરીદીનું નકી કરતાં હતાં.

રત્નલાલ શેઠ તરફથી આ પ્રસંગે રાજ રજવાડાને આમંત્રણ થયું. નામદાર નીજામ સરકારના તો તેઓ ખાસ ઝવેરી હતા. એટલે આ પ્રસંગે તેમણે ખુદ બેખુદ આવવાને કબુલ્યું. નામદાર ગાયકવાડ સરકાર, નામદાર ભાવનગર દરબાર, નામદાર કોલ્હાપુરના મહારાજા તથા ચીરપુરના દરબાર અને બીજા કેટલાંક રજવાડાં ઉપરાંત શેઠ શાહુકાર વગેરેને આખા દેશાવરમાંથી તેડાવ્યા હતા. તેઓ માટે જુદા જુદા બંગલા રોકયા હતા. રત્નલાલ જોકે નાયકાથી વિરૂદ્ધ હતા, તોપણ રાજવંશીઓના શોખને માન આપીને કલકતાવાળી જાણીતી નાયકા ગોહરજાનને બોલાવી હતી. તે ઉપરાંત ઉમદા ને પ્યારીનાં તથા મેશર્સ રામચન્દ્ર એન્ડ બ્રધર્સના "રામાફોન" રેકર્ડસોનાં મધુર ગાયનો સંભળાવવાની ખાસ કેટલીક ગોઠવણુ કરી હતી.—

આ લગ્ન પ્રસંગમાં આપણી વાર્તાની નાયિકા નીલમ ને માણેક તથા ઉપનાયિકા ગુણવંતીનો ઠાઠ અદ્દ્ભૂત હતો. પ્રભુએ કુન્દનનો દિવસ વાળ્યો હતો. જયન્ત પણ સુખી હતો.

સાવકી માતાનાં સગપણનો કશો ભાવ રાખ્યા સિવાય રમાને લાડ લડાવવામાં ગુણવંતી ગાંડી-ઘેલી બની ગઇ હતી-"**સાવકાનું સગપણ**" નઠારૂં કહેનારાને ગુણીએ એવો દાખલો બેસાડગો હતો, કે આ ભલી સ્ત્રીઓના સદ્દ્ગુણનું સર્વ ઉદાહરણ લઈ શકે.

આપણા સીવ્હીલ્યન ભાઇઓ પણ આવી પ્હોંચ્યા, સુધરેલી ઢપે લગ્ન સમારંભ થયો. વરઘોડાની મીજલસમાં પાંચ હજાર માણસનો જમાવ થયો હતો. નોબતો, ઢોલ, વાજાં અને રજવાડાની રીહાસતો પણ સામેલ થઇ હતી. મુંબઇ નગરી ગાજી રહેલી હતી. પોલીસ કમીશનર સાહેબ અને તેમના સ્ટાફના કુશળ અમલદારોનો બંદોબસ્ત લક્ષ ખેંચી રહેલો હતો. છાપાવાળા પણ હાજર હતા. રિપોર્ટરો પણ દોડા દોડી કરતા હતા-આજ સુધી મુંબઇ શહેરમાં કોઇ પણ લગ્ન ખાસ પત્રપર નોંધાયું હોય, તો તે આ પ્રસંગે હતું. રત્નલાલ મોટો શાહુકાર હતો. બ્રિટીશ રાજનો વફાદાર શહેરી હતો. ના૦ ગવર્નર સાહેબ પણ મીજલસમાં હાજર થયા હતા. અંગ્રેજ ને દેશી કુટમ્બોમાં ખાસ પારસી લેડીયો લક્ષ ખેંચી રહી હતી. ફેશનેબલ મેળાવડો ગજાવવામાં નીલમ, માણેક ને ગુણવંતી દીપી નીકળી હતી.

બીજે દિવસે લગ્ન પ્રસંગ હતો. રતન અને રાજેન્દ્ર, લીલુ ને સુરેન્દ્ર, રમા ને મણી આજે ભવિષ્યનાં સુખ-દુઃખનાં સાથી થયાં હતાં. સ્ત્રીમંડળ મંગળ ગીત ગાતાં હતાં. આજે ઉલટ ઉમંગ ને ઉત્સાહનો પાર ન્હોતો. બાળ જોડલાંપરણી ઉઠયાં. ગોર-બ્રાહ્મણોએ આશિર્વાદ આપ્યો. તેઓ પોતપોતાનાં વડીલોને પગે પડયાં. રીત રીવાજ પ્રમાણે

દેવને પગે પડયાં, અને ધામધુમ સાથે નવાં જોડાં સ્નેહ સુખ પામ્યાં. જ્યારે સૌએ આશિષ આપી, ત્યારે અમે પણ આશિર્વચન દીધું.

**શાર્દૂલ વિક્રીડિત.**

જ્યાં સુધી મહિ શેષ મસ્તક રહે, આકાશમાં ચન્દ્રમા,
જ્યાં સુધી રવિ–ઇન્દ્ર અર્ણવ રહે, વિશ્નુ તથા તો રમા;
જ્યાં સુધી ધ્રુવ મેરૂ ને હર–શિવા, વાણી અને ગંગ તે,
ત્યાં સુધી તમ દમ્પતી સુખી રહો, આશિષ આપું જ એ.

---

વ્હાલાં વાંચકો ? આ રીતે તમે પણ તમારાં વ્હાલાં બાળકોનાં મંગળ લગ્ન કરો, અને તમારી ફરજ બજાવીને તેમને શુભ આશિર્વાદ આપો. અસ્તુ.

" ALLS WELL THET ENDS WELL. "

---

## નીલમ અને માણેકનો વિજય.

---

( પૂર્ણાહુતી. )

નવાં જોડાં પરણીને સુધરેલી રીત પ્રમાણે Honey–moon માટે બહારગામ પધાર્યાં. માબાપોએ પોતાનું ઋણ આપ્યું. સર્વ પરોણાઓ યથેષ્ટ સતકાર પામીને વિદાય થયા. રત્નલાલ શેઠે સાર્થક કર્યું, અને **નીલમ–માણેક** પણ પોતાના સંસારને સુખી બનાવીને ભાગ્યવંત થઇ. આ ખુશાલીમાં રત્નલાલે લગ્નોત્સવમાં મોટી રકમ ખરચી, ને તે સાથે નીચે પ્રમાણે સખાવત કરી.

૧. સરસ્વતી મંદિર પાઠશાળામાં, કન્યાઓને ગૃહશિક્ષણ આપવા માટે એક લાખ રૂપીયા.

૨. સંસ્કૃત પાઠશાળા સ્થાપવા માટે બે લાખ.

૩. વિધવાશ્રમ સ્થાપવા માટે એક લાખ.

૪. અનાથાશ્રમ સ્થાપવા માટે એક લાખ.

૫. કાળ-દુકાળમાં પૂર્વનાં શ્રીમંત આબરૂદાર જે રંક અવસ્થા ભોગવતાં હોય, તેને છુપી મદદ કરવા માટે પાંચ લાખ રૂપિયા આપ્યા.

૬–દેશી યુનીવર્સીટી સ્થાપવા માટે બે લાખ, અને આયુર્વેદ વિદ્યાલયને તથા પ્રસુતાશ્રમ સ્થાપવાને ત્રણ લાખ, એ રીતે પંદર લાખ રૂપિયાની ગંજાવર સખાવત કરી.

આ પ્રસંગે મુંબઇની લેડીઝ સોસ્યલ કલબ તરફથી '**નીલમ અને માણેક**' ને ખાસ માનપત્ર આપવામાં આવ્યું; તેનો સાર આ પ્રમાણે હતો—

સૌભાગ્યવંતાં સુજ્ઞ સાક્ષર બ્હેનો;

સૌ० **નીલમ અને માણેક.**

**મુંબઇ.**

વિદ્વાન્ બ્હેનો,

આર્ય સંસારનાં ઉચ્ચ સિદ્ધાન્તોની અભ્યાસી બનીને આપ બન્ને બ્હેનોએ ગૃહ–રાજ્ય ચલાવવામાં જે કુશળતા વાપરી છે; એટલુંજ નહિ પણ આપની ઉચ્ચ આર્ય સ્ત્રી–કેળવણી, સંગીન રહેણી–કરણી અને ઉચ્ચાભિલાષી સખાવતોથી, દરેક સ્ત્રીઓને આપ દાખલારૂપ થઇ પડી છે; તે માટે મુંબઇની 'લેડીઝ સોસ્યલ કલબ' તરફથી તમો બન્ને બ્હેનોને આ '**માનપત્ર**' આપવામાં જાત–વિજાતનો અંતર ત્યાગીને સૌ બ્હેનો શોભા સમજે છે.

આપની માતાની સંગીન તાલીમ પામીને, બન્ને બ્હેનો, ગર્ભ શ્રીમંત ઘરની શાણીઓ બની; અને ધનવંત સંસારમાં ઉચ્ચ વૈભવોથી વિંટલાયલી છતાં, સાદા સ્વભાવે, ને સુશીલ સદ્ગુણે સર્વે સ્ત્રી

મંડળનાં સ્નેહદ્વારા ચિત્ત હરી લઇ, જે આકર્ષણ કર્યું છે, તેનીજ આ પ્રસાદી છે, એમ કહેવું અતિશયોક્તિ ભરેલું નહિ ગણાય !

જેમ તમે બન્ને બ્હેનો સુઘડ માતાના હાથ તળે કેળવણી પામીને જે લાભ સંપાદન કર્યા, તેવાજ પ્રકારની તાલીમ તમારી લગ્નવતી કન્યાઓ પામી છે, એ ભારતના ઉદયનું નવું તેમજ શુભ ચિન્હ છે; કેમકે સ્ત્રી કેળવણીનો ઉદય, એ ભારતના સામ્રાજ્યની ચડતીનું સુલક્ષણ છે. જ્યારે આપના જેવી સંગીન કેળવણી પામેલી પ્રમદાઓ અનેક સંખ્યામાં પ્રકટ થશે, ત્યારે ભારતની પ્રજા, જે રાજ્ય–લોભની તૃષ્ણાથી ગુંથાયલી, એ લોભ સહજ દૂર કરશે; કેમકે તેમનાં ઉચ્ચ લક્ષણો, તેમની પરાક્રમ ભરેલી વિધાઓ, અને તેમની સંગીન બુદ્ધિ પોતાની મેળે માર્ગે કરી લ્હેશે, ને તે તપ વડે તેઓ રાજ્યાધિકારને યોગ્ય થશે–પણ તાત્પર્ય એજ કે—

સ્ત્રી કેળવણીનાં સંગીત બીજ રોપાય
તો તેની પ્રજા રૂડાં ફળ પ્રાપ્ત કરી શકે.

આપનાં '**નીલમ ને માણેક**'નાં શુદ્ધ નામો, સ્ત્રીરૂપ ગૌહરોમાં જે ઝળકતી કીર્તિ પામ્યાં છે, અને તે નામોનું અખંડપણું તમારી કન્યાઓમાં ઉતરેલું છે; તે અમ્મર રહો ! તમારી સુઘડ કન્યાઓ આપણી ભારતીય બ્હેનોને તમારા નામ પ્રમાણે દાખલા રૂપ થઈ પડો, અને સદાકાળ તમે આર્ય સંસારને વધુ ને વધુ ઉપયોગી નીવડો, એ અમારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. છેવટે "**નીલમ માણેક**"નો જય–વિજય ઉચરીને એજ આશીર્વાદ આપીશું, કે

ઝાડ ઉછેરે સ્નેહે, સુંદર મધુફળ સદાય ખાવાને;
કન્યાને કેળવવી, ઉત્તમ '**કુળ–વધુ**' 'સુમાત' થાવાને.

લા૦ તમારી

હીન્દુ સોસ્યલ કલબની સ્વદેશી **બ્હેનો.**

આ માનપત્ર આપીને, આપણી લાયક નાયિકા ગુણવંતીના સંબંધમાં પણ કેટલીક કીર્તિ પ્રસિદ્ધ કરવામાં આવી, અને ખાસ કરીને

**સાવકી માતાના સદ્‌ગુણ**

તરીકે તેમની કારકીર્દિ ઝળકતી કરવામાં આવી. અસ્તુ! વ્હાલાં વાંચકો? **'નીલમ ને માણેક'** ની કથા-રસનો શુભ કુંભ તમારા કોમળ કરમાં મુકીને લેખક હવે ક્ષમા-યાચના ચાહે છે.

**માણસ ભૂલથી ભરેલો છે!**

તેમ આ કથામાં એવા અનેક દોષો નજરે પડશે, કેમકે આ ક્ષુલ્લક બુદ્ધિ કંઇ સર્વ પદાર્થની પારાંગત હોતી નથી, માત્ર મગતરૂં આકાશમાં ઉડવા યત્ન કરે, તેવો આ પ્રયત્ન છે; પણ તેને ઉન્નત કરવામાં તમો ભાઈ-બ્હેનોએ જે ઉલટ બતાવી છે, તે માટે આ ગ્રંથ આપ સર્વનો અતી આભારી છે. જય રંગ શ્રી ગુર્જર સાહિત્ય ભૂમિકાના! **અસ્તુ!**

**કથા ભાગ-સમાપ્ત.**

**अच्युतं केशवं रामनारायणं**
**कृष्ण दामोदरं वासुदेवं भजे ।**
**श्रीधवं माधवं गोपिकावल्लभं**
**जानकी नायकं श्रीरामचन्द्रं भजे ॥**

